# LIFE OF S. PAUL.

# પાઉલ પ્રેરિતનું જીવનચરિત્ર.

કિંમત ૧૨ આના.

# પાઉલનું જીવનચરિત્ર.

## (વિદ્યાર્થીઓના ઉપયોગને સારૂ).



અંગ્રેજીમાં રચનાર શિકાગોની ઈશ્વરવિદ્યાની પાઠશાળાના
પ્રોફેસર જ્યૉર્જ હોલી ગિલ્બર્ટ, પી. એચ. ડી., ડી. ડી.



ગુજરાતી વિદ્યાર્થીઓના ઉપયોગને સારૂ પુષ્કળ સુધારા વધારાવાળી
આવૃત્તિ ગુજરાતીમાં છપાવી પ્રસિદ્ધ કરનાર વડોદરા કાંપની
ઈશ્વરવિદ્યા શાળાના પ્રિન્સિપાલ રેવ. આર. ડી.
બિસ્બી, એમ. એ., એસ. ટી. બી.

કિમ્મત ૧૨ આના.



સુરત મિશન છાપખાનામાં એચ. આર. સ્કોટે છાપ્યું.



ઈ. સ. ૧૯૧૫.

# પ્રસ્તાવના.

"વિદ્યાર્થીઓને માટે પાઉલનુ જીવનચરિત્ર" એ આપણી બૉસ્ટનની ઇશ્વરવિદ્યાશાળામાં, માસ્સેચુસેટ્સ કે જ્યાં બસેં બી. એ. વિદ્યાર્થીઓ સેવાના કામને માટે અભ્યાસ કરે છે, ત્યાં વાપરવામાં આવે છે. આ મોટી નિશાળમાં ફ્લૉરેન્સ બી. નિકલસન ઇશ્વરવિદ્યાશાળાના હાલના પ્રિન્સિપાલે અભ્યાસ કર્યો હતો. પાઉલના જીવનચરિત્રનો અભ્યાસ કરવામાં આ પુસ્તક એમને એટલુ મદદરૂપ થયું કે જેથી તેઓ ઘણી ખુશીથી ગુજરાતી ભાઇઓને એનો અભ્યાસ તથા મનન કરવાને ભલામણ કરે છે.

આ પુસ્તકમાં ત્રણ હેતુનો સમાવેશ કરવામાં આવ્યો છે. પાઉલ પ્રેરિતનું જીવનચરિત્ર વિદ્દેશીઓની સમક્ષ મૂકવુ, પરંતુ તેમાં તેના ઇશ્વરી જ્ઞાન સંબંધીના શિક્ષણનો સમાવેશ કરવો નહિ, એ પ્રથમ હેતુ છે. પાઉલનું ચરિત્ર અને તેનું શિક્ષણ એ બન્ને વિષયો બહુ અગત્યનાં છે, માટે તે દરેક વિષય પર જુદું જુદું વિવેચન થાય તો એ વ્યાજબી છે, અને વળી એ પ્રમાણે કરવાથી તે બન્ને વિષયોનું વધારે સારી રીતે સ્પષ્ટીકરણ થઇ શકશે.

મુખ્ય મુદ્દાની બાબતો પર કંઈ ટીકા કર્યાં વિના અને તે બાબતોને અલંકારિક ભાષામાં લખવાનો પ્રયત્ન કર્યાં વિના તે બાબતો સરળ રૂપમાં અને શાસ્ત્રીય ખુલાસા સહિત લોકો સમક્ષ મૂકવી એ બીજો હેતુ છે. અમે એમ માનીએ છીએ કે મુખ્ય મુદ્દાઓ અથવા તો મુદ્દાની સાથે નિકટ સંબંધ ધરાવનારી બિનાઓનું જ્ઞાન વાંચનારને માટે મુખ્યત્વે કરીને ઘણું અવશ્યનું છે. આ અગત્યની બિનાઓનો સંગ્રહ એવા રૂપમાં કરવો કે દરેક જણ તેનો ઉપયોગ કરી શકે, અને તેનો લાભ લઇ શકે.

ત્રીજો હેતુ, આવા વિચારથી દરેક પ્રકરણના વિભાગ કરી તેમાંના ફકરાને અનુક્રમે ગોઠવ્યા છે, અને આ બાબતો પર શાસ્ત્રમાંથી અને હાલના જમાનામાં એ વિષય પર લખાએલા સાહિત્યમાંથી જે જે ટીકા મળી શકે, તેનું સંપૂર્ણ તો નહિ પણ પુષ્કળ દાખલા આપીને વિવેચન કરવામાં આવ્યું છે.

આપણા બિશપ જે. ડબ્લ્યુ. રૉબિન્સન ડી. ડી. નો આપણે ઘણોજ આભાર માનીએ છીએ, કે જેમણે આ પુસ્તક બહાર પાડવાને ઘણીજ ઉદારતાએ પૈસાની મદદ આપી છે. વળી આપણે આપણા હેડ માસ્તર રેવ. યુસફ ધનજીના આભારી છીએ, કે તેમણે પ્રેસને માટે હસ્તલેખો તૈયાર કરવામાં સંભાળ પૂર્વક કામ કર્યું છે.

રેવ. આર. ડી. બિસ્બી,

વડોદરા કાંપ.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૬ ઠું.



## પ્રકરણ ૭ મું.



## પ્રકરણ ૮ મું.



## પ્રકરણ ૯ મું.

## પ્રકરણ ૧૦ મું.



## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.

## પ્રકરણ ૧૩ મું.



## પ્રકરણ ૧૪ મું.



## પ્રકરણ ૧૫ મું.





# પ્રકરણ ૧લું.

## તાર્સસમાં પાઉલની બાલ્યાવસ્થા.

### ૧. શહેર.

યહુદાહની રાજધાની યરૂશાલેમ તથા રૂમના પ્રથમ ખ્રીસ્તી શહેનશાહની રાજધાની કૉનસ્ટાન્ટીનોપલની લગભગ અધવચ્ચે તાર્સસ શહેર આવેલુ હતુ, અને જે પુરૂષે બીજા બધા કરતાં યહુદાહથી માંડીને આખા રૂમી સામ્રાજ્યમાં ખ્રીસ્તી ધર્મનો વધારે પ્રચાર કર્યો તેની તે જન્મભૂમિ હતુ. ઇ. સ. પૂર્વે ૩૩૩ માં સિકંદરે દારિયસને હરાવ્યો તે ક્ષેત્રની પશ્ચિમે ૬૦ માઇલ, વિદેશી ખ્રીસ્તીઓની પ્રથમ રાજધાની અંત્યોખની પશ્ચિમમાં ૧૨૯ માઇલ, તથા યરૂશાલેમની વાયવ્ય કોણમાં ૫૧૫ માઇલ છેટે કીલકીઆમાં આ શહેર હતુ. ભૂમધ્ય સમુદ્રના કોણાથી બાર માઇલ છેટે સિડનસ નદી ઉપર તે આવેલુ હતુ, અને તે અતરને લીધે પાઉલના સમયમા તે નદી નૌકાની આવજા થાય તેવી હતી, (ઇ. સ. પૂર્વે ૫૦–૫૧.) કે જે વખતે સિસેરો કીલકી પ્રાંતનો સુબો હતો ત્યારે તે મુખ્ય શહેર હતું, અને પાછળથી તે રાજધાનીનુ શહેર થયુ. પાઉલના જન્મની પૂર્વે એક સૈકા સુધી તે સ્વતંત્ર શહેર હતું, અને એમ હોવાથી તેને કેટલાક હકો તથા સત્તા હતી, જેમાંનો એક હક તેની મહેસુલની વ્યવસ્થા કરવાનો હતો, તથા તે સત્તાની રૂએ પોતાના રાજ્યની હદમાં કર નાખવા, સિક્કા પાડવા, શહેરીઓ તથા પરદેશી મુસાફરો ઉપર શાસન સત્તા, રૂમી સરકારના જમીન વેરા તથા લશ્કર વેરાથી તેમનું મોકળાપણું ઇત્યાદિનો તેમાં સમાવેશ થતો હતો.

પાઉલના જન્મ સમયે કીલકી એ પ્રાંત હતો, અથવા સૂરિયા પ્રાંતનો તે એક ભાગ હતો એ ચોક્કસ કહી શકાય નહિ. પ્રેરિતોનાં કૃત્ય ૨૩ , ૩૪, ૩૫ માં લખેલું છે કે જ્યારે પાઉલ યરૂશાલેમમાં પકડાયો તથા કાઇસારીઆમાં બંદીવાન કરાયો, ત્યારે કીલકી એક જૂદો પ્રાંત હતો એવુ સ્વાભાવિક અનુમાન થઇ શકે છે. જ્યારે રૂમી હાકેમ ફેલીકસ પાસે પાઉલને લાવ્યા, ત્યારે તેણે તરતજ પ્રશ્ન કર્યો કે તે કયા પ્રાંતનો છે, અને તેના ઉત્તરમાં તેને જણાવવામાં આવ્યું કે તે કીલકીનો હતો. પરંતુ મારકવૉર્ટનો અભિપ્રાય એવો છે કે પહેલા સૈકામાં ઘણા સમય સુધી કીલકી સૂરિયાના તાબા હેઠળ હતું, અને ઘણા વિદ્વાનો આ અભિપ્રાયનો સ્વીકાર કરે છે.

તે સમયે તાર્સસ વિદ્યા તથા ઉન્નતિનુ મધ્ય કેન્દ્ર (મુખ્ય ધામ) હતું, અને આથેનાય તથા આલેકસાંદ્રીઆની સાથે તેની ગણના થતી હતી, ફિલસુફી તથા સામાન્ય વિદ્યામાં સ્ટ્રેબો તેને આ શહેરોથી ચઢીઆતું લેખે છે. તે લખે છે કે ત્યાંના માણસોમાં ફિલસુફી તથા વિદ્યાના બીજા વિષયો તરફ એટલી તો અભિરૂચી હતી કે આથેનાય, આલેકસાંદ્રીઆ તથા તે સમયે બીજા કોઈ પણ સ્થળમાં આવેલી ફિલસુફીની શાળાઓમાં અભ્યાસ કરનારાઓ કરતાં તેઓ વિશેષ ચઢીઆતા હતા. (ઈ. સ. પૂર્વે ૨૭૦ માં) તે કવિ એરેટ્સનું વતન હતું, અને પાઉલ પોતાના ભાષણમાં તેના શબ્દો ટાંકે છે (પ્રે. કૃ. ૧૭; ૨૮.) ટાએના શહેરનો વતની અને પાઉલનો સમકાલીન પુરૂષ એપોલોનિયસ તાર્સસમાં વિદ્યાભ્યાસ કરતો હતો, ત્યાર પછીનાં વરસોમાં પાઉલ તેના નામ અને કામ વિષે બરાબર વાકેફ થયો હશે, કારણકે પ્રથમ સૈકામાં એપોલોનિયસ "સાધુ, ઠગ અથવા ધર્માંન્ધ" પુરૂષ તરીકે પ્રખ્યાતીમાં આવ્યો હતો. પાઉલના સમયથી જરા અગાઉ (ઇ. સ. પૂર્વે ૫૪ થી ઇ. સ. ૨૪) ભૂગોળવેત્તા સ્ટ્રેબો તાર્સસમાં વિદ્યાભ્યાસ કરતો હતો, અને તેની સાથે ફિલસુફ એથેનોરોરસ કેનેનાઇટ્સ કે જે શહેનશાહ આગસ્તસનો શિક્ષક હતો તે પણ અભ્યાસ કરતો હતો; અને પાઉલના સમય પછી બે સૈકા બાદ મોપસુએસ્યાનો થીઓડોર (૪૨૯) તથા ક્રિસોસ્ટમ (૪૦૭) જેવા નામાંક્તિ પુરૂષો તાર્સસમાં વિદ્યાભ્યાસ કરતા હતા. સ્ટ્રેબો લખે છે કે તેના વખતમાં તાર્સસ તથા આલેકસાંદ્રીઆના વિદ્વાનોનો રૂમમાં પુષ્કળ જમાવ થયો હતો.

## ૨. વિક્ષેપ થએલા યહુદીઓ.

પાઉલ વિક્ષેપ થએલા યહુદીઓમાંનો હતો, અને એટલા માટે આ સ્થળે આ વેરાએલા યહુદીઓના સ્થાન, સંખ્યા અને મિલકત વિષે આપણે ત્વરાથી બરોબર નિરિક્ષણ કરીએ. પાઉલના સમયની પૂર્વે બીજા સૈકામાં સિબિલીન લેખ ઉપરથી જણાય છે કે દરેક દેશ અને સમુદ્ર યહુદીઓથી ભરપૂર હતો. જોસેફસની નોંધ ઉપર સ્ટ્રેબો ટીકા કરીને કહે છે કે વસ્તી યોગ્ય પૃથ્વીમાં આ કોમના લોકોએ વસવાટ કરીને તેનો કબજો મેળવ્યો નહિ હોય, એવું એક પણ સ્થળ મળવું મુશ્કેલ છે. ફીલો તથા જોસેફસ ખાતરીપૂર્વક જાહેર કરે છે કે યહુદીઓ આખી દુનિયામાં વસતા હતા અને સાથે એમ પણ કહે છે કે, યહુદીઓનાં સંસ્થાનો ઘણાં વિસ્તીર્ણ હોવાથી યરૂશાલેમને દુનિયાની રાજધાની કહી શકાય. ફીલો કહે છે કે તેના સમયમાં મિસરમાં દસ લાખ યહુદીઓ રહેતા હતા. પોમ્પીના સમયથી તેઓ રૂમમાં અતિ ઘણા થયા, અને સૂરિયા તથા આશિયા માઇનરમાં તેથી પણ વિશેષ હતા. એન્ટીઓખસ એપિફેનેસે બાબેલમાંથી બે હજાર યહુદી કુટુંબોને ફ્રુગિયા તથા લુદીઆમાં દેશપાર કર્યા,

દમસ્કમાં યહુદીઓની વસ્તી ઘણી ભારે હશે, કેમકે જોસેફસ કહે છે કે નીરોના વખતમાં ત્યાં દસ હજાર માણસોની કતલ થઇ હતી.

આવી રીતે જે યહુદીઓને આખા રૂમી સામ્રાજ્યમાં વિખેરી નાખવામાં આવ્યા તેઓને જ્યાં તેઓ રહેતા હતા, તેમાંના અમુક શહેરોમાં નાગરિકના હક મળતા અને કવચિત કવચિત રૂમી શહેરીના હક પણ મળતા હતા. તે તાર્સસનો શહેરી હતો (પ્રે. કૃ. ૨૧ ; ૩૯.) અને સાથે સાથે રૂમનો પણ શહેરી હતો (પ્રે. કૃ. ૨૨ , ૨૮.) ખાસ કરીને સૂરિયા, આશિયા માઇનર તથા મિસરનાં ઘણાં મુખ્ય શહેરોમાં યહુદી રહીશને નાગરિકના હક હતા. ખ્રીસ્તની પૂર્વે ત્રીજા સૈકામાં સેલ્યુકસ નીકાટોરે આશિયા તથા સૂરિયામાં જે સઘળાં શહેરો બાંધ્યાં તેમાં તેણે યહુદીઓને આ હક આપ્યા, અને જોસેફસના સમયમાં પણ તેઓ તે હકનો ભોગવટો કરતા હતા. તેવીજ રીતે ત્રીજા સૈકામાં એન્ટીઓખસ બીજાએ એફેસસ તથા આશિયાના કિનારા પર આવેલા કેટલાંએક નગરોના યહુદીઓને નાગરિકના હક આપ્યા. આલેકસાંદ્રીઆ કેટલેક અંશે યહુદીઓએ બાંધ્યું હતું, તેમાં પ્રથમથી તેઓ નાગરિકના હકનો ભોગવટો કરતા હતા. જોસેફસ કહે છે કે તે શહેરનો મોટો ભાગ તેઓને આપવામાં આવ્યો હતો, અને એક રૂમી સુબાની નિમણુક કરવામાં આવી હતી, અને તે તેઓ પર એક સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યના અધિકારી તરીકે રાજ્ય કરતો હતો. કુરેનીમાં યહુદીઓની વસ્તી ભારે હતી અને તેઓને બીજા રહીશના જેટલાજ સરખા હક હતા.

રૂમ તથા અન્ય સ્થળે ઘણા યહુદીઓને રૂમી નાગરિકના હક હતા. પ્રેરિતોનાં કૃત્ય ૬ ; ૯માં જે યહુદીઓને છુટા કરાએલા એ નામે ઓળખાવવામાં આવ્યા છે, તેઓ સામાન્ય રીતે જે યહુદીઓને રૂમમાં દાસત્વમાંથી મુક્ત કર્યાં અને જેમને તેજ વખતે શહેરીના હક મળ્યા તે હતા, અથવા આવા યહુદીઓના તેઓ વંશજો હતા. ફીલોના લખાણ મુજબ, રૂમના ઘણા યહુદીઓ રૂમી નાગરિક હતા. તેવીજ રીતે એફેસસ, સારડીસ તથા ડેલોઝમાં ઘણાજ યહુદીઓ હતા, અને તેઓ રૂમી નાગરિક હતા, અને ઘણું કરીને બીજાં શહેરોમાં પણ તેઓ જોવામાં આવતા હતા.

રૂમી નાગરિકના મુખ્ય ત્રણ હક હતા:—૧ લો, રૂમી અદાલત તરફથી તપાસ,—૨ જો, અપમાનનીય સજાઓમાંથી મુક્તતા, જેવી કે, ફટકા તથા વધસ્થંભ,—અને ૩ જો, કાઇસારને અમુક મુદતમાં અપિલ કરવાનો હક.

યહુદીઓ પ્રત્યે રૂમી સરકારની રાજનીતિ તેમજ આલેકસાંદર તથા સેલ્યુસીડીના વખતમાં તેમની રાજનીતિ ઘણે ભાગે મિત્રાચારી ભરેલી હતી. જુલિયસ કાઇસાર, આગસ્તસ તથા કલાદીઅસ યહુદીઓ પ્રતિ ઉદારતાએ

વર્ત્યાં. ખ્રીસ્તી સનના પ્રારંભની પૂર્વે ઘણુંખરૂં અડધા સૈકા ઉપર યહુદી લોકોનો કાયદેસર દરજ્જો હતો, અને આથી વિક્ષેપ થએલી યહુદી જમાતો પોતાનાજ લોકો જેઓ રૂમી નાગરિક નહોતા, તેઓની ઉપર શાસનનો પ્રયોગ શરૂ કરતા હતા, અને વળી તેઓની માલમિલકત ઉપર પણ અંકુશ મુકતા હતા. આ બીજી બાબત ભારે મુદ્દાની હતી, કારણ કે જો તેમ ન હોત તો વિક્ષેપ થએલા યહુદીઓને મંદિરનું વસુલ યરૂશાલેમ મોકલવામાં હરકત થાત. વળી બીજી મહત્વની બાબત એ હતી કે યહુદી કોમો પોતાના લોકોની પોતાના કાયદા પ્રમાણે તપાસ ચલાવતા હતા. તેઓ દીવાની તેમજ ફોજદારી બેઉ બાબતોમાં આ પ્રમાણે કરતા, આ હકનાં ઉદાહરણો આપણને પાઉલના જીવન-ચરિત્રમાંથી મળી આવે છે.

યહુદી લોકો પ્રતિ રૂમી સરકારની રાજનીતિ મિત્રાચારી ભરેલી હતી તેની વધારાની સાબિતી એથી થાય છે કે, તેઓના નિયમાનુસાર લશ્કરમાં જોડાવા સામે તથા સાબ્બાથ દિવસે કામ કરવા સામે જે પ્રતિબધ હતો, તેને માન આપવમાં આવતું, અને જ્યારે શહેનશાહની પૂજા શરૂ થઇ ત્યારે પણ જો આપણે કેલીગુલાની ટુંક કારકીર્દિ માન્ય રાખીએ, તો આ નિયમથી પણ યહુદીઓ છુટા હતા.

વિક્ષેપ થએલા યહુદીઓ લગભગ બધા હેલેની ભાષા વાપરતા, તે ભાષાનો સિકંદરની સ્વારી પછી પૂર્વમાં ઘણોજ ઉપયોગ થવા લાગ્યો, અને તે ભાષા વિદ્યાહુન્નરમાં વપરાતી હોવાથી રૂમમાં તથા પશ્ચિમમાં તેમાં ઘણો સુધારો થયો. યહુદીઓના સભાસ્થાનોમાં આ ભાષા વપરાતી, અને સાધારણ રીતે તેજ ભાષામાં તેઓના પવિત્ર લેખોનું વાચન કરવામાં આવતું. ખ્રીસ્તની પૂર્વે બીજા તથા ત્રીજા સૈકામાં જુના કરારનું ભાષાંતર હેલેની ભાષામાં થયું.

જે વિદેશીઓનો સભાસ્થાનની સાથે સંબધ હતો અને જેઓ પરમેશ્વરની બીક રાખતા, તેઓનો મજકુર પ્રેરિતોનાં કૃત્યમાં વારંવાર આવે છે. તે ઉપરથી પાઉલના સમયમાં વેરાઇ ગએલા યહુદીઓની ધાર્મિક ચપળતા વિશેષ હતી એમ દર્શાઈ આવે છે. ઇસુએ પણ આવી ચપળતા વિષે ઈસારો કરતાં કહ્યું કે, એક શિષ્ય બનાવવાની ખાતર ફરોશીઓ સમુદ્ર અને જમીનના છેડા સુધી જતા (માત્થી ૨૩; ૧૫.) ગ્રેએટઝ કહે છે કે, પૂર્વે બીજી કોઇ વેળા નહિ થયા હોય તેટલા શિષ્યો યરૂશાલેમની પડતીની અગાઉના દસકામાં થયા. જોસેફસ કહે છે કે દમસ્કમાં ઘણી સ્ત્રીઓ શિષ્ય થઈ હતી, અને વળી એડિયાબેનેની રાણી હેલન તથા તેણીનો દીકરો ઇઝેટિસ, જે રાજ્યગાદી પર આવ્યો, તેઓ યહુદી ધર્મના અનુયાયીઓ હતા.

યહુદી લોકો પ્રતિ વિદેશીઓ તિરસ્કાર તથા ધિક્કારની નજરથી જોતા હતા. કેટલેક અંશે આમ બનવાનું કારણ એ હતુ કે, યહુદી લોકો નિરાળા રહેતા હતા, અને મૂર્તિપૂજા તથા મૂર્તિપૂજકોનો તેઓ ઉઘાડા છોગે તિરસ્કાર કરતા હતા. ટેસિટસ એ પ્રમાણે કહે છે કે રૂમી લોકો જેને પૂજ્ય ગણતા તેને યહુદીઓ અશુદ્ધ લેખવતા, અને બીજી પ્રજાઓમાં જે ગેરકાયદેસર તથા અશુદ્ધ ગણાતું તે તેઓમાં પૂર્ણ સ્થાપિત થયું હતું. યહુદીઓ ઉપર તે એવો આરોપ મૂકે છે કે, તેઓ અન્ય મનુષ્યજાત પ્રત્યે "અનિષ્ટ તથા કટ્ટો શત્રુ-ભાવ" રાખતા. ટેસિટસનું આ સઘળું વૃત્તાંત ઇતિહાસકર્તાને બિલકુલ છાજતું નથી, કારણ કે તેથી સત્ય બાબતો વિષે તેની અજ્ઞાનતા જાહેર થાય છે, અને નીચમાં નીચ આક્ષેપોનો તેની પ્રતીતિને માટે તે સ્વીકાર કરે છે; પરંતુ આ છેલ્લો મુદ્દોજ આ બાબત પરત્વે તેની સાક્ષીને ઉપયોગી થાય છે. યહુદી લોકો પ્રત્યે વિદેશીઓનો જે વિરોધ હતો તે આથી સ્પષ્ટ થાય છે. યહુદીઓ પ્રત્યે જે વૈરભાવની લાગણી હતી તેથી ખ્રીસ્તી ધર્મોપદેશક વર્ગને જે વેઠવું પડતું હતું અને દેખીતી રીતે તેના કામને જે નુકસાન પહોંચતું હતું, તે પાઉલના જીવનચરિત્ર ઉપરથી એક કરતાં અનેક સ્થળે આપણને સ્પષ્ટ જણાઇ આવશે.

### ૩. પાઉલનું કુટુંબ તથા તેની તરૂણાવસ્થા.

પાઉલના કુટુંબ વિષે આપણે ઘણુંજ થોડું જાણીએ છીએ. પોતાના બાપ અથવા મા, તેમજ ભાઇ અથવા બહેન વિષે તે કંઇજ જણાવતો નથી. પાઉલ તથા મુખ્ય સરદારની વાતચિત ઉપરથી પાઉલનો બાપ રૂમી નાગરિક હતો એમ જણાય છે, (પ્રે. કૃ. ૨૨; ૨૮.) પરંતુ તે નાગરિક હતો તે ઉપરથી તે કંઇ સંપતવાળો હતો કે નહિ તેનું અનુમાન આપણાથી થઇ શકે નહિ. છુટા કરાએલા ગુલામોને શહેરીનો હક વારંવાર આપવામાં આવતો હતો. વળી બીજું કે પાઉલ હુન્નર શિખ્યો એટલે તેનું કુટુબ ગરીબ હતું એ કાંઇ પુરાવો નથી, કારણ કે યહુદીઓના ગુરૂઓનો એવો ઉપદેશ હતો કે, દરેક પુરૂષની ફરજ એ છે કે તેણે પોતાના દીકરાને કંઇ હુન્નર શિખવવો. પાઉલ યરૂશાલેમમાં વિદ્યાભ્યાસ કરતો હતો એ કઇ તેની સંપતનો પુરાવો નથી, કારણ કે લુકની સુવાર્તામાં આપણને માલમ પડે છે કે પાઉલની વિવાહિત બહેન યરૂશાલેમમાં રહેતી હતી જેના ઘરમાં તે રહ્યો હશે, (પ્રે. કૃ. ૨૩; ૧૬.) અને વિદ્યાભ્યાસનો ખરચ પણ કદાપિ ઓછો હશે. ગમાલિયેલ જેવા ગુરૂઓ, જેઓ શાળાઓ સ્થાપીને તેમાંજ મચ્યા રહેતા હતા તેઓને જે વિદ્યાર્થીઓ બક્ષિસો આપી શકે તેવા હતા તેઓ તરફથી બક્ષિસો મળી હશે, પણ નિયમ-શાસ્ત્ર કે જે જાતે અમૂલ્ય છે તે શિખાડવાને માટે એ બક્ષિસો કાંઇ પગાર તરીકે ગણવામાં નહોતી આવતી, અને તે વિના મૂલ્યે શિખવવું જોઇએ; પરંતુ ગુરૂના વખતના બદલામાં તે પ્રતિફળ તરીકે ગણવામાં આવતી હતી.

આગ્રીપા સાથેની વાતચિત દરમિયાન પાઉલે એવું કહ્યુ કે મેં યહુદી ધર્મના સખતમાં સખત પંથનું પ્રતિપાદન કર્યું છે, સેન્હેદ્રીન સન્મુખ તે એમ બોલ્યો કે, "હું ફરોશી છું, ફરોશીઓનો દીકરો છું," તથા તેના બદલાણ પૂર્વેની તેની આખી જીંદગી એ બધા ઉપરથી એમ માલમ પડે છે કે જોકે તેનો બાપ વિદેશીઓમાં વસવાટ કરતો હતો, તોપણ તે નિયમશાસ્ત્ર ચુસ્ત રીતે પાળતો હતો. યરૂશાલેમમાં પાઉલની બહેને ચુસ્ત યહુદી રહી ખ્રીસ્તીઓ પ્રતિ વેરભાવ નહિ રાખ્યો હોય એ સંભવિત લાગતું નથી, કારણ કે જો તેણી પાઉલના મતની હોત તો તે બાબતની કોઈ હકીકત અથવા સૂચના આપણા જોવામાં આવત, અને ઘણું કરી જેમ રામસે કહે છે તેમ કે પાઉલને મારી નાખવાનું જે તરકટ રચવામાં આવ્યુ હતું, તે તેની બહેનનો દીકરો જાણતો હતો એ પરથી તેણી વિરોધી યહુદીઓના પક્ષમાં હતી એમ જણાય છે.

જ્યારે પાઉલ કહે છે કે, "હુ હેબ્રીઓનો હેબ્રી છું," (ફિલિ. ૩ ; ૫.) ત્યારે એમ કહેવામાં તેની શી મતલબ છે તે ચોક્કસ કહી શકાય નહિ, પરંતુ આ વાકયમાં પાઉલ પોતે શુદ્ધ યહુદી કુળનો છે એ દેખાડે છે, તે ઉપરાંત તેમાં કાંઇ વિશેષ સૂચના હોય એમ સભવતુ નથી. પાઉલનાં માતપિતા પાલેસ્તાઈન-માંથી આવ્યાં હતાં એવી દંતકથા પરથી સમજુતી શોધવી નિરર્થક છે, કેમકે જો દંતકથા ખરી માનીએ તોપણ પાઉલ તાર્સસમાં જન્મ્યો (પ્રે. કૃ. ૨૨ ; ૩.) એ નક્કી વાત છે, અને તેથી તે હેલેની હતો

પાઉલ ચુસ્ત ફરોશી કુટુંબનો હતો તેથી તેને બચપણથી શાસ્ત્રનો કાળજી-પૂર્વક અભ્યાસ કરાવવામાં આવ્યો હતો એમ આપણે અનુમાન કરી શકીએ. (૨ તીમોથી ૩ , ૧૫ સરખાવો.) યહુદી બાળકોના વિદ્યાભ્યાસના સંબંધમાં બોલતાં જોસેફસે જોકે દેખીતીજ કેટલીએક અતિશયોક્તિ કરી છે તેમ છતાં પાઉલના સંબંધમાં ઘણે ભાગે તેનુ સારી રીતે લાગુકરણ કરી શકાય. તે એમ કહે છે કે યહુદી બાળકમાં સમજ આવે, કે તરતજ તેને નિયમશાસ્ત્રનો અભ્યાસ કરાવવામાં આવતો, અને તેઓના મનમાં તે એટલો તો ઠસી જતો કે પોતાનું નામ બોલે તે કરતાં વધારે સહેલાઇથી તેઓ તે સઘળું બોલી જતાં. જ્યારે પાઉલ તાર્સસમાં હતો ત્યારે એક છોકરા તરીકે તેનું વિદ્યાર્થી જીવન કેવા પ્રકારનું હશે તેનું તો આપણે માત્ર અનુમાનજ કરી શકીએ. સભાસ્થા-નની સાથે સાથે જે શાળાઓ ચાલતી હતી તે ઇસવી સન પહેલા સૈકાના પ્રારંભથી ચાલતી આવેલી હોય એ સંભવિત છે, અને જો તેમ હોય તો પાઉલે આવી શાળામાં અભ્યાસ કર્યો હશે. જેમ ઘેર તેમજ શાળામાં તેનો અભ્યાસ ઘણું કરી હેલેની ભાષામાં નિયમશાસ્ત્રનોજ હશે.

જેમ આપણે માનીએ છીએ તેમ જો પાઉલ બાલ્યાવસ્થામાં યરૂશાલેમ ગયો હોય, તો તે તાર્સસમાંની કોઇ વિધર્મી શાળામાં શિખવા બેઠો હશે એમ સંભવતું નથી ; અને પાઠશાળામાં જઇ જો ત્યાંનાં ભાષણો તેણે કદી સાંભળ્યાં હોય, તો યરૂશાલેમમાં પોતાના ગુરૂનો અભ્યાસક્રમ પૂરો કરવા પછીજ તેણે તેમ કીધુ હશે.

## વિદ્યાર્થીઓ સારૂ મુખપાઠ કરવાની ટીકા.

પાઉલના જીવનચરિત્રના અભ્યાસમાં ખુલાસા માટે કોનીબેર તથા હાઉસનનાં લખાણોમાંથી લીધેલી તેના બદલાણની તારીખ તથા તે પછીના બનાવો નીચે મુજબ છે :—

| | | | |
|---|---|---|---|
| ઇ. | સ. | ૩૬. | બદલાણ. |
| ,, | ,, | ૩૮. | તાર્સસ નાસી જવુ. |
| ,, | ,, | ૪૪. | બાર્નાબાસથી અંત્યોખમાં અણાવુ. |
| ,, | ,, | ૪૮. | પહેલી મિશનેરી મુસાફરી |
| ,, | ,, | ૫૦. | યરૂશાલેમમાં મત્રીસભા. |
| ,, | ,, | ૫૧-૫૪. | બીજી મિશનેરી મુસાફરી. થેસ્સાલોનીકીઓના ૧ લા તથા ૨ જા પત્રનું કરીથમાં લખાવું |
| ,, | ,, | ૫૪-૫૮. | ત્રીજી મિશનેરી મુસાફરી. |
| ,, | ,, | ૫૭. | કરીથીઓને ૧ લા પત્રનુ એફેસસમાં લખાવું ; કરીથીઓને ૨જા પત્રનું માકેદોનિયામાં લખાવું ; ગલાતીઓના પત્રનુ કરીંથમાં લખાવું. |
| ,, | ,, | ૫૮ | રૂમીઓના પત્રનુ કરીથમાં લખાવુ, યરૂશાલેમમાં પકડાવુ. |
| ,, | ,, | ૫૯. | કાઇસારીઆમાં કેદખાનામાં. |
| ,, | ,, | ૬૦. | રૂમ ભણી સફર. |
| ,, | ,, | ૬૨. | ફિલેમોનના પત્ર, કલોસીઓના પત્ર, એફેસીઓના પત્ર, તથા ફિલિપીઓના પત્રનુ રૂમમાં લખાવું. |
| ,, | ,, | ૬૩. | કેદખાનામાંથી છૂટકારો. |
| ,, | ,, | ૬૭. | તીમોથીના ૧ લા પત્રનું તથા તીતસના પત્રનું લખાવુ. |
| ,, | ,, | ૬૮. | રૂમમાં ફરી કેદખાનામાં. તીમોથીને ૨ જો પત્ર. મરણ. |

**વર્ગ માટે નિબંધનો વિષય:**—પાઉલ તથા ઈસુની બાલ્યાવસ્થા સરખાવો.

૧. તાર્સસનો ઇતિહાસ તથા તે કયાં આવેલું હતું તે વિષે તમે જે જાણતા હો તે બધુ કહો.

૨. સ્વતંત્ર શહેરની સત્તા તથા ખાસ હકો કયા હતા?

૩. યહુદીઓ વિધર્મીઓથી શા માટે ધિક્કારાએલા હતા?

૪. રૂમી શહેરીપણાના ત્રણ મુખ્ય હકો કયા હતા?

૫. યહુદીઓ પ્રત્યે રૂમી સરકારની રાજનીતિ કેવી હતી?

૬. પાઉલના કુટુંબ વિષે તમે જે જાણતા હો તે કહો.

૭. કયા પ્રખ્યાત પુરૂષોએ તાર્સસમાં કેળવણી લીધી હતી?

૮. રૂમી શહેરીપણાનો હક કેવી રીતે મેળવી શકતા હતા?

૯. એક નકશો દોરીને તેમાં તાર્સસ તથા યરૂશાલેમને તેમની યોગ્ય જગ્યાએ મૂકી દેખાડો.

---

# પ્રકરણ ૨ જું.

## પાઉલ ગમાલિયેલના ચરણો આગળ.

### ૧. યરૂશાલેમ ખાતે વિદ્યાયગીરી.

પાઉલને જ્યારે નિયમશાસ્ત્રના અભ્યાસ સારૂ યરૂશાલેમ મોકલવામાં આવ્યો ત્યારે તેની વય કેટલી હશે, તે આપણાથી ચોક્કસ કહી શકાય નહિ. દેખીતી રીતે તે તદન નાનો છોકરો હતો. તે એમ કહે છે કે, "હું તાર્સસમાં જન્મેલો યહુદી છું, પણ આ શહેરમાં ઉછર્યો છુ," (પ્રે. કૃ. ૨૨; ૩.) એ પરથી આ અનુમાન થાય છે. વળી તે એમ કહે છે કે મારી તરૂણાવસ્થાથી યરૂશાલેમના યહુદીઓ મને ઓળખે છે, (પ્રે. કૃ. ૨૬, ૪.) એ પરથી પણ આ અનુમાન થાય છે. "નિયમશાસ્ત્રનો દીકરો" થવા પછી જો તેને યરૂશાલેમ મોકલવામાં આવ્યો હોય (કે જે પુરવાર થઇ શકતુ નથી), તો કેટલેક દરજ્જે આપણે તેની ઉમર જાણી શકીએ તોપણ તે ચોક્કસ રીતે નહિ, કારણ કે તેર વરસની ઉમરે દરેક યહુદી છોકરાએ આખું નિયમશાસ્ત્ર પાળવુજ જોઇએ એમ પાઉલના વખત પછી ઠરાવવામાં આવ્યુ આની પૂર્વે ઇસ્રાએલીઓ પુખ્ત વયે નિયમશાસ્ત્ર પાળવાને બધાએલા હતા, અને એટલા માટે દરેક બાબતમાં એકજ સાલ નક્કી નથી, તેથી પાઉલ જ્યારે નાનો છોકરો હતો ત્યારે ગુરૂ તરીકેની કેળવણી પામવા સારૂ યરૂશાલેમ ગયો એ સામાન્ય માહિતીથી આપણે સંતોષ પકડવો જોઇએ. આ કેળવણી પામવા સારૂ તેને યરૂશાલેમ જવાની અગત્ય ન હતી, નિઃસંદેહ પડોસના અંત્યોખમાં એવા શિક્ષકો હતા કે જેમાં એક મોટું સભાસ્થાન હતુ તેમજ યહુદીઓની પણ તેમાં ભારે વસ્ની હતી, પણ સર્વ વાતે એ સ્વાભાવિક હતું કે તે યરૂશાલેમમાં જાય, કેમકે ત્યાં હિલેલ તથા શેમાઇ કે જેઓનુ કામ તાજુ હતુ તેઓની સૌથી વધારે પ્રખ્યાતી પામેલી શાળાઓ હતી, એટલુજ નહિ પણ યહુદીઓના મનને નિરંતર મોહ પમાડે એવુ મંદિર પણ ત્યાં હતું. જો પાઉલને રાબી થવાની ઉત્કંઠા હોય તો વિદ્યાભ્યાસને માટે તે પવિત્ર નગરની મનોહરતા સામે બીજું કોઇ પણ સ્થળ એક પળભર હરીફાઈ કરી શકે નહિ.

### ૨. ગમાલિયેલ ૧ લો, તથા રાબીઓની કેળવણી.

પાઉલ પોતાના શિક્ષકોને લીધે ભાગ્યશાળી હતો, ગમાલિયેલ ૧ લો હિલેલનો પૌત્ર હોય યા ન હોય તોપણ તે તેના જેવાજ સ્વભાવનો હતો, અને

હિલેલની શાળાનો તે સૌથી નામીચો પ્રતિનિધિ હતો. જોકે રાબ્બીઓ પોતાના માનના હક પર સાધારણ રીતે વધારે વજન મૂકતા હતા, તોપણ દંતકથામાં તેને નમ્ર મનવાળો તથા પોતાના દરજ્જાથી ઉતરતા મનુષ્યોની સેવા કરનાર એવો લેખવવામાં આવ્યો છે. પ્રેરિતોનાં કૃત્યમાં ગમાલિયેલ એક હિમ્મતવાન માણસ તરીકે જોવામાં આવે છે, અને તેમ છતાં તે બધાની જોડે મળતો હતો; તે કાંઈક ઉદાર મનનો માણસ હતો, અને સૈન્હેદ્રીનમાં તેનો સૌથી વધારે ભારબોજ પડતો હતો. (પ્રે. કૃ. ૫; ૩૪–૪૦.) પ્રેરિતોના લાભમાં સલુકાઈની નીતિ સંબંધીના તેના શબ્દોથી એમ સાબિત થતુ નથી કે અંદરખાને તેનુ વલણ ખ્રીસ્તી ધર્મ ભણી હતું: બલ્કે તેઓ દૈવવાદી (સઘળી વાત નસીબથી થાય છે એવો મત) ફિલસુફો હતા એવો પુરાવો છે. તેણે એવી દલીલ કરી કે જો આ હીલચાલ મનુષ્યો તરફથી હશે તો દૈવેચ્છા તેને ઉથલાવી નાખશે, અને એટલા માટે પીતર તથા બીજાઓને મારી નાખાને તેઓના રક્તથી આપણા હાથોને મલિન કરવાની આપણને અગત્ય નથી. આ તો દેખીતું છે કે ખ્રીસ્તી ધર્મની હીલચાલ આવી રીતે નષ્ટ થશે; અને જેમ થયુદા તથા તેના અનુયાયીઓ વિખેરાઈ ગયા, તથા ગાલીલના યહુદા તથા તેના શિષ્યોનો નાશ થયો તેવીજ રીતે આ મતનુ પણ ચકરડું વળશે એમ તે ધારતો હતો.

પાઉલે ગમાલિયેલની શાળામાં કેવા વિષય તથા કઇ પદ્ધતિ પર વિદ્યાભ્યાસ કર્યો, તેનો આપણે કેવળ સાધારણ ખ્યાલ કરી શકીએ. રાબ્બીઓ પોતાના શિષ્યોને મંદિરના ચોકમાં મળતા, (લુક ૨, ૪૬ : ૨૨ ; ૧ ઇત્યાદિ.) શિક્ષક ઉંચે આસને બેસતો અને વિદ્યાર્થીઓ તેની સન્મુખ જમીન પર બેસતા. ગમાલિયેલ પ્રખ્યાત શિક્ષક હતો તેથી તેની પાસે આવતા વિદ્યાર્થીઓની સંખ્યા મોટી હતી એ સંભવિત છે. જોસેફસ યહુદા તથા માત્થીઅસ નામે બે શિક્ષકો વિષે બોલતાં ઇસારો કરે છે કે, મોટા હેરોદના વખતમાં જુવાન માણસોનો મોટો સમુદાય તેઓની આસપાસ વિંટળાઈ રહેતો, એટલા માટે ગમાલિયેલ પાસે કેળવણી લેતા સૈંકડો વિદ્યાર્થીઓમાંનો પાઉલ એક હશે.

યહુદી શાળામાં મુખ્યત્વે કરી ગોખણપટ્ટીનું કામ ચાલતું. શિક્ષક શાસ્ત્રમાંનો કોઇએક ભાગ લઈ તેની સમજુતી ઘડી ઘડી બોલતો અને વિદ્યાર્થીઓ તે મુખપાઠ કરતા. તેથી ઘડી ઘડી બોલવું એનો અર્થ શિખવવુ એમ થયો, અને તાલમુદના બે મોટા ભાગમાંના એકને મિસ્ના કહે છે, એટલે, ઘડી ઘડી બોલવું. આ શિક્ષણ પદ્ધતિથી કલ્પનાશક્તિ નાબુદ થતી અને સ્મરણશક્તિ બળવાન થતી, જેમ કોઈ ટાંકીમાં ચોતરફ બરાબર કાંકરી તથા ચુનાનું પલાસ્તર કરીને પાણી ભર્યું હોય, અને તેમાંથી એકે ટીપું બહાર જાય નહિ તેવો વિદ્યાર્થીઓનો મનોરથ હતો. જેઓ શિક્ષકો થવાની ઉમેદ રાખતા હતા તેઓને આવો અભ્યાસક્રમ કેટલા વખત સુધી જારી રાખવો પડતો હતો એ

ચોક્કસ કહેવાય નહિ, કોઇ કોઈ વખત એ અભ્યાસક્રમ પૂરો કરવા સારૂ ઓછામાં ઓછાં બાર વરસ લાગતાં. જ્યાં સુધી વિદ્યાર્થીની ઉમર ચાળીસ વરસની થાય નહિ અને પરંપરાથી ઉતરી આવેલુ સંપૂર્ણ નિયમશાસ્ત્ર તે જાણે નહિ, ત્યાં સુધી તે શાળાના આચાર્ય તરીકે કેળવણી આપવાને લાયક ઠરતો નહિ, વિદ્યાર્થીઓ પર રાબ્બીની ભારે સત્તા હતી, અને માબાપોને જે માન મળે તે કરતાં વિશેષ તેમને આપવુ પડતું. સવારની તથા સાંજની પ્રાર્થનાના સમય શિવાય બીજી વેળાએ વિદ્યાર્થીથી ગુરૂની સન્મુખ ઉભા રહેવાતું નહિ, રાબ્બી પોતાને દેવ તથા મનુષ્ય વચ્ચે મધ્યસ્થ જેવો સમજતો, અને તે ઈશ્વરી ઇચ્છા પ્રગટ કરી મનુષ્યોને તે પાળવામાં સહાયભૂત થતો. રાજા, યાજક તથા ભવિષ્યવાદીનું એકઠું માન તથા સત્તા શાસ્ત્રીને ઘટે છે એમ ધારવામાં આવતું હતું. તેનો આદરસત્કાર કર્યો એટલે જાણે શેકીનાહનોજ આદરસત્કાર કર્યો એમ ગણાતું. વહેવારૂ રીતે મુસાનું નિયમશાસ્ત્ર એ રાબ્બીઓના શિક્ષણનો વિષય હતો, પરંતુ વાસ્તવિક રીતે જોતાં તે નિયમશાસ્ત્રનો પરંપરાથી ઉતરી આવેલો ખુલાસોજ હતો. શાસ્ત્રવચનના મુખપાઠથી તેની શરૂઆત કરવામાં આવતી, અને શાસ્ત્રવચનના પરંપરાથી ચાલી આવેલા બહોળા ખુલાસાના મુખપાઠથી તેની સમાપ્તિ થતી. આ બહુજ ઉપયોગી ગણવામાં આવતું. જે શિક્ષણ આપવામાં આવતું હતુ તે મુખ્યત્વે કરી ધર્મ સંબધી હતું. મુલ્કી કાયદામાં જે મુખ્ય વિષય પર ચરચા ચલાવવામાં આવતી હતી તે ફારગતીનો વિષય હતો. કોઇ પણ વિધર્મી પ્રજાના ઈતિહાસ તથા શાસ્ત્રસમૂહને, હુન્નરકળા તથા ફિલસુફીને, અથવા જે તાત્વિકજ્ઞાન તે વખતે મિસરી તથા હેલેની પ્રજાઓમાં મોજુદ હતું તેને કોઇ જગ્યા આપવામાં આવી નહોતી.

કેળવણી પામેલા યહુદીઓમાં ગ્રીક તથા લાટિન ભાષાનુ થોડું ઘણું જ્ઞાન હતું એ સારીપેઠે જાણીતું છે. પોતાનાં બાળકોને ગ્રીક શિખાડવા સામે પ્રતિબંધ હતો—આ પ્રબંધ ઈસવી સન સાતમા દસકાથી શરૂ થએલો હતો,—એથી સ્પષ્ટ થાય છે કે બરાબર આજ મુજબ કરવાનું તેમનું વલણ હતું. પાઉલ જેવો હેલેની કે જે ગ્રીક બોલતો હતો તેણે યરૂશાલેમમાં વિદ્યાભ્યાસ કરવા છતાં પણ જરૂર ગ્રીક પુસ્તકો વાંચ્યાં હશે, પરંતુ ગમાલિયેલના શિષ્ય તરીકે પાઉલને નિયમશાસ્ત્ર તથા તેના પરંપરાથી ઉતરી આવેલા ખુલાસા શિવાય બીજા કોઇ વિષયનું પણ શિક્ષણ આપવામાં આવ્યું હોય એવો કંઇ પુરાવો નથી.

## ૩. પાઉલમાં ગુરૂનાં લક્ષણ.

ખ્રીસ્તી પાઉલમાં ગુરૂના જેવો ભાવ તથા વિચાર આપણને માલમ પડશે. ખ્રીસ્તી થયા પછી કેટલીક મુખ્ય બાબતો વિષે તેના મતમાં તદ્દન ફરક

થઈ ગયો હતો, અને તેમ છતાં તે યહુદી રહ્યો. દેવ માટે તેણે પોતાનો ફરોશીના જેવો જોસ્સો જાળવી રાખ્યો હતો, અને પોતાના યહુદી ઘર તથા નિશાળનો જે વારસો તેને મળ્યો હતો તે તેની જીંદગીની આખર ઘડી સુધી તેના વિચારમાં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. શાસ્ત્રના તેના ખુલાસામાં ઐતિહાસિક અર્થનું ઓછાપણું જોવામાં આવે છે, પરંતુ તે કેવળ રાબીની શાળાને લીધે નહિ પણ બલ્કે તે જમાનાને લીધે હતું. વળી, પાઉલ યહુદીઓના સંપ્રદાયમાંથી કેટલીક બાબતો જે જુના કરારમાં મળતી નથી તેને તારવી કાઢી પ્રસિદ્ધ કરે છે. આ પ્રમાણે મુસાની સામે જે જાદુગરો થયા હતા તેમનાં નામ તે આપે છે, (૨ તીમોથી ૩; ૮,) અને તે કહે છે કે તે સંપ્રદાય દૂતોની મધ્યસ્થીથી કરાવવામાં આવ્યો હતો. (ગલાતી. ૩; ૧૯.) અરણ્યમાં ઈસ્રાએલીઓની પાછળ એક ખડક ગયો તેના વિષે તે બોલે છે, (૧ કરી. ૧૦; ૪.) પરંપરાથી ઉતરી આવેલા સંપ્રદાય તથા જુના કરાર વચ્ચે કંઈ પણ તફાવત કર્યા વગર હરકોઈ રાબીની માફક તે આ મુદ્દાઓ ટાંકે છે. વળી, પ્રસગોપાત પાઉલ રાબીઓની માફક દૃષ્ટાંત આપીને સમજાવે છે, એ મુજબ સારાહ તથા હાગાર એ બે કરારો છે. અરબસ્થાનમાંનો સિનાઈ પહાડ તે હાગાર છે, અને સ્વર્ગી યરૂશાલેમ તે સારાહ છે. તેવીજ રીતે અરણ્યમાં ઇસ્રાએલીઓની પાછળ જે ખડક ગયો તે ખ્રીસ્ત હતો. વળી, પાઉલના શિક્ષણના કેટલાક ભાગમાં રાબીના જેવી અથવા યહુદી ખુબી માલમ પડે છે, ઉદાહરણ તરીકે, તેની દૂતવિદ્યા તથા જગતના અંતે થનારૂં બધું જાણવાની વિદ્યા. છતાં પાઉલના લેખોમાં યહુદી તથા રાબીઓના તત્વો ચઢીઆતા તથા પ્રાસંગિક છે, અને તે ત્યાં મોજુદ છે તેથી નહિ, બલ્કે તે સંખ્યાબધ નથી માટે આપણને આશ્ચર્ય લાગે એ સ્વાભાવિક છે.

## ખુલાસા માટેની ટીપ.

| | |
|---|---|
| પ્રે. કૃ. ૧૩; ૧-૧૨. | ખ્રીસ્તી મંડળીનાં પહેલાં પગલાં. |
| ,, ,, ૧૩; ૧૪-૫૨. | અંત્યોખ. પાઉલની મિશનેરી પદ્ધતિ. |
| ,, ,, ૧૪; ૧- ૬. | ઇકોની. યહુદીઓ મધ્યે. |
| ,, ,, ૧૪; ૬-૨૦. | લુસ્ત્રા. વિધર્મીઓ મધ્યે. |
| ,, ,, ૧૪; ૨૧-૨૮. | પાઉલ પાળક તરીકે. |
| ,, ,, ૧૫; | પાઉલ ધર્મોપદેશક તરીકે. |
| ,, ,, ૧૬; ૧- ૬. | નવો સાથી. |
| ,, ,, ૧૬; ૬-૧૦. | નવા ક્ષેત્રનું શોધી કાઢવું. |
| ,, ,, ૧૬; ૧૨-૪૦. | ફિલિપી. મનુષ્યજાતનું રૂપાંતર તથા રૂપભંગ. |
| ,, ,, ૧૭; ૧- ૯. | થેસ્સાલોનીકા. માનભર્યો ઠપકો. |
| ,, ,, ૧૭; ૧૦-૧૪. | બેરીઆ. વિરોધતાથી કવચિત નિરાળાપણું. |

| | |
|---|---|
| પ્રે. કૃ. ૧૭; ૧૫-૩૪. | આથેનાય. સુવાર્તા તથા માનસિક જીજ્ઞાસા. |
| ,, ,, ૧૮; ૧- ૩. | કરીથ. પાઉલનું સંસારી ઘર. |
| ,, ,, ૧૮; ૪-૧૭. | ધર્મોપદેશકની ઉત્સાહભગની વાતો તથા ઉત્તેજનની વાતો. |
| ,, ,, ૧૮; ૨૩–૨૮. | ઇશ્વરના ભાથામાં ભપકાદાર તીરનું રાડું. |
| ,, ,, ૧૯; | એફેસસ. આધારવચન જુઓ, તેમજ સ્થાપિત કરેલા લાભો તથા હુલ્લડ કરનારી ટોળીના જુલમ સામે ખ્રીસ્તી ધર્મની લડાઇ. |

**વર્ગ માટે નિબંધનો વિષય :**—ગમાલિયેલના ચરણમાં પાઉલે કેવી રીતે વિદ્યાભ્યાસ કર્યો તે દર્શાવો.

૧. પાઉલ યરૂશાલેમ વિદ્યાભ્યાસ કરવા સારૂ ગયો તે વખતે તેની જે ઉમ્મર ધારવામાં આવે છે તે કહો.
૨. તેના શિક્ષકનું નામ શું હતું ?
૩. પાઉલના વખતમાં શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓને કઇ પદ્ધતિ પર શિખાડતા હતા તે કહો
૪. પાઉલ કયા વિષયોનો અભ્યાસ કરતો હતો ?
૫. પાઉલના ઉપદેશથી જે યહુદીઓ ખ્રીસ્તી થયા અને જેઓમાં ખ્રીસ્તી થવાને લીધે તદન ફેરફાર થઇ ગયો તેમાંના કેટલાએકનાં નામ દો.

# પ્રકરણ ૩ જું.

## પાઉલ તજવીજદાર તથા સતાવનાર.

પ્રેરિતોનાં કૃત્યમાં લખ્યા મુજબ સ્તેફને ધર્માર્થે પ્રાણાર્પણ કર્યું ત્યારે પાઉલ ત્યાં હાજર હતો, તે પરથી એવો સભવ છે કે કેટલાએક વખત અગાઉથી તે તાર્સસમાં પાછો આવી રહ્યો હોય. પોતાનો ધંધો શિખવાને તે પોતાના વતનમાં પાછો આવે એ સ્વાભાવિક છે. તેનો ધંધો બકરાંનાં રૂવાં વણવાનો હતો, અને તે ઉદ્યોગ કીલકીનો હોવાથી તે શિખવાનો તેને યરૂશાલેમમાં પ્રસંગ મળ્યો હોય એ શકમદ છે. ત્યારે તો ઇસુના જાહેર કામ વખતે તે યરૂશાલેમમાં હોય એ તદન અસંભવિત લાગે છે, કારણકે જો તે ત્યાં હોત તો જે ભવિષ્યવાદી ઉપર ધર્માધિકારીઓ આટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા, અને જેના વિષે એમ કહેવાતું હતું કે તેણે અસાધારણ ચમત્કારો કર્યાં છે તેને તેણે જોયો હોત; અને જો તેણે ઇસુને જોયો હોત તો તેના લેખમાં તે બાબત કોઇ પણ ઇસારો આપણને માલમ પડત. પણ દમસ્ક જતાં તેણે ઈસુને જોયો ત્યાર પહેલાં તેણે તેને જોયો હોય એવું તે કોઈ પણ જગ્યાએ કહેતો નથી. ૨ કરી. ૫, ૧૬.

જોકે પાઉલ તાર્સસમાં પાછો ગયો અને ત્યાં લાંબા વખત સુધી રહ્યા પછી તેણે મંડળીની સતાવણી કરવાનુ કામ આરંભ્યું એ સંભવિત છે, તોપણ તેના તે પ્રવાસની મર્યાદા ઠરાવી શકાય નહિ. જલદી લગ્ન કરવાની રૂઢીને પાઉલ અનુસર્યો હોય તો તેણે તાર્સસ પાછા આવી અઢાર અથવા વીસ વર્ષની ઉમ્મરે લગ્ન કર્યાં હશે. છતાં તેણે લગ્ન કર્યાં કે નહિ તે કોઈ પ્રકારે ચોક્કસ કહી શકાય નહિ. પહેલું એ કે યહુદીઓ લગ્ન પર ઘણું વજન મૂકતા હતા તેથી તેણે લગ્ન કર્યાં હોય એ વાતને પુષ્ટિ મળે છે. બીજું કે તેઓ કુંવારાપણાની વિરૂદ્ધ હતા. એસેનીસના શિક્ષણનું આ ખાસ લક્ષણ અસલ યહુદી ધર્મ માટે વિદેશીય હતું. વળી રાબીઓ માટે પણ બંધી નહોતી અને તેઓ પણ યહુદીઓની માફક લગ્ન કરતા અને તે જુવાનીમાં લગ્ન કરતા, અને તેથી એવી માન્યતા છે કે પાઉલે પણ લગ્ન કર્યાં હશે. ૧ કરીંથી ૭; ૭, ૮ માંના પાઉલના શબ્દોથી કેટલીકવાર એમ ધારવામાં આવે છે કે, તેણે લગ્ન નહોતાં કર્યાં. "મારી માફક બધા માણસો રહે એમ હું ચાહું છું." "હું કુંવારાઓ તથા વિધવાઓને કહું છું કે તેઓ મારી માફક રહે તો તેમને માટે તે સારૂં છે." જ્યારે પાઉલે આ શબ્દો લખ્યા ત્યારે તેને સ્ત્રી નહોતી એ સ્પષ્ટ જણાય છે,

( ૧ કરી. ૯ ; ૪-૬ સરખાવો, ) પરંતુ તે શબ્દો પરથી તેણે કદી લગ્ન કર્યુંજ નહિ એવું ધારવાની આપણને ફરજ પડતી નથી વળી, પરણેલી સ્થિતિ બાબત પાઉલના ઉચા વિચારો તેણે લગ્ન કર્યા હોય એ વિચારની વિરૂદ્ધ ન જતાં તેની તરફેણમાંજ ઉતરે છે. ધણી તથા ધણીઆણીના સબધનો ખ્રીસ્ત તથા મંડળી વચ્ચેના સંબધ સાથે મુકાબલો કરી તે તેની પ્રશંસા કરે છે. એફેસી. ૫ , ૨૨, ૨૩.

પણ પાઉલના લગ્નની બાબત અચોક્કસ હોવાને લીધે જે વખતે તે યરૂશાલેમથી પાછો તાર્સસ ગયો, તે પરથી કાંઇ પુરાવો મળી શકે તેમ નથી. આ બાબત તેમજ તાર્સસમાં તેનો પ્રવાસ કેટલા વખત સુધી રહ્યો તે વિષે નક્કી કહેવાય તેમ નથી, માટે એ બેઉ બાબતો એમને એમ રહેવા દેવી ઠીક છે. ગમે તેમ હોય, તોપણ આ નક્કી વાત છે કે ખ્રીસ્તીઓની પહેલી સતાવણી વેળાએ પાઉલ કાયમને માટે યરૂશાલેમમાં રહેતો હતો, કારણ કે તેની ઈબારત પરથી એમ દર્શાઇ આવે છે કે તે વખતે તે સૅન્હેદ્રીનનો સભાસદ હતો, ( પ્રે. કૃ. ૨૬ ; ૧૦. ) અને આ હોદ્દો જાળવી રાખવાને તેને યરૂશાલેમમાં અથવા તેની પડોસમાં રહેવાની આવશ્યક્તા હતી. સૅન્હેદ્રીનની નિમણુક જીંદગી પર્યંતની કરવામાં આવતી હતી એમ જણાય છે, અને તેથી તે પદ્દિ સ્વીકારતી વખતે પાઉલે પોતાને યરૂશાલેમનો રહીશ ગણી યરૂશાલેમમાંજ રહેવાનો નિશ્ચય કરેલો હોવો જોઇએ.

## સ્તેફન તથા ખ્રીસ્તી ધર્મનું વધારે મોટું અવલોકન.

સ્તેફન ઉભો થયો તેની પૂર્વે ખ્રીસ્તી ધર્મ પ્રત્યે ઘણે ભાગે સાદુકીઓ તરફથી વિરોધ થતો હતો, (પ્રે. કૃ. ૪ ; ૧ . ૫ ; ૧૭. ) પરંતુ તે વખતે તુરંગની સજાથી કોઈ વિશેપ સજા થઈ નહોતી. આનુ કારણ એ હતુ કે ખ્રીસ્તીઓ મંદિર પ્રત્યે વફાદાર હતા, અને તેથી ફરોશીઓની લાગણી દુ:ખાય એવું કોઇ પણ કારણ તેઓ આપતા નહિ. પણ જુના ધર્મની માફક નવા ધર્મને સંકોચિત થએલો જોવાને સ્તેફન રાજી નહોતો. ઇસુએ આત્મિક ભક્તિ કરવાનું શિખાડયું છે અને તેથી તારણ માટે કાયદાપૂર્વક વિધિની આવશ્યકતા નથી, એવી તેની માન્યતા હતી એમ દિસે છે. જે દ્વેષભાવને પરિણામે ઇસુનું મરણ નિપજ્યું તે આમ કરવાથી ફરોશીઓમાં સતેજ થયો. સ્તેફન ઘણું કરીને હેલેની હતો ( પ્રે. કૃ. ૬ ; ૧-૩, ) અને આને લીધેજ વિક્ષેપ થએલા યહુદીઓ, છુટકો પામેલા યહુદીઓ, કુરેની તથા આલેકસાંદ્રીઆના માણસો, તથા કીલકી અને આશિયાના યહુદીઓ તરફથી તેના ઉપર દ્વેપ સળગી ઉઠયો હતો. નિ:સંશય આ લોકોમાંજ તે ઘણું કામ કરતો હતો ( પ્રે. કૃ. ૬ ; ૯. ) સ્તેફને મુસા તથા પરમેશ્વરની વિરૂદ્ધ દુર્ભાપણ કર્યું, અને કહ્યુ કે ઇસુ મંદિરનો

નાશ કરશે તથા મુસાના વિધિઓને ઉલટાવી નાખશે એવુ તોહોમત તેના ઉપર મૂકવામાં આવ્યું. ( પ્રે. કૃ. ૬ ; ૧૧, ૧૪. ) નિયમશાસ્ત્ર તથા મંદિરના સંબંધમાં સ્તેફનના કેવા વિચાર હતા તે કહેવાય નહિ ( પ્રે. કૃ. ૬ ; ૧૩. ) પરંતુ તેને ઇસુના વિચારને ( માર્ક ૧૩ ; ૨. માત્થી ૫ ; ૧૭. ) મળતો ગણી આપણે એવુ અનુમાન કરી શકીએ કે મંદિરના નાશ વિષે તે બોલ્યો હશે તથા તારણ માટે મુસાના વિધિઓની અગત્ય નથી એમ કહ્યુ હશે. મંત્રી સભા આગળ તેના બચાવનો એક મુખ્ય મુદ્દો એ હતો કે ગતકાળમાં પરમેશ્વરના પ્રકટીકરણનો આધાર કાયદાપૂર્વક વિધિઓ પાળવાની શરત પર રહેલો નહોતો, ( પ્રે. કૃ. ૭ ; ૨, ૩૦. ) આ ઉપરથી આપણે એ અનુમાન બાંધી શકીએ કે તેની વૃત્તિ આત્મિક છૂટ તરફ હતી, અને ખ્રીસ્તના ઉપદેશથી નિયમશાસ્ત્ર રૂઢીભ્રષ્ટ થયું હતું એવો તેણે વાસ્તવિક રીતે દાવો કર્યો. આ મુજબ સ્તેફન તથા તેના વિરોધીઓ વચ્ચેનો છેવટનો મુદ્દો યહુદી રીતની હયાતી માટે ખરેખર આવશ્યક હતો. સ્તેફન તથા તેના મતને દબાવી દેવા જોઇએ, નહિ તો ફરોશી મતની અવદશા આવે અને મંદિરનો છેવટે નાશ થઈ જાય.

આવા વીર પુરૂષને તથા તેના મોભાને જોઇ પાઉલને બળ સહિત બહાર આવવાની ફરજ પડી. સ્તેફનની સાથે પાઉલે પણ વિવાદ કર્યો હોય એ નક્કી વાત છે, કારણકે તે કીલકીના સભાસ્થાનનો હતો, અને આપણને કહેવામાં આવ્યું છે કે આ સભાસ્થાન તે ઝગડામાં લપટાએલુ હતુ. ( પ્રે. કૃ. ૬ ; ૯. ) પાઉલ પોતે આપણને જણાવે છે કે સ્તેફનના ખૂનમાં તેણે સમ્મતિ આપી હતી ( પ્રે. કૃ. ૨૨ , ૨૦ ), અને લુકના વૃત્તાંત ઉપરથી તે સ્પષ્ટ થાય છે; તેમાં લખેલું છે કે, જેઓએ તે ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર ઉપર પત્થરનો પહેલો મારો ચલાવ્યો, તેઓનાં કપડાં સાચવતો પાઉલ ત્યાં ઉભો હતો. ( પ્રે. કૃ. ૭; ૫૮ : ૮ ; ૧. ) સ્તેફનનુ ખૂન હુલ્લડખોરોએ તુટી પડીને કર્યુ હતું અને તેમાં પાઉલ પણ સામેલ હતો. તે સમયે યહુદીઓને મરણદંડ આપવાની સત્તા નહોતી, ( યોહા. ૧૮ ; ૩૧. ) મરણદંડ ઠરાવવા સારૂ તેમને રૂમી સરકારની પરવાનગી મેળવવી પડતી, છતાં સ્તેફનની બાબતમાં તેના વૃત્તાંત ઉપરથી રૂમી હાકેમને તે સંબંધી કાંઇ પુછવામાં આવ્યું હોય તેમ લાગતું નથી. વળી, યહુદીઓના માનુષીય નિયમને અનુસરતાં તપાસ પછી બીજે દિવસ થાય નહિ ત્યાં સુધી મરણદંડની સજા પસાર થઇ શકે નહિ ; પરંતુ સ્તેફનને જે દિવસે તેઓની સન્મુખ આણવામાં આવ્યો તેજ દિવસે તેના પર મરણદંડ ઠરાવી તેને મારી નાખવામાં આવ્યો.

## ૩. પાઉલ સતાવણી કરનાર.

સ્તેફનના મૃત્યુ પછી પાઉલ સતાવણી કરવાના કામમાં મચ્યો. તે પ્રેરકબુદ્ધિને અનુસરીને ચાલતો હોવાથી ( પ્રે. કૃ. ૨૬ ; ૯. ) તે કાર્ય સાધવા

પાછળજ લાગ્યો. પ્રેરિતોનાં કૃત્ય તથા પત્રો ઉપરથી આપણને માલમ પડી આવે છે કે તેણે વિરોધતાના આગેવાન રહી પોતાના ખૂનરેજીના કામમાં ત્રાસ ઉપજે એવો કેર વર્તાવ્યો. તેનો હેતુ સચોટ તથા સમજાય તેવો હતો. ખ્રીસ્તી પંથનું ખંડન કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેના કાર્યમાં તેને મદદ કરવાને સૅન્હેદ્રીનની આખી સભા હતી, તેમ છતાં પણ ગમાલિયેલ તેના ખૂની ઇરાદાને પુષ્ટી આપી હોય એમ સભવતુ નથી. જો તેણે અનુમતિ આપી હોય તો તેણે પીતર તથા બીજા પ્રેરિતોને છોડાવ્યા તે પછી તેના વિચારો બદલાઇ ગયા હશે (પ્રે. કૃ. ૫, ૩૪–૪૦.) સૅન્હેદ્રીનનુ આખુ મડળ પાઉલને ખુલ્લી રીતે મદદ કરતું હતું (પ્રે. કૃ. ૯; ૨: ૨૨, ૫. ૨૬, ૧૦.) અને રૂમી હાકેમે પણ ઇસુ પર વિશ્વાસ કરનારા માણસોના જાનો બચાવવાને ખાતર પોતાના મનાઈ હુકમનો ઉપયોગ કરવા લેશમાત્ર દરકાર કરી હોય એમ લાગતુ નથી.

શિષ્યોની સતાવણી કરવામાં પાઉલ તેમની પાસે દુર્ભાષણ એટલે ઇસુની નિંદા કરાવવાની તથા તેની પ્રત્યે તેમની વફાદારીનો ત્યાગ કરાવવાની કોશિશ કરતો; જો આમાં તે નિષ્ફળ નિવડતો તો તે તેમને મારી નંખાવતો. ઘણા પુરૂપ તથા સ્ત્રીઓને એક સરખી રીતે તુરંગમા પુરવામા આવ્યાં; અને ઘણાઓને મારી નાખવામા આવ્યા. (પ્રે. કૃ ૨૬; ૧૦.) પાઉલ આખા યહુદાહમાં ફર્યો (ગલાતી. ૧. ૨૨, ૨૩.) અને પાલેસ્તાઇનની બહાર પણ જવાને તે ચુક્યો નહિ. તેણે આગ્રીપાને કહ્યુ કે પર મુલકમાં પણ મેં ખ્રીસ્તીઓ ઉપર સતાવણી કરી તે પરથી સાફ જણાય છે કે દમસ્ક શિવાય બીજા પર-રાજ્યોમાં પણ તે ખ્રીસ્તીઓની શોધમાં ફર્યો. (પ્રે. કૃ. ૨૬, ૧૧.) આ મુસાફરીઓના સબધમાં આપણી પાસે કોઇ હકીકત નથી. પાઉલે યરૂશાલેમમા કેટલો કેર વર્તાવ્યો હતો (પ્રે. કૃ. ૯. ૧૩, ૨૧.) અને તેથી તે કયાં કયાં સુધી પ્રસિદ્ધ થયો હતો તથા તેના ત્રાસથી લોકો કેટલા બિહીતા હતા, એ પાઉલના દમસ્ક જવા પહેલા અનાન્યા જે તેજ શહેરમા રહેતો હતો તેણે સાભળ્યુ હતુ.

પાઉલે કેટલા વખત સુધી સતાવણી કરવાનુ કામ ચાલુ રાખ્યુ તેનુ માત્ર અનુમાન કરી શકાય. યરૂશાલેમ તથા યહુદામા કયાં કયાં ખ્રીસ્તીઓ વસે છે તેની પૂરી તપાસમાંજ કેટલાએક મહિનાઓ લાગે, અને પરમુલકમાં જે સતાવણી કરી તે વિષે તો જે કંઈ મોઘમમાં કહેવામાં આવે છે. તે પરથી જણાય છે કે તેમાં ઘણા મહિનાઓ લાગેલા હોવા જોઇએ.

સતાવણી કરવાના કામમાં પાઉલ કેટલો બધો ફાવ્યો હતો તે સ્પષ્ટ છે. લુક તેના વિષે બોલતાં કહે છે કે, તે "ભારે સતાવણી," "મંડળીની પાયમાલી" હતી અને તેને લીધે પ્રેરિતો શિવાય (પ્રે. કૃ. ૮. ૧, ૩.) કોઈ ખ્રીસ્તી યરૂશાલેમમાં રહ્યો ન હતો; તેઓ સંતાતા ફરતા હતા, અને આ પુરાવા

સાથે પાઉલના પત્રોની હકીકત મળતી આવે છે. તે પોતે કહે છે કે તેણે મંડળીની બેહદ સતાવણી કરી, અને તેણે ધર્મ સંબંધી ત્રાસ ઉપજાવ્યો. (ગલાતી. ૧; ૨૩. ૧ કરીથી ૧૫; ૯. ફિલિપી. ૩; ૬.) જો ઉછરતી મંડળી મનુષ્યના હાથે જડમૂળથી ઉખેડી નંખાય એમ હોત તો પાઉલના ભષ્મ કરે તેવા ધર્મ ઝનુન, બળ તથા ખંતથી જરૂર તેનો નાશ થાત.

## પ્રશ્નો.

૧. યરૂશાલેમમાં પોતાના અભ્યાસ પછી પાઉલ તાર્સસમાં શા માટે પાછો ફર્યો?

૨. ઇસુની જાહેર સેવા દરમિયાન પાઉલ યરૂશાલેમમાં હતો? તેનુ પ્રમાણ આપો.

૩. પાઉલના લગ્ન સબંધી તથા લગ્ન બાબત પાઉલના અભિપ્રાય વિષે શું કહેવામાં આવ્યું છે?

૪. સ્તેફન કોણ હતો અને ખ્રીસ્તી ધર્મ સંબંધી તેનો મોટો અભિપ્રાય શો હતો?

૫. સ્તેફનની વિરૂદ્ધ કયાં તહોમતો મુકવામાં આવ્યાં હતાં?

૬. સ્તેફનના મરણમાં પાઉલનો શો ભાગ હતો?

૭. શું તમે એમ ધારો છો કે જ્યારે પાઉલ ખ્રીસ્તીઓની સતાવણી કરતો હતો, ત્યારે તેણે એમ વિચાર્યું કે તે વ્યાજબી કરતો હતો?

૮. સતાવણીના કામમાં પાઉલ કેટલો વખત રોકાયલો હતો?

---

# પ્રકરણ ૪ થું.

## ઇસુનું સંદર્શન તથા નવીન જીવન.

### ૧. પત્રોનો પુરાવો.

પહેલા સૈકાની તવારીખમાં જે બે બાબતો ભૂસાઇ ન જાય તેવી રીતે કોતરાઈ ગઈ છે તે આ છે: પહેલી, એ કે તાર્સસના શાઉલે પુરાતન મંડળીની સતાવણી કરી, અને બીજી, એ કે પાછળથી તે સુવાર્તાનો ઘણોજ ઉત્સાહી તથા વિજયી નેકી પોકારનાર થયો કેવી રીતે તેનું બદલાણ થયું તે બાબત થોડો ઘણો વાદવિવાદ થાય છે, પરંતુ તે વિષે ગમે તે ખુલાસો આપીએ તો પણ તેનું બદલાણ થયું એ તો નિર્વિવાદ છે, અને આજ મુખ્ય વાત છે. શાસ્ત્રમાં બીજા કોઈ પણ શખ્સના બદલાણ કરતાં આ બનાવ વિષે આપણી પાસે વધારે સ્પષ્ટ તથા વિગતવાર હકીકતનો સંગ્રહ છે. આ હકીકતનાં ત્રણ વૃત્તાંતો પ્રેરિતોનાં કૃત્યમાં મળી આવે છે, એક કર્તાએ લખ્યું છે (પ્રે. કૃ. ૯; ૧-૧૯,) અને બે પાઉલનાં (પ્રે. કૃ. ૨૨; ૬-૧૬: ૨૬, ૧૨–૧૮.) પોતાનાં લખેલાં હોય એમ દીસે છે. એકનું વર્ણન ગલાતીઓના પત્રમાં (ગલા. ૧; ૧૧–૧૭.) મળી આવે છે, તથા તેને લગતાં બીજાં બે પ્રમાણો કરીંથીઓના પહેલા પત્રમાં (૧ કરીં. ૯: ૧. ૧૫; ૮. ૨ કરી. ૪: ૬ સરખાવો) સ્પષ્ટ રીતે આપવામાં આવેલાં છે.

પ્રથમ તો આપણે પત્રોમાં પાઉલનાં પોતાનાંજ પ્રમાણો તપાસીશું કે જે વિષે કાંઇ સંદેહ નથી. ગલાતીઓના પત્ર પ્રમાણે પાઉલનું બદલાણ દમસ્કમાં (ગલા. ૧; ૧૭.) અથવા તેની નજદીક થયું હતું, અને તેની જરા આગળ મંડળીની (ગલા. ૧; ૧૩–૧૫.) ઘણી ભારે સતાવણી થઈ હતી. તેના બદલાણ સમયે પ્રભુ પુત્રનું તેને પ્રકટીકરણ થયું (ગલા. ૧; ૧૫, ૧૬.) તે બદલાણ ઓચિતું થયું. તેજ ઘડીથી પાઉલે સતાવણી કરવાનું કામ છોડી દીધુ, અને તરત તે અરબસ્તાન ગયો (ગલા. ૧; ૧૬, ૧૭.) આ વૃત્તાંત ઉપરથી પ્રભુ પુત્રની આત્મિક સમજ આપવાનો આ બનાવનો મુખ્યાર્થ માલમ પડે છે. ખ્રીસ્ત તેનામાં પ્રગટ થયો. તેના બદલાણના સંબધમાં કોઇ દૃશ્ય વસ્તુની તેમજ કોઈ ચમત્કારની સૂચના નથી, પણ ફક્ત જેમ કોઇ પાપી અંતઃકરણ ઉપર પવિત્ર આત્માના કાર્યના પરિણામે તેનામાં દેવનો પ્રકાશ તથા પ્રેમ આવે છે તેમ તે અદ્ભૂત છે. પરંતુ આ વૃત્તાંતમાં પાઉલના બદલાણના સંબંધમાં કોઈ બાહ્ય ચિન્હ જણાવવામાં આવ્યું નથી,

તેથી તેમાં એવુ કાંઇજ હતું નહિ એવુ અનુમાન એકદમ કરવુ ન જોઇએ. તેના બદલાણ વિષે આ સંપૂર્ણ હકીકત છે એમ માની લેવાનુ આપણને ઘટતુ નથી, અને તે દેખીતું અસંભવિત છે. પરંતુ પાઉલ જે વિષયનું ત્યાં ખાસ વિવેચન કરે છે તે તદન અગત્યનુ છે, એમ માનવાનું આપણને ઘટે છે; અને બીજી જગ્યાઓમાં મળતી કોઈ પણ હકીકતની આનાથી કસોટી કરવાનો આપણને હક છે. તેમ છતાં આ વિષય બાબત બીજી જગ્યાએ આપણને જે કંઇ મળે તે પાઉલની આ નોંધમાં નથી, તેટલા માટે તેનો નકાર કરી શકતા નથી. ૧ કરી. ૯, ૧ માં તે બનાવના સબધમાં જે વાત આવે છે તેજ સ્પષ્ટ રીતે ગલાતી ૧, ૧૬ માં મળી આવે છે. કારણકે પાઉલે પ્રભુ ઇસુને જોયો એ સત્ય બિનાથી તેને પ્રેરિતપદ પ્રાપ્ત થાય છે. છતાં ઇસુને કેવળ દૈહિક આંખોએ જોવાથી પ્રેરિતપદનો હક કોઈ પ્રકારે સ્થાપિત થાય નહિ એ ઉઘાડું છે. એટલા માટે જે સદર્શન વિષે તે કહે છે તે વાસ્તવિક રીતે માંહેનુ હોવુ જોઇએ, અને તેથી ગલા. ૧. ૧૬ માં પ્રભુ પુત્રનુ તેનામાં પ્રકટીકરણ થયુ એ મતલબમાં આ કલમથી કંઈજ ઉમેરો થતો નથી. ૧ કરી. ૧૫. ૪–૮ માં પાઉલ ઉત્થાન પામેલા ઈસુના દેખાવો વિષે લખે છે, જેથી તેણે ઉઠવુ જોઇએ એ પવિત્રશાસ્ત્રના શિક્ષણને પુષ્ટિ મળતી હતી. કેફા, બાર શિષ્યો, પાંચસો કરતાં વધારે ભાઇઓ, યાકૂબ, તથા બધા પ્રેરિતોને દેખાવા પછી તે પાઉલને દેખાયો. જ્યારે ઇસુ પાઉલને દેખાયો ત્યારે તે મડળીનો સતાવનાર હતો એવુ નીચેના વાકયથી સમજાય છે. આ વાતથી સાબિત થાય છે કે ત્યાં દર્શાવેલુ સદર્શન ૧ કરીં. ૯, ૧, તથા ગલા. ૧, ૧૬ માંના સંદર્શન સાથે સરખાવી જોતાં એકજ છે એમ પુરવાર કરવાનું છે. વળી, આ એકરૂપતા અગત્યની છે, કારણકે ઈસુના દેખાવ વિષે પાઉલ જે ત્યાં બોલે છે તે ઈસુના પુનરૂત્થાન વિષે તેને માટે મોટી સાબિતી હતી, કે જે દેખાવથી બીજા પ્રેરિતોને પણ ખાતરી થઈ હતી કે, તે મુએલાંમાંથી ઉઠયો હતો, અને ખરેખર ગલા. ૧; ૧૬ ના બનાવ પછી ઈસુ ઘોરમાંથી ઉઠ્યો છે. તેના પુરાવાની પાઉલને ફરી કદી અગત્ય રહી નહિ. એટલા માટે ૧ કરી. ૧૫, ૮ માં ઈસુનો જે દેખાવ જણાવેલો છે તે ગલાતીઓના પત્રમાં દર્શાવેલું તેનું પ્રકટીકરણજ છે. ત્યાં આટલુ ઉમેરવુ જોઇએ કે જે ગ્રીક શબ્દનો તરજુમો ‘દેખાયો’ એમ કરવામાં આવ્યો છે તે જોકે પાઉલના બીજા કોઈ પણ નિર્વિવાદિત પત્રમાં વાપરવામાં આવ્યો નથી, તોપણ તે સાધારણ રીતે આત્મિક દેખાવો (માત્થી ૧૭; ૩, લુક ૧; ૧૧, પ્રે. કૃ. ૭; ૨: ૧૬; ૯ સરખાવો) માટે વાપરવામાં આવ્યો છે.

## ૨. પ્રેરિતોનાં કૃત્યનો પુરાવો.

પ્રેરિતોનાં કૃત્યમાં પાઉલના બદલાણ વિષે જે ત્રણ વૃત્તાંતો આપેલાં છે, તેઓ વચ્ચે નાની તથા મોટી ઘણી ભિન્નતા જોવામાં આવે છે; પરંતુ ખાસ

કરીને આ લક્ષમાં લેવા જેવું છે કે જે બે વૃત્તાંતો પાઉલનાં કહેવામાં આવે છે, તેઓ વચ્ચેની ભિન્નતા આ બે તથા લુકના વૃત્તાંત વચ્ચેની ભિન્નતાના જેટલીજ મોટી છે. ઉદાહરણ તરીકે, છવીસમા અધ્યાયમાં અનાનિયા વિષે કંઇજ કહેવામાં આવતું નથી. અને ઇસુના કામની સોંપણી પાઉલને તેના બદલાણ વખતે કરવામાં આવી હતી એવુ તે જણાવે છે, જ્યારે બાવીસમા અધ્યાય પ્રમાણે શહેર બહાર જ્યાં પાઉલ ઉપર પ્રકાશ ચમક્યો ત્યાં નહિ, પણ દમસ્કમાં અનાન્યાએ તેને તે કામની સોંપણી કરી એમ જણાવવામાં આવે છે.

જે બનાવોનુ વર્ણન આપવામાં આવ્યુ છે તે બનાવો વખતે એક જણ હાજર હતો, અને જેણે તેમાં ભાગ લીધો હતો તે બોલતો હોય એવો જે ભાસ આ કલમોમાં થાય છે, તેની સાથે જે વૃત્તાંતો પાઉલનાં કહેવામાં આવે છે તેની કેટલીએક હકીકત બરાબર મળતી આવે છે. આ મુજબ આ વર્ણન ઉપરથી આપણને માલમ પડે છે કે મધ્યાન્હે પાઉલના ઉપર દિવ્ય પ્રકાશ (પ્રે. કૃ. ૨૨. ૬ ૨૬, ૧૩.) ચમક્યો, અને કે આ પ્રકાશ સૂર્યના (પ્રે. કૃ. ૨૨, ૬ ૨૬. ૧૩.) પ્રકાશથી અધિક હતો, કે તેને સઘળાની (પ્રે. કૃ. ૨૬; ૧૩.) આસપાસ ચમક્યો. કે જે એક જણે પાઉલની સાથે વાત કરી તેણે કહ્યુ કે, "હુ ઇસુ નાઝારી છુ;" (પ્રે કૃ. ૨૨. ૮) કે સઘળા ભોંય (પ્રે. કૃ. ૨૬. ૧૪.) પર પડી ગયા. અને ઇસુએ પાઉલને કહ્યુ કે, "આર પર લાત મારવી તને કઠણ છે" (પ્રે. કૃ. ૨૬ ૧૪) પ્રેરિતોનાં કૃત્યના કર્તાએ આ શબ્દો કલ્પી કાઢયા હોય એ સભવિત નથી. આની સાથે સાથે અનાનિયાના તેડાની વાત પણ ઉમેરીએ. "ઉઠ, અને તેના નામની પ્રાર્થના કરીને બાપ્તિસ્મા લે, ને તારાં પાપ ધોઇ નાખ" (પ્રે. કૃ. ૨૨. ૧૬.)

આપણે એમ શકા ઉત્પન્ન કરીએ કે કર્તાએ તે વૃત્તાંતો કલ્પી કાઢયાં હોય, પરંતુ લુકે સારા મૂળને અનુસરીને લખ્યુ છે એવુ અનુમાન કરીએ, અને આ ભિન્નતા થવાનુ કારણ પાઉલ પાસે શોધીએ તો જે વૃત્તાંતો પાઉલનાં ગણવામાં આવે છે, તે પરથી આ મોટી ભિન્નતા સહેલથી સમજાવી શકાય એમ છે. પાઉલને પોતાના બદલાણ પછી તે મોટી ઘડીની કેવળ મુખ્ય વાતજ સ્મરણમાં હોવાને લીધે પચીસ વરસ વિતી ગયા બાદ તે બનાવનુ વર્ણન કરતાં દરેક બાબતમાં તે તેજ વખતના શબ્દો વાપરે, અને તે વખતે બનેલા તેજ બનાવો ટાંકે એવી આપણી માગણી દેખીતી રીતે ગેરવાજબી કહેવાય, જ્યારે બીજી રીતે, જો પ્રેરિતોનાં કૃત્યના કર્તાએ બન્ને વૃત્તાંતો કલ્પીજ કાઢયાં હોય, તો એક જગ્યાએ તે એમ કહે છે કે ઇસુએ પોતે પાઉલને તે કામની સોંપણી શહેર બહાર કરી, અને બીજી જગ્યાએ એમ કહે છે કે તે સોંપણી અનાનિયાએ શહેરમાં કરી એ તદન અસભવિત છે.

જ્યારે આપણે આ બે વૃત્તાંતોનો મુકાબલો લુકના વૃત્તાંત સાથે કરીએ છીએ ત્યારે જે મુદ્દાની ભિન્નતા જોવામાં આવે છે તે એ કે, લુક એકલોજ પાઉલના ત્રણ દિવસના અંધાપા તથા ઉપવાસ (પ્રે. કૃ. ૯ ; ૯.) વિષે લખે છે; અનાનિયાને જે સંદર્શન થયું તથા બીજુ જે પાઉલને થયું (પ્રે. કૃ. ૯ ; ૧૦–૧૨.) તે વિષે પણ એકલો તેજ લખે છે: પાઉલ પવિત્ર આત્માથી ભરપૂર થાય (પ્રે. કૃ. ૯ ; ૧૭.) એ અનાનિયાની મુલાકાતનો હેતુ હતો એ પણ એકલો તેજ જણાવે છે; અને પાઉલનો અંધાપો દૂર થયો ત્યારે તેની આંખો પરથી છાલાં જેવું કંઈ ખરી પડયું (પ્રે. કૃ. ૯ ; ૧૮.) તે વિષે પણ તે એકલોજ લખે છે. લુકના બહારના જાણવાજોગ દેખાવના વૃત્તાંત તથા પાઉલના વૃત્તાંતમાં દેખીતી રીતે બે સાધારણ ખામીઓ જોવામાં આવે છે. લુક કહે છે કે જ્યારે વાણી થઈ ત્યારે લોકો ઉભેલા હતા (પ્રે. કૃ. ૯ . ૭.) પરંતુ પાઉલના વૃત્તાંતમાં એમ કહેવામાં આવે છે કે, સઘળા ભોંય ઉપર પડી ગયા. (પ્રે. કૃ. ૨૬ . ૧૪.) વળી લુક એમ પણ લખે છે કે પાઉલની સાથેના માણસોએ વાણી સાંભળી, (પ્રે. કૃ. ૯, ૭.) અને પાછળના વૃત્તાંતમાં એમ લખેલુ છે કે પાઉલની સાથે જે વાણી વાત કરતી હતી તે તેઓના સાંભળવામાં આવી નહિ. (પ્રે. કૃ. ૨૨ ; ૯.) આ બે હકીકત, તેમજ બાવીસમા અધ્યાયમાં કહેવા પ્રમાણે તે સોંપણી પાઉલને અનાનિયાના હોઠેથી દમસ્કમાં કરવામાં આવી, અને છવીસમા અધ્યાય મુજબ દમસ્કની બહાર તે ઇસુના હોઠેથી કરવામાં આવી એ દેખીતી રીતે ઐતિહાસિક સંપૂર્ણતાથી ઉલટી છે. તેમ છતાં તે હકીકતના સામાન્ય વિશ્વાસનો તેથી ભંગ થતો નથી.

હવે પ્રેરિતોનાં કૃત્યમાં તેઓનું મળતાપણું કેવું છે તે આપણે તપાસીએ. પહેલુ, પાઉલના બદલાણ સમયે એક જાતનો બહારનો અદ્દ્ભૂત દેખાવ થયો હતો એમાં તેઓ મળતા આવે છે. તેની આંખો આંધળી થઇ અને તેના સાથીઓએ પ્રકાશ જોયો. જે બહારનો અદ્દ્ભૂત દેખાવ થયો તે પાઉલના સાથીઓને સાધારણ પ્રકાશ કરતાં કાંઇ વિશેષ લાગ્યો હતો કે કેમ એ નિશ્ચયપૂર્વક કહેવાય નહિ. (પ્રે. કૃ. ૨૨, ૯.) વૃત્તાંતો ઉપરથી દર્શાઇ આવે છે કે બહારના અદ્દ્ભૂત દેખાવ વખતે પાઉલને બે બાબતો જણાઇ; તેણે પ્રકાશ જોયો, અને વળી તેણે અમુક વાણી સાંભળી. બીજું, પાઉલે પોતાની દૈહિક આંખો વડે પ્રકાશ શિવાય બીજુ કંઇજ જોયું નહિ, એ હકીકત પ્રેરિતોનાં કૃત્યના કર્તાની સાથે મળતી આવે છે. તેઓ બધા કહે છે કે જ્યારે તે મોટો પ્રકાશ તેના પર ચમકયો ત્યારે તે જમીન પર પડી ગયો, અને જ્યારે તે ભોંય પર પડેલો હતો ત્યારે તેણે તે વાણી સાંભળી. (પ્રે. કૃ. ૯; ૩, ૪: ૨૨; ૭, ૮: ૨૬; ૧૪.) પણ તેની દૈહિક આંખો પ્રકાશના તેજથી આંધળી થઈ ગઈ હતી (પ્રે. કૃ. ૨૨ ; ૧૧.) અને તેથી તે જમીન પર પડેલો હતો તે વખતે તેઓએ (આંખોએ) કંઇજ જોયું નહિ.

ત્રીજું, પાઉલ ઈસુને દમસ્કની નજદીક મળ્યો એ બિના પ્રેરિતોનાં કૃત્યની સાથે મળતી આવે છે, અને તેણે તેને દૈહિક આંખોએ જોયો નહિ એમ તેઓ કહે છે, તે પરથી આપણે એવું અનુમાન કરવું જોઇએ કે પાઉલને ઈસુનું આત્મિક રીતે સંદર્શન થયું એમ તેઓ દર્શાવવા ઇચ્છે છે  તેથી અહીં પ્રેરિતોનાં કૃત્યમાં જે વાત દેખીતી રીતે ગહન માલમ પડે છે, તેની સાથે પાઉલના પત્રોની હકીકત સંપૂર્ણ રીતે મળતી આવે છે. તેનામાં પ્રભુ પુત્રનું પ્રકટીકરણ થયુ. (ગલા. ૧ : ૧૬.) તેણે જે જોયું તે સ્વર્ગી સંદર્શન હતું (પ્રે. કૃ. ૨૬, ૧૯.) તેમાં આ મળતાપણુ આવશ્યક તથા ખરા મહત્વનુ છે  વારંવાર એવુ બને છે કે જે માણસોને કોઇ અદ્દભૂત બનાવ નજરે પડે છે, તેઓનાં મન આત્મિક સદેશા માટે ઉઘડી જાય છે. પાઉલ અગર બીજા કોઈ પણ માણસની બાબતમાં બહારના અદ્દભૂત દેખાવનો પ્રકાર એ કાંઈ ભારે મહત્વનો નથી. જો તેથી ઈસુનુ સંદર્શન મળે તો તે બસ છે.

## ૩. સંદર્શનની તૈયારી

બહારના તથા અંદરના જીવનની પુરતી હકીકત આપણી પાસે હોવા છતાં મનની ક્રિયાઓ સમજવાનુ કામ ઘણુંજ કઠણ છે. તો જ્યારે પાઉલના બદલાણ થયા પહેલાં તેના મન પર શી શી અસર થઈ હશે તેમજ તે જમાનામાં તેના વિચારો કેવા હશે, તે વિષે આપણે આટલુ થોડું જાણીએ છીએ ત્યારે તેની બાબતમાં તો વિશેષ કઠણતા જણાય એ સ્વાભાવિક છે. તેના માંહેના જીવનમાં કંઇક હતું કે જેને લીધે દમસ્ક પાસેનો બનાવ બનવા પામ્યો એ માનવુ બુદ્ધિપૂર્વક છે, અને કેટલાએકને તો તેમ માનવાની અગત્ય પડે છે. તેમજ પાઉલના પત્રોમાં એવી કોઈ પણ વાત નથી કે જે આ ધારણાની વિરૂદ્ધ હોય તે ખરેખર એમ કહે છે કે ઈસુ ખ્રીસ્ત તરફથી મને પ્રેરિતપદ પ્રાપ્ત થયુ. (ગલા. ૧. ૧.) અને તે એમ પણ કહે છે કે મારામાં પોતાના પુત્રનુ પ્રકટીકરણ કરવાની પરમેશ્વરની કૃપા થઇ ત્યારે મારા બદલાણનો સમય આવ્યો. (ગલા. ૧ ; ૧૬.) પરંતુ આ હકીકતથી કોઇ પણ પ્રકારે એમ માનવાનું નથી કે કોઈ પણ તૈયારી વગર આવો ફેરફાર તેના જીવનમાં થયો. તેઓ જણાવે છે કે કોઈ માણસે તેને ખ્રીસ્તી બનાવ્યો નહોતો, પણ તેના પૂર્વ જીવનમાં તેના બદલાણનાં કાંઇ મૂળ નહોતા એવી સૂચના તેઓ કરતા નથી.

પાઉલના સંદર્શનની તૈયારીના સંબંધમાં જે કાંઇ ચોક્કસ રીતે કહી શકાય તે લક્ષણમાં નકારદર્શક છે. તેણે ખ્રીસ્તી ધર્મનુ શિક્ષણ લીધુ હોય એમ ગલાતીઓના પત્રમાંના તેના પોતાના લખાણથી પણ સંભવતું નથી, અને પ્રેરિતોનાં કૃત્યમાં તથા પત્રોમાં એમ માલમ પડે છે કે જ્યારે પાઉલ દમસ્ક ગયો ત્યારે તે ઝનુનથી મંડળીની સતાવણી કરતો રહ્યો, તેથી એ સ્પષ્ટ થાય છે

કે ખ્રીસ્તી ધર્મ ભણી તેનું વલણ નહોતું ઇસુનાં કોઈ વચનોએ તેના અંતઃકરણમાં પ્રવેશ કર્યો હોય, અને ખ્રીસ્તીઓની ધર્માર્થે પ્રાણ અર્પણ કરવાની હિમ્મત જોઇને તેને કંઈ લાગણી થઈ હોય એ ઘણું કરી સંભવિત છે, તોપણ તે સાબિત થઇ શકે નહિ. પાઉલના લેખ ઉપરથી આપણને માલમ પડે છે કે જ્યારે તે દમસ્ક જવા નિકળ્યો ત્યારે તે પહેલાં હતો તે કરતાં કાંઇ ઓછો ઇમાનદાર નહોતો, અને આ કાર્યમાં તેનો આવેશ તેના આગલા દિવસોના આવેશ કરતાં તેની નજરમાં કાંઇ ઓછો સ્તુતિપાત્ર નહોતો. (પ્રે. કૃ. ૨૬ ; ૯. ફિલિપી. ૩. ૬.)

પ્રેરિતોનાં કૃત્યના ૨૬ ; ૧૪ મા વાપરેલો "આર" શબ્દ ખ્રીસ્તીઓની સતાવણી કરવી એ વાજબી હતું કે કેમ તે વિષે પાઉલના મનમાં જે શંકા હતી તે દર્શાવે છે એવો ફ્લેડરર તેનો ખુલાસો કરે છે, અને પાઉલે ખ્રીસ્તીઓનુ ધૈર્ય જોયું હતું તથા તેઓના મુખના શબ્દો સાંભળ્યા હતા, તેથી આ શંકા ઉત્પન્ન થવા પામી હતી એમ તે ધારે છે. પણ તે દૃષ્ટાંતનો આ ખુલાસો ખરો છે એમ ખાતરીપૂર્વક કહેવાય નહિ તે શબ્દનો કેવળ એ અર્થ થાય કે પાઉલે જે રસ્તો લીધો તે આત્મઘાતક હતો. ઇસુની સતાવણી કરવા જતાં તે પોતાને ઘાયલ કરતો હતો એટલા માટે આ વચન ઉપર આપણાથી વધારે આધાર રાખી શકાય નહિ

રૂમીઓના પત્રમા પાઉલે સૂચનારૂપે જે વૃત્તાંત આપ્યુ છે તેમાથી તે દમસ્ક (રૂમી. ૭, ૧૪–૨૫.) ગયો. તે પૂર્વે તેના અંત.કરણની અંતર સ્થિતિ કેવી હતી તે વિષે આપણને સહજ જાણવાનુ મળે છે. ત્યાં પાઉલ પોતાના ચાલુ વખતના ખ્રીસ્તી જ્ઞાનની દૃષ્ટિએ ભૂતકાળના અનુભવનો ખુલાસો કરે છે, અને પૂર્વે કોઇ વેળા નહિ જોએલુ તેવુ તે બધાનુ તાત્પર્ય જોઇને હમણાં તેના અંત.કરણમાં જે તિવ્ર લાગણી થતી હતી કે જેનુ તે વર્ણન આપે છે, તેવી તે વખતે થઈ હોય એમ આપણે માની શકતા નથી. તેમ છતા આ ખરૂ છે કે આ માણસ કે જે પોતાના જુના ફરોશી અનુભવનો આ પ્રમાણે ચિતાર આપે છે, તેને હર વખત નહિ તોપણ કોઇ કોઇ વેળા એવુ લાગ્યું હશે કે યહુદી ધર્મના ધોરણ પ્રમાણે (ફિલિપી. ૩. ૬.) લોકો મારી જીંદગીને કોઇ પણ ડાઘ વગરની એવી ન્યાયીપણાની જીંદગી ગણે છે તે આખરે નિષ્ફળ નિવડી. અગર જોકે શાસ્ત્રીઓના ખુલાસા પ્રમાણેનુ બધુ નિયમશાસ્ત્ર તે પાળતો હતો તોપણ નીતિના વધારે સ્પષ્ટ અનુભવ વખતે હુ પાપના બંધનમાં છું, અને પોતાને છોડાવવાને અશક્ત છું, એમ તેને જરૂર લાગ્યું હશે.

આ પ્રમાણે જે ગભીર વાત પાઉલ જાહેરમાં આણે છે તેમાં દમસ્ક નજદીકના અનુભવની ખરી તૈયારી આપણી નજરે પડે છે. પોતાનું માંહેનું

જીવન તેને અપૂર્ણ લાગ્યુ, અને કામના ન્યાયીપણાથી તેને પૂરો સંતોષ મળ્યો નહિ. તેના માનવા પ્રમાણે ઇસુ ખરેખર મિથ્યા મસીહ હતો કે કેમ એવો તેને શક ઉત્પન્ન થયો એમ કોઇથી કહી શકાય નહિ: પરંતુ રૂમીઓના પત્રના ૭મા અધ્યાયની હકીકતનો વિચાર કરતાં આપણને માલમ પડે કે, પોતે પરમેશ્વરને સંતુષ્ટ કરતો હતો કે કેમ તે વિષે તેને કોઇ કોઇ પ્રસંગે શક ઉત્પન્ન થતો હતો. ખ્રીસ્તીઓ વિષે તેણે જે કંઇ જોયુ હતુ, તથા સતાવનાર તરીકે તે તેઓના ઘરમાં પેઠો તે વખત તથા જે નામ તેઓનાં અંતઃકરણને અતિશય વહાલુ હતું, તે નામની તેમની પાસે નિંદા કરાવવાની તે કોશીશ કરતો હતો, તે વખતે તેણે તેઓથી જે સાંભળ્યું હતું, તેનાથી કોઇ રીતે આ શકને પુષ્ટિ મળી હશે. તેથી આવી ઘડી કે જે વખતે પોતાની બહારની ડાઘ વગરની જીંદગી તથા માંહેના બંધન વચ્ચેના તફાવતનુ તેને ભાન થયુ હતું, તે વખતે તેના આત્મામાં ઇસુને પ્રગટ કરવાનો પરો રસ્તો ઉઘાડવા સારૂ દેવે બહારના એક અદ્ભૂત દેખાવનો ઉપયોગ કર્યો.

## ૪. સોંપણી.

જે ઘડીએ પાઉલે ઉત્થાન પામેલા મસીહ પર વિશ્વાસ આણ્યો તે ઘડીએ મારે વિદેશીઓ મધ્યે સુવાર્તા પ્રગટ કરવાની છે, એવી ખાતરી પણ તેના અંત કરણમાં ઉત્પન્ન થઇ. જ્યારે દેવે પોતાના પુત્રને તેનામાં પ્રગટ કીધો, (ગલા. ૧, ૧૬.) ત્યારે તેનો હેતુ દેવની નજર આગળ હતો, એવો આ ઉપદેશનો ભાવાર્થ હતો એમ ગલાતીઓના પત્રમાં પાઉલ દર્શાવે છે. પ્રેરિતોનાં કૃત્યમાં તેના બદલાણ વિષે જે સઘળાં વૃત્તાંતો આપેલાં છે, તે બધા જોકે જુદી જુદી રીતે તથા જુદા જુદા માણસોથી લખાએલાં છે, છતાં તેઓમાં આ વિચાર જોવામાં આવે છે. પાછલાં વરસોમાં પાઉલે વિધર્મીઓ પ્રત્યેના પ્રેરિતપણાના દાનને પોતાનાં પાપની ક્ષમા (રૂમી. ૧. ૫.) વખતે અનુભવેલા કૃપાના દાન સાથે જોડી દીધું, અને વિદેશીઓ મધ્યેના કામને પોતાને થએલા ઇસુના પહેલા સંદર્શન (૧ કરીથી. ૯. ૧: ૧૫. ૮, ૯, ઇત્યાદિ) સાથે તે વારંવાર મેળવી દેતો હતો. એટલા સારૂ વિધર્મીઓ મધ્યે કામ કરવાનુ તેડું ઇસુથી થયું હતુ એ પાઉલની ખાતરીનુ મૂળ આપણે તે સંદર્શન તથા તે ઘડીના અનુભવમાં જોવુ જોઇએ. આ તેડાનો ખુલાસો કરતી વખતે ખાસ કરીને આપણને બે વાતો ધ્યાનમાં રાખવાની છે. પહેલી, પાઉલ પોતે વિદેશીઓમાંનો હતો, તથા તે આશિયાના એક ગ્રીક (હેલેની) શહેરનો વતની હતો, અને તેની અગાઉ તેનો બાપ ત્યાં રહેતો હતો. તેના પોતાના અનુભવથી તેને પ્રથમ પ્રેરિતોના કરતાં પણ વધારે જ્ઞાન થયું હતુ. તે વિદેશી લોકો વિષે પૂરી રીતે વાકેફ થયો હતો. તેણે તેઓના સારાપણાનાં તત્વો જોયાં હતાં અને તેઓનાં સુખ દુઃખમાં કેવા રીતે ભાગ લેવો તે તે જાણતો હતો. કે જે બાર

પ્રેરિતો પણ કરી શકતા નહોતા. બીજી, જે વધારે અગત્યની વાત છે તે એ કે, જે વખતે તે મંડળીનો નાશ કરવાનુ મથન કરતો હતો, તે વખતે તેને ઇસુનું સંદર્શન થયું, અને આ પ્રમાણે તેનુ તારણ કરવામાં પરમેશ્વરની નરી કૃપા અસાધારણ રીતે શ્રેષ્ઠ હતી. પરંતુ તે તારણનો સ્વીકાર કરશે એવી એકજ શરતે જો તેની આગળ તારણ ધરવામાં આવ્યું હોત તો તે યહુદીઓ તેમજ વિદેશીઓ (રૂમી. ૧, ૧૬ ૩. ૩૦ બન્ને માટે હોવુ જોઇએ, કારણકે જે કંઇ તેમને આપવામાં આવે તેનો તેઓ બન્ને એક સરખી રીતે સ્વીકાર કરી શકે. વિશ્વાસ એ સરખી રીતે બન્નેના અધિકાર હેઠળ છે. એટલા માટે ખ્રીસ્તે જે રીતે તેનુ ગ્રહણ કર્યુ તથા તે સાથે તેની યુવાવસ્થા વિદેશીઓ મધ્યે ગાળવામાં આવી હતી, તે પરથી તે ઇસુની ગમ ફર્યો તેજ ઘડીથી હુ વિદેશીઓ માટે તેડાયો છુ એમ તેને લાગ્યુ હશે એ સ્વાભાવિક છે

## ૫. દમસ્કમાં શરૂઆતના દિવસો.

પોતાના બદલાણ પછીના પાછલા દિવસોમાં દમસ્કમા પોતા ઉપર શુ શુ ગુજર્યુ તે વિષે પાઉલ પોતાના પત્રોમા કંઇજ જણાવતો નથી. તે દિવસોમાં જે જે બન્યું તે શહેર બહાર બનેલા બનાવ કરતાં ઓછુ અગત્યનુ હતું વાસ્તે આ વાતને આપણે આશ્ચર્યકારક સમજવી નહિ, અને પાઉલ તે બનાવ વિષે પણ કેવળ ઇસારોજ કરે છે.

યરૂશાલેમ છોડયા પછી જે ઘેર જવાનુ તેણે ધાર્યુ હતુ તેજ ઘેર તેને લઇ જવામાં આવ્યો એ સભવિત છે, અને તે પાધરા નામના રસ્તા પર (પ્રે. કૃ. ૯; ૧૧.) રહેતા એક અમુક યહુદાહનું ઘર હશે. પાઉલ દમસ્ક ભણી જતો હતો તે વખતે જે આશ્ચર્યકારક બનાવો બન્યા હતા, તેની વધતી ઓછી ખબર આખા શહેરના યહુદીઓએ થોડા વખતમાં સાંભળી હશે. પ્રેરિતોનાં કૃત્ય પ્રમાણે અનાનિયા નામે એક યહુદી ખ્રીસ્તી પાઉલના આવવાની બાબત તથા તેની સ્થિતિ વિષે સાંભળીને ઇસુના જેવા આત્મામાં તેના દુ:ખમાં ભાગ લેવાને તથા તેને દિલાસો આપવાને તેને ઘેર ગયો (પ્રે કૃ ૯, ૧૦–૧૭: ૨૨, ૧૨–૧૬.) આ હકીકતને લાક્ષણિક રીતે આ અર્થમાં લઇ શકાય કે અનાનિયાની મારફતે પાઉલને સુવાર્તાનું અજવાળું પ્રાપ્ત થયુ, કારણકે પાઉલ ચોક્કસ રીતે એમ શીખાડે છે કે કોઈ પણ મનુષ્યના વસીલા વગર તેણે શહેરમાં પ્રવેશ કર્યો તે અગાઉ તેને ઇસુ સબંધી પ્રકાશ મળેલો હતો, કેટલાએકના મત પ્રમાણે ગલાતી. ૪. ૧૫નો જો એવો ભાવાર્થ હોય કે પાઉલ ગલાતીમાં હતો ત્યારથી તેને આંખોનુ કાંઇ દર્દ હતુ, અને પોતાની આંખો નબળી હોવાના કારણે પાઉલ પોતાના પત્રો પોતાને હાથે નહોતો લખતો (૨ થેસ્સા. ૩ : ૧૭.) તેમજ તેજ કારણને લીધે તેની કુશળતા પણ મોટા અક્ષરોમાં લખવામાં આવતી, (ગલાતી. ૬, ૧૧.) તો દમસ્ક આગળ તેના પર જે અંધાપો આવ્યો હતો તેના પરિણામ

તરીકે એને લેખી શકાય, અને તેથી પ્રેરિતોનાં કૃત્યમાંના વૃત્તાંતને આકસ્મિક રીતે પુષ્ટિ મળે છે. પરંતુ આ દલીલમા બધી અટકળ છે, અને તે પરથી પાઉલની આંખો બાબત કોઇ નક્કી નિર્ણય થઈ શકે નહિ.

વળી, પાઉલે ઇસુ પર વિશ્વાસ આણ્યો તેથી તેનુ બાપ્તિસ્મા થયું એ ખરેખર સભવિત છે, અને તેની સાબિતી પ્રેરિતોનાં કૃત્યમાં (પ્રે. કૃ. ૯; ૧૮ · ૨૨, ૧૬.) મળે છે, અને એ સસ્કારની ક્રિયા અનાનિયાએ કરી એમ આપણે અનુમાન કરી શકીએ. વળી આપણે એમ પણ માનીએ કે જ્યારે અનાનિયાએ પાઉલને બાપ્તિસ્મા આપ્યુ, ત્યારે તે તેના ભવિષ્ય સબધી કેટલાં-એક ભવિષ્ય વચનો બોલ્યો, કારણકે તેના આશ્ચર્યકારક અનુભવો કે જે હમણાં જગજાહેર થએલા હતા, તેઓથી એ દર્શાઇ આવતું હતું કે તેને એક અદ્ભૂત કામ કરવાનુ છે અનાનિયાની સાક્ષો વિષે પાઉલે માત્ર એક ઠેકાણે ઇસારો કર્યો છે, એમ કહેવાય છે કે જે સાધારણ છે (પ્રે. કૃ. ૨૨, ૧૫.) તેમા વિદેશીઓ મધ્યેના તેડાને લગતી કંઇજ હકીકત નથી

## પ્રશ્નો.

૧ પાઉલના બદલાણ વિષે આપણી પાસે કેટલા વર્ણન છે?

૨. દમસ્ક જતાં રસ્તામાં જ્યારે પાઉલ ઇસુને મળ્યો ત્યારે ખરી રીતે તેને શુ થયુ?

૩. પાઉલના જુદા જુદા વર્ણનમાં કયી આવશ્યક ત્રણ બાબતો બ્યાનની સાથે મળતી આવે છે?

૪. ઇસુના દર્શનને માટે પાઉલનુ અંત કરણ કેવી રીતે તૈયાર કરવામા આવ્યું હતું?

૫. પાઉલનુ કામ કે અધિકાર શો હતો?

૬. ગતકાળના પાઉલના અનુભવે શુ તેને વિદેશીઓમા કામ કરવાને તૈયાર નહોતો કર્યો?

૭. બદલાણ થયા પછી પાઉલ તરતજ કયા ગયો? અને ત્યાં તેને શુ થયુ?

૮. પાઉલનું બાપ્તિસ્મા કોણે કર્યું? પ્રે. કૃ. ૯, ૧૮ ૨૨, ૧૬.

૯. અનાનિયા કોણ હતો અને પાઉલને મદદ કરવાને માટે તે કેવી રીતે દોરવાયો? પ્રે. કૃ. ૯; ૧૦–૧૭, ૨૨, ૧૨–૧૬.

૧૦. પાઉલ નબળી આંખોથી પીડા ભોગવતો હતો એમ વિદ્વાનો કેમ ધારે છે? ગલા. ૪; ૧૫. ૨ થેસ્સા. ૩, ૧૭. ગલા. ૬. ૧૧

---

# પ્રકરણ ૫ મું.

## એકાન્તવાસ.

### ૧. અરબસ્તાનમાં.

પાઉલના બદલાણ પછી તરતજ તે અરબસ્તાનમાં ગયો. (ગલા. ૧ : ૧૬, ૧૭.) જે પ્રદેશને આ નામ આપવામાં આવ્યું છે. તેનો વિસ્તાર રાતા સમુદ્રથી ઇરાની અખાત સુધી, અને ઉત્તરે છેક ગદીરથ અને પાલમાથરા સુધી આવેલો છે. તેમાં અરબસ્તાન, પેટ્રીયા, તેનું મુખ્ય શહેર પેટ્રા ; અરબસ્તાન પેલીકસનું મુખ્ય શહેર સેબા, અને અરબસ્તાન નમાદુમ નામે પૂર્વમાં ઘણું મોટું રણ આવેલુ છે, જેનો વિસ્તાર બાબેલોનની સરહદ સુધી પહોંચી વળેલો છે. એકાન્તવાસમાં ચિંતવન કરવાને વાસ્તે પાઉલ અરબસ્તાનમાં ગયો હોય, અને તે નિવૃતીમાંથી નિકળીને દમસ્કમાં આવ્યો, (ગલા. ૧ ; ૧૭.) તે ઉપરથી દમસ્કની પડોસમાં દક્ષિણ અગર પૂર્વમાં અરબસ્તાન પેટ્રીયાના પ્રદેશમાં તે ગયો હોય એમ સંભવે છે. પાઉલના સમયમાં આ પ્રદેશ નબાટીન રાજ્યના તાબામાં હતો અને એરેટ્સ ૪ થો, જેણે હેરોદ આંતીપાસને પોતાની દીકરી પરણાવી તે રાજ્ય કરતો હતો.

લુક અરબસ્તાનના પ્રવાસ વિષે કંઈજ લખતો નથી તેથી તે વિષે તે જાણતો હશે કે કેમ એવી તેના વૃત્તાંતના વાંચનારને શંકા થયા વિના રહે નહિ. તે જણાવે છે કે અમુક દિવસો સુધી પાઉલ શિષ્યોની સાથે દમસ્કમાં રહ્યો, અને તરતજ ઇસુને પ્રગટ કરવા લાગ્યો. ઘણા દિવસો વિત્યા પછી યહુદીઓએ તેનું ખૂન કરવાનું તરકટ રચ્યું, ત્યાંથી બચીને તે યરૂશાલેમમાં આવી રહ્યો. (પ્રે. કૃ. ૯ ; ૧૯, ૨૦. ૨૩, ૨૬.) આખા મજકુર ઉપરથી સ્વાભાવિક રીતે માલમ પડે છે કે, પાઉલના બદલાણ પછી થોડાંજ અઠવાડીઆં અથવા તો થોડાજ માસ વિત્યા પછી તે દમસ્કથી યરૂશાલેમ ગયો. વળી પ્રેરિતોનાં કૃત્યનો કર્તા બીજી કલમમાં દર્શાવે છે કે, યરૂશાલેમમાં ખ્રીસ્તીઓએ પાઉલ ખ્રીસ્તી થયો હોય એ વાત માની નહિ અને તેનાથી ડરતા હતા તેથી (૯ ; ૧૯-૨૬)નો આ તર્ક ખરો ઠરે છે. જો ત્રણ વરસ સુધી તે ગુમ રહ્યો હોત, અને તે દરમિયાન તે મંડળીને સતાવતો હતો એવી કોઇને ખબર પડી ન હોત તો શિષ્યોએ પાઉલની વાત કેમ ખરી માની અને તેનો સત્કાર કર્યો એ દલીલને પુષ્ટિ મળત. (ગલા. ૧ ; ૧૮.) બીજા શબ્દોમાં કહીએ કે, ત્રણ વરસ કરતાં ઘણી ઓછી મુદતમાં પાઉલ યરૂશાલેમ ગયો હોય, એમ શિષ્યોના હાવભાવ ઉપરથી લુક સમજ્યો. એટલા માટે આ વૃત્તાંતનો કર્તા પાઉલના અરબસ્તાનના પ્રવાસ

વિષે અજ્ઞાન હોય એ અનુમાન ઉપર આવ્યા વિના ચાલે તેમ નથી એમાં કંઇ આશ્ચર્યકારક નથી, કેમકે બીજાઓને તે ઉપયોગી થાય એમ પાઉલે પોતે વિચાર્યું નહિ. એકજ વખતે તેનો ઈસારો કરે છે, અને તે પણ માત્ર એમ દેખાડવાને કે તે યરૂશાલેમમાં નહોતો. જો પ્રેરિતોનાં કૃત્યના પુસ્તકનો કર્તા અરબસ્તાનના પ્રવાસ વિષે જાણતો હોય તો પણ તેના વૃત્તાત ઉપરથી કંઈજ માલમ પડતું નથી.

અરબસ્તાનના પ્રવાસમાં કેટલો સમય લાગ્યો તેનો સુમાર કાઢી શકાય. પાઉલ જણાવે છે કે તેના બદલાણથી માંડીને ત્રણ વરસ પછી તે પહેલી વેળા યરૂશાલેમમાં ગયો. આ સઘળો વખત તે અરબસ્તાન તથા દમસ્કમાં રહ્યો, પણ દમસ્કમાં વધારે લાંબો સમય તે રહ્યો હોય એમ લાગતું નથી. પાઉલના પાછલા જીવન ઉપરથી આપણને માલમ પડે છે કે દમસ્કમાં યહુદીઓનું જેટલુ ચલણ હતું તેટલુ ચલણ જે કોઇ સ્થળમાં હોય ત્યાં બની શકે તેટલાં અઠવાડીઆં અગર માસ તે કામ કરતો હતો. પ્રેરિતોનાં કૃત્યના પુસ્તકના વૃત્તાંતમાં પણ પાઉલ અન્ય કોઈ સ્થળ કરતાં દમસ્કમાં ઓછુ રહેતો એમ દર્શાવેલુ છે. (પ્રે. કૃ. ૯, ૧૯, ૨૩.) વિઝાકરનુ એવુ ધારવુ છે કે, દમસ્ક કરતાં અરબસ્તાનમાં પાઉલ થોડો સમય રહ્યો, પરંતુ ગલા ૧, ૧૮ પ્રમાણે પાઉલના બદલાણથી નહિ, પણ દમસ્કમાં તે પાછો આવ્યો ત્યારથી ત્રણ વરસ ગણવામાં આવ્યાં છે, એટલે આ અભિપ્રાયની કંઈજ સાબિતી નથી. પાઉલનુ બદલાણ થયું ત્યારથી તે યરૂશાલેમમાં આવ્યો તે દરમિયાનનાં ત્રણ વરસનો ઘણો ભાગ તેણે અરબસ્તાનમાં પ્રવાસ કર્યો એમ આપણે આ ઉપરથી અનુમાન કરી શકીએ.

## ૨. દમસ્કમાં.

પાઉલ અરબસ્તાનથી દમસ્ક પાછો ફર્યો, અને સતાવનાર તરીકેના ક્રમની સમાપ્તિ કરીને તેણે ઉપદેશના ક્રમનો આરંભ કર્યો. આને માટે ખુદ પાઉલનું પ્રમાણ આપણી પાસે છે તે કહે છે કે એરેતસના તાબાના સુબાએ દમસ્કમાં તેને બદીવાન કરવાનો પ્રયત્ન કર્યો, અને આ મજકુર ઉપરથી એવું અનુમાન થાય છે કે પાઉલે પોતાના ઉપદેશથી યહુદીઓનો અણગમો વહોરી લીધો. (૨ કરીંથી. ૧૧ : ૩૨.) પાછળથી ઘણીવાર તેની સતાવણી થઈ, અને ફિલિપી તથા એફેસસમાં જે વેઠવુ પડયું તેને બાતલ કરીએ તો, આ કારણ શિવાય અન્ય કોઈ કારણથી તેને વેઠવું પડયુ નથી. પ્રેરિતોનાં કૃત્યનું વૃત્તાંત પત્રોની સાથે સંમત થાય છે. તેમાં લખેલું છે કે તેણે સભાસ્થાનમાં ઉપદેશ કર્યો, અને ઘણા પરાક્રમથી ઈસુ તેજ મસીહ હતો એમ સાબિત કરી આપ્યું, એટલા માટે યહુદીઓએ તેની વિરૂદ્ધ તરકટ રચ્યું, અને ત્યાંથી તેને જીવ લઇને નાસવું પડયું. (પ્રે કૃ. ૯; ૨૩-૨૫.) તેઓ શહેરની ભાગળોની ચોકી કરતા હતા તેથી પાઉલના કહેવા પ્રમાણે શહેરનો હાકેમ પણ તે તરકટમાં

સામેલ હતો, એમ બરોબર રીતે જણાઈ આવે છે. પાઉલ કેવી રીતે છટકી જવા પામ્યો તેનું પ્રેરિત જેવુ જોઈએ તેવુ આબેહુબ વર્ણન કરે છે, અને તે પાઉલના લખાણની સાથે મળતું આવે છે. (પ્રે. કૃ. ૯; ૨૫; ૨ કરીંથી. ૧૧; ૩૩.) તે કહે છે કે બારીમાંથી તેમજ કોટની દિવાલમાંથી તેને નીચે ઉતારવામાં આવ્યો એ ઉપરથી એમ માલમ પડે છે કે કોટ ઉપર ઘર હતું, અને વધારામાં તે કેટલા જોખમમાં હતો, તે તે બરોબર સમજ્યો તેથી તેઓના હાથથી છટકી જવા પામ્યો. લુકની હકીકત પ્રમાણે જેઓએ પાઉલને ટોપલીમાં નીચે ઉતાર્યો તેઓ તેના શિષ્યો હતા એમાં કંઇ સંદેહ નથી. યહુદીઓ તથા શહેરના હાકેમ તેના ઉપર ઉશ્કેરાઈ ગયા, એટલો વખત તેણે ઉપદેશ કર્યો હોય તો તેણે કેટલાક શિષ્યો કર્યા હોય એમ ધારવુ સ્વાભાવિક છે.

## ૩. દમસ્કથી યરૂશાલેમ.

પાઉલ દમસ્કથી નાસીને યરૂશાલેમમાં આવી રહ્યો, તેનાં મૂળ કારણો મળતાં આવે છે, પરંતુ યરૂશાલેમમાં તે હતો તે દરમિયાન જે કંઇ બન્યું તેમાં વિરૂદ્ધતા માલમ પડે છે. ગલાતીઓના પત્રમાં પાઉલના સ્વતંત્ર પ્રેરિતપદની વાત આવે છે, (ગલાતી. ૧ ; ૧૮-૨૪.) તેમાં તે કહે છે કે યરૂશાલેમમાં તે કેફાની મુલાકાતે ગયો, અને ત્યાં પંદર દિવસ તેની સાથે રહ્યો પણ ઇસુના ભાઇ યાકૂબ શિવાય બીજા કોઈ પ્રેરિતને તેણે જોયો નહિ. સૂરિયા તથા કીલકીના પ્રદેશમાં તે ગયો ત્યારે યહુદાહની ખ્રીસ્તી જમાતોએ તેને હજુ સુધી નજરે જોયો ન હતો. લુકની હકીકત વિસ્મય પમાડે તેવી રીતે આથી ભિન્ન માલમ પડે છે. તે એમ કહે છે કે બાર્નાબાસ પ્રેરિતોની સન્મુખ પાઉલને લઈ ગયો, અર્થાત બારમાંના મોટા ભાગ પાસે લઇ ગયો. (પ્રે. કૃ. ૯ ; ૨૭.) પછીથી પાઉલ પ્રભુના નામમાં કેટલી હિમત રાખીને ઉપદેશ કરતો હતો, અને હેલેનીઓની સાથેના વિવાદમાં કેવો વિજય મેળવ્યો અને તેઓએ તેને મારી નાખવાનુ કાવતરૂં રચ્યુ એમ પાઉલ વિષે તેણે કહી બતાવ્યું. (પ્રે. કૃ. ૯ ; ૨૮, ૨૯.) એવીજ રીતે કિલ્લાનાં પગથીયાં ઉપર ઉભા રહીને તેણે ભાષણ કર્યું, તેથી માલમ પડે છે કે દમસ્કથી આવીને પાઉલ જાહેર ઉપદેશ યરૂશાલેમમાં કરતો હતો, કારણકે મંદિરમાં પાઉલ મૂર્છાગત થયો ત્યારે પ્રભુએ તેને કહ્યુ કે, યહુદીઓ તારા ઉપદેશનો અંગીકાર કરશે નહિ માટે તારે યરૂશાલેમમાંથી એકદમ નીકળી જવું. (પ્રે. કૃ. ૨૨ ; ૧૮.) આ દર્શન ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે ઇસુના નામનો ફેલાવો કરવાના કામમાં તે ઉદ્યોગી હતો. આગ્રીપાની સાથે સંભાષણ કરતાં પાઉલે સ્પષ્ટ રીતે કહ્યુ કે, દમસ્કમાં ઉપદેશ કર્યા પછી તેણે યરૂશાલેમમાં ઉપદેશ કર્યો એ દર્શાવેલું છે. (પ્રે. કૃ. ૨૬ ; ૨૦.) આ રીતે આ બન્ને એક બીજાથી ભિન્ન માલમ પડે છે, અને કેટલાક વિદ્વાનો આ હકીકતને ખરી માનીને લુકની હકીકતને બીન ઐતિહાસિક

ગણી તેનો અનાદર કરે છે. એટલા માટ તેનું બારીકાઇથી અવલોકન કરવાની આવશ્યકતા છે. પ્રથમ તો ગલાતીના વૃત્તાંતથી લુકના હેવાલનો હેતુ ભિન્ન માલમ પડે છે, એ લક્ષમાં લેવુ જોઇએ તેની અગાઉના પ્રેરિતોથી પોતે સ્વતંત્ર છે એમ પાઉલ દેખાડે છે. ( ગલાતી. ૧, ૧૭. ) લુકનો આવો ખાસ હેતુ જણાતો નથી. પાઉલની કારકીર્દીનો સારાંશ આપવાનો તે પ્રયત્ન કરે છે. પાઉલ જણાવે છે કે તેણે પીતર તથા યાકૂબને જોયા પરંતુ બીજા એકે પ્રેરિતને તેણે જોયો નથી. તેની મતલબમાં વધારે જણાવવાની અગત્ય નથી, તોપણ પાઉલ યરૂશાલેમમાં મંડળીના બીજા સભાસદોને મળ્યો હોય તેમાં કંઇજ વિલક્ષણતા જોવામાં આવતી નથી. બધા વિશ્વાસીઓથી પોતે પોતાને નિરાળો હોય એમ દેખાડવાની તેની ઇચ્છા નથી, પરંતુ તેની પૂર્વેના પ્રેરિતો કરતાં તે તેમનાથી જુદો હતો. સાધારણ વિશ્વાસીઓ તરફથી તેને પ્રેરિતપદ પ્રાપ્ત થયુ હતુ, એવી કોઇને ખબર ન હતી તેથી તે તેમની સાથે ભળતો તેની નોંધ તેણે ગલાતીઓના પત્રમાં લીધી નથી.

વળી, ગલાતીઓના પત્રમા પાઉલ જણાવે છે કે, તે સૂરિયામાં તથા કીલકીમાં ગયો ત્યારે યહુદાહની મંડળીઓ તેને ઓળખની હતી, ત્યારે લુક જણાવે છે કે તે યરૂશાલેમમાં જાહેર ઉપદેશ કરતો હતો. અલબત યરૂશાલેમની મંડળી યહુદાહમાં મુખ્ય હતી. અને જો તે મડળીએ તેને નજરે જોયો હોય તો યહુદાહની મંડળીઓ તેને ઓળખતી નથી એ તે ભાગ્યેજ કહી શકે. લુકની હકીકત પ્રમાણે પાઉલ યરૂશાલેમના હેલેનીઓમા કામ કરતો હતો તેથી આ બાહ્ય ભિન્નતાની સમજુતી થાય છે. ( પ્રે. કૃ. ૯, ૨૯. ) પાઉલ યરૂશાલેમ જેવા મોટા શહેરમાં અવિશ્વાસી હેલેનીઓમાં બે અઠવાડીઆં ઉપદેશ કરે અને યરૂશાલેમની મંડળી તેના વિષે અજાણ રહે એમ કોણ કહી શકે વારૂ ? તે સ્પષ્ટ હોઇ તે ઉપર વિવેચન કરી કાળક્ષેપ કરવાની અગત્ય નથી.

પાઉલના ધૈર્ય તથા ઉત્સાહને લક્ષમાં લઇને આપણે કબૂલ કરવુ જોઇએ કે જેમ તેણે થોડાજ સમય ઉપર દમસ્કમાં ઉપદેશ કર્યો હતો, તેમ યરૂશા-લેમમાં પણ તેણે ઉપદેશ કર્યો હોવો જોઈએ. વળી ગલાતીઓના પત્રમાં તેણે માત્ર પીતર અને યાકૂબ શિવાય બીજા કોઇને જોયા નહિ એ હકીકતમાં તેના ઉપદેશથી કંઇજ વિરોધ થતો નથી. જે વિષયનો તે વિચાર કરતો હતો તેનો તેના ઉપદેશની સાથે કંઇ સંબંધ ન હોવાથી તેનો ઉલ્લેખ કરવો તદન અસ્થાને ગણાય. જ્યારે આપણે ખાસ વૃત્તાંતોના હેતુઓની તુલના કરીએ તથા પાઉલનો ઉદ્યોગ હેલેનીઓમાંજ હતો એ લક્ષમાં લઇને લુકના વૃત્તાંતનો મુખ્ય સાર બીન ઐતિહાસિક છે, એમ આપણે માન્ય રાખી શકતા નથી એમ કહેવાની મને ફરજ પડે છે. બાર્નાબાસ પાઉલને પ્રેરિતોની સન્મુખ લાવ્યો એ વાતને ગલાતી. ૧ ; ૧૯ ના મજકૂર સાથે લઇને તપાસી જોઈએ તો, જો તે તદ્દન ખોટુ

ન હોય તો પણ, ભુલાવો ખવાડે તેવું છે, અને યરૂશાલેમની મુલાકાતે તે ઘણોજ વહેલો ગયો હતો એમ તે દર્શાવે છે, એ આપણને માલમ પડે છે. પરંતુ પાઉલ યરૂશાલેમમાં કેટલાક શિષ્યોને મળ્યો અને હેલેનીઓને તેણે બોધ કર્યો એ વાતને ગલાતીઓના ઉપદેશની સાથે અથડાવી મારવી નહિ જોઇએ, કે તેણે પીતર તથા યાકૂબ શિવાય અન્ય કોઇ પ્રેરિતોને જોયા નહિ, અને જ્યારે યરૂશાલેમથી તે નીકળી ગયો ત્યારે યહુદાહની મંડળીઓએ તેને નજરે જોયો ન હતો.

કિલ્લાની પગથી ઉપર રહીને પાઉલે જે ભાષણ આપ્યું, તે મુજબ યરૂશાલેમમાં તે પંદર દિવસ રહ્યો તે દરમિયાન મદિરમાં જાણવા જેવુ તેને દર્શન થયું હતું. (પ્રે. કૃ. ૨૨ ; ૧૭-૨૧.) તેણે ઇસુને જોયો, અને તેણે તેને કહ્યું કે, યહુદીઓ તારા બોધનો અંગીકાર કરશે નહિ, માટે યરૂશાલેમમાંથી સત્વર નીકળી જા. પાઉલ જવાને નારાજ હતો, અને તેણે આગ્રહપૂર્વક કહ્યુ કે હુ વિશ્વાસીઓના સતાવનાર તરીકે જાણીતો થયો છું, માટે મારે ત્યાં રહેવાની અગત્ય છે. એટલાજ માટે ત્યાં રહીને કામ કરવાનુ તેને વ્યાજબી લાગ્યુ. તેની સાક્ષીનુ ખાસ વજન પડશે એમ તે ધારતો હતો. પ્રભુએ તેની વિનતીનો અસ્વીકાર કર્યો અને વિદેશીઓમાં જવાને તેને ફરમાવ્યુ પ્રેરિતોનાં કૃત્યોના ૨૨, ૧૭-૨૧ માં જે દર્શનનું વર્ણન આપેલુ છે, તેને રામઝે ૯, ૩૦ માં ૪૪ ની સાલમાં પાઉલ યરૂશાલેમમાં ગયો તે વખતની નોંધ પ્રમાણે ગણે છે. તેની દલીલમાં નીચે મુજબ બાબતો છે: ૧ લુ, પાઉલના બદલાણ પછી તેણે યરૂશાલેમની પહેલવહેલી મુલાકાત લીધી (પ્રે. કૃ. ૯; ૨૯.) ત્યારે યહુદીઓના તરફથી તેને ત્યાંથી નાસવુ પડયું એમ લુક કહે છે, પણ તેના જવાનું કારણ પાઉલ એ આપે છે કે ઇસુએ તેને પ્રકટીકરણ આપ્યુ. (પ્રે. કૃ. ૨૨; ૧૭.) ૨ જુ, પાઉલનું તેડું વિદેશીઓને માટે હતું, એટલે યરૂશાલેમની તેણે પહેલી મુલાકાત લીધી એ ઘટારત લાગતું નથી, કારણકે તે વિદેશીઓની પાસે ગયો (પ્રે. કૃ. ૨૨, ૨૧.) તે અગાઉ ઘણાં વરસ સુધી સભાસ્થાનોમાં તથા જ્યાં જ્યાં તેનુ ચલણ હતું ત્યાં ત્યાં તેણે કામ કર્યું અને ત્રીજુ, પાઉલને જે પ્રકટીકરણ થયુ તે યરૂશાલેમની તેની પહેલી મુલાકાત કરતાં બીજી મુલાકાત વખતે થયુ હોય એમ વિશેષ અનુકૂળ માલમ પડે છે. પાઉલ સંદેશાની વાટ જોતો યરૂશાલેમમાં રહ્યો હતો, અને તેથી તેની ઇચ્છાને કાબુમાં રાખવાને અર્થે દર્શનની અગત્ય હતી.

આ બાબતોના ક્રમવાર રદિયા આપતાં પાઉલ યરૂશાલેમથી વિદાય થયો તેનાં બે કારણો માની લઇએ તો તેમાં કઇ વિરૂદ્ધતા નડશે નહિ. એક તરકટ અને બીજું પ્રકટીકરણ. જેમ પ્રેરિતોનાં કૃત્યોના ૯ મા અધ્યાયમાં પાઉલને મારી નાખવાનું કાવતરૂં રચવામાં આવ્યું તેવીજ રીતે ૨૨ મા અધ્યાયના પ્રકટીકરણના વૃત્તાંતમાં પાઉલ પ્રતિ તિવ્ર અવરોધ ખુલ્લો દર્શાઇ આવે છે તેથી તે વિશેષ

સ્પષ્ટ થાય છે. પાઉલે યરૂશાલેમની પહેલી મુલાકાત લીધી ત્યાર બાદ ઘણે વરસે વિદેશીઓમાં તે કામ કરવા ગયો તે અગાઉ આ બાબતના સંબંધમાં બે વાતો કહેવાની છે: પહેલુ, પાઉલ સૂરિયા તથા કીલકીમાં ચૌદ વરસ (ગલાતી. ૨ ; ૧ ) રહ્યો, તે દરમિયાન તેણે યહુદીઓમાં તથા થએલા યહુદીઓમાં ઉપદેશ કર્યો તેની કંઈજ સાબિતી નથી. અને બીજુ, જે પાઉલના બદલાણ વખતેજ વિદેશીઓમાં કામ કરવાને ઇસુએ તેનું તેડું કર્યું હોય એમાં શક નથી, (ગલાતી. ૧ ; ૧૬. ) ત્યારે પ્રે. કૃ. ૨૨ મા અધ્યાયના તેડાના અને પાઉલનુ વિદેશીઓમાં પહેલું કામ કે જેનો હેવાલ લખેલો છે, તેની વચ્ચેના કાળને તે તેડાના દિવસની વિરૂદ્ધ મૂકી શકાય નહિ.

રામઝેની ત્રીજી દલીલમાં પણ કંઈ વજન હોય એમ લાગતું નથી. કારણકે ઉપદેશ કરવાની "અનુકૂળ તક"ની તે વાટ જોતો હતો એ જે તે કહે છે, તે માત્ર અટકળ છે. યહુદાહમાં દુષ્કાળ પ્રસગે પાઉલ અત્યોખમાંથી દાન લઈને આવ્યો હતો, પરંતુ આ વડે યરૂશાલેમમાં તેને પોતાની સાક્ષી આપવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય એમ કંઈજ માલમ પડતુ નથી કેટલોક વખત વિત્યા બાદ પાઉલ ફરીથી દાન લઇને યરૂશાલેમમાં આવ્યો, અત્યોખથી જે દાન લાવ્યો હતો તેથી આ વિશેષ હતું, પરતુ પોતાનો સંદેશો કહેવાની તેને કંઇ તક મળી નહિ. તેની કેદ અગર તો તેને મારી નાખવાના પ્રયત્નો તેથી અટકયાં નહિ.

એટલા માટે પ્રેરિતોનાં કૃત્યોના ૨૨ ; ૧૭ માં જે મુર્છાની હકીકત આવે છે, તે પાઉલના બદલાણ પછી તેની યરૂશાલેમમા પહેલી મુલાકાત વખતે થઈ એમ આપણે પ્રતિપાદન કરવું જોઇએ.

એક બાબત વિષે વિચાર કરવાનો બાકી રહે છે. આગ્રીપાની સાથે પાઉલનું જે સંભાપણ થયુ તેમાં એમ કહેલુ છે કે, દમસ્કમાં ઉપદેશ કર્યા બાદ તેણે યરૂશાલેમ તથા આખા યહુદાહમાં ફરીને ઉપદેશ કર્યો. પરંતુ પાઉલ પહેલવહેલી વખતે યરૂશાલેમમાં ગયો તે વખતે આ ઉપદેશ કર્યો નહિ હોય, કેમકે પાઉલ જણાવે છે કે, (પ્રે. કૃ. ૨૬ , ૨૦.) જ્યારે સૂરિયા તથા કીલકીના પ્રદેશમાં ગયો ત્યારે યહુદાહની મડળીઓએ તેને નજરે જોયો ન હતો. (ગલાતી. ૧;૨૧, ૨૨.) પછીનાં ચૌદ વરસ સુધી પાઉલ યહુદાહમાં ગયો નહિ. (ગલાતી. ૨ ; ૧.) અને ત્યાર પછી કેફા, યાકૂબ અને યોહાનની મુલાકાત લઈને તે વિદેશીઓમાં ગયો, અને તેથી આખા યહુદાહમાં ફરીને તેણે ઉપદેશ કર્યો હોય એ સંભવતું નથી. એ ઉપરથી પ્રેરિતોનાં કૃત્યોના પુસ્તકનું આ વૃત્તાંત ગલાતી-ઓના પત્રમાં પાઉલની નિ:સંદેહ સાક્ષીથી ભિન્ન માલમ પડે છે.

## ૪. સૂરિયા તથા કીલકીમાં.

જ્યારે પાઉલ પહેલવહેલો યરૂશાલેમમાં ગયો ત્યારે હેલેનીઓના વૈરભાવને લીધે તેને ત્યાંથી નીકળવું પડયુ હોય તો પ્રેરિતોનાં કૃત્યોના પુસ્તકમાં જેમ લખેલું

છે કે, ભાઈઓએ તેને કાઇસારીઆ સુધી પહોંચતો કર્યો (પ્રે. કૃ. ૯ ; ૩૦.) તેમાં કંઇ સશય હોય એમ લાગતું નથી. તે મજકુરમાં એમ પણ લખેલુ છે કે પાઉલ કાઇસારીઆથી વહાણમાં બેસીને તાર્સસ ગયો, તે માર્ગ ટુંકો તેમજ ખર્ચ પણ ઓછો હતો. ગલાતીઓના પત્રમાં માત્ર એટલુજ લખેલુ છે કે હૈં સૂરિયા તથા કીલકીના પ્રદેશમાં ગયો, અને ત્યાં સૂરિયા પહેલુ લખવામાં આવ્યું છે, માટે તે ઉપરથી એવું અનુમાન થઈ શકે કે પાઉલ જળમાર્ગે નહિ પણ જમીન માર્ગે ગયો હોય, અને તેણે સૂરિયામાં ઉપદેશની શરૂઆત કરી હોય. પાઉલે પોતાનુ પાછલુ જીવન કયાં ગાળેલુ તેના વિષે જ્યારે તે પોતાના પ્રવાસનો સાર આપે છે અને તેમાં કીલકી પહેલાં સૂરિયા મૂકે છે, એટલાજ માટે તેણે સૂરિયામાં કામ કર્યું અને પછી જેમ લુક કહે છે કે, યરૂશાલેમથી જળમાર્ગે નહિ પણ જમીન માર્ગે ગયો, એ દલીલ વ્યાજબી નથીજ. આતો શબ્દ ક્રમ ઉપર ગેરવ્યાજબી રીતે વજન મૂકવા જેવુ થાય છે. સૂરિયાને પહેલુ મૂકવામાં તેને કંઈ બીજુ પ્રયોજન ન હોય એ સ્પષ્ટ માલમ પડે છે, પરંતુ તેણે ત્યાં કામની શરૂઆત કરી એ કઈ તેનું પ્રમાણ નથી. જો સૂરિયામાં તેણે ઘણુ કામ કર્યું હોય તો આ શબ્દ ક્રમ સ્વાભાવિક ગણાય. તેથી લુકના વૃત્તાંતનો અનાદર કરવાને ગલાતીઓના પત્રમા શબ્દ ક્રમનુ કંઇજ પ્રમાણ આપવામાં આવ્યુ નથી.

સૂરિયા તથા કીલકીના પ્રદેશમાં પાઉલે કેટલો કાળ ગાળ્યો તેનો માત્ર સુમાર કાઢી શકાય. ગલાતી. ૨, ૧ માં યરૂશાલેમના પ્રવાસ વિષે લખેલુ છે તે ઉપરથી જુલીખર એવા અનુમાન ઉપર આવે છે કે પાઉલ સૂરિયા તથા કીલકીમાં ચૌદ વરસ રહ્યો અને તેના છેવટના ભાગમાં ત્યાં ગયો હોય. હવે છેવટે એ નિર્ણય ઉપર આવી શકાય કે, જો આપણી પાસે માત્ર ગલાતીઓનુ પત્ર હોત તો ગલાતી. ૨ ; ૧ માં પાઉલ યરૂશાલેમ ગયો ત્યાં સુધી તે સુરિયા તથા કીલકીમાં થોભ્યો હતો એ સ્વાભાવિક ધારી શકાય. પાઉલ પોતાની પૂર્વેના પ્રેરિતોથી પોતાને સ્વતંત્ર દેખાડવા ઇચ્છે છે, અને વળી તેઓ યરૂશાલેમમાં હતા તેથી પોતે ત્યા ન હતો એ કહેવુ જરૂરનુ હતું માટે આ ખુલાસો ઘણો અગત્યનો થાય નહિ. (ગલાતી. ૧ ; ૧૭.) જ્યારે તેણે એમ કહ્યુ કે હુ યરૂશાલેમમાં ન હતો તો પછી તે કયાં હતો તે કહેવાની વિશેષ અગત્ય જણાતી નથી. સૂરિયામાં તથા કીલકીમાં કામ કર્યું તેની વચ્ચે અને ગલાતી. ૨ ; ૧ માં યરૂશાલેમની મુલાકાત લીધી ત્યારે ગાળો પડયો નહિ હોય એમ એકાએક આપણાથી એટલા માટે કહેવાય નહિ. આપણે જે કંઈ કહી શકીએ તે એ કે સૂરિયા તથા કીલકીમાં અને ચૌદ વરસ પછી પાઉલ યરૂશાલેમની મુલાકાતે ગયો તે દરમિયાન પાઉલ યરૂશાલેમ ગયો ન હતો.

ગલાતી. ૨ ; ૧ માં જે ચૌદ વરસ વિષે લખેલું છે તેમાં સૂરિયા તથા કીલકીમાં પાઉલ રહ્યો તે ઉપરાંત એક વરસ તેણે અંત્યોખમાં ગાળેલું તેનો

પણ સમાવેશ થાય છે. એટલા માટે પાઉલના ગલાતીઓના પત્રના વૃત્તાંતની સાથે તે સંમત થાય છે, અને અંત્યોખથી જે પહેલો પ્રવાસ કર્યો તે પાઉલની પહેલી મુસાફરી કહેવાય છે. (પ્રે. કૃ. ૯; ૨૬. ૧૩, ૧૪.) આ પ્રવાસનો ચોક્કસ વખત માલમ ન હોવાથી પાઉલ સૂરિયા તથા કીલકીમાં કેટલો સમય રહ્યો તેનો બારીક નિશ્ચય અમે કરી શકતા નથી. અત્યોખથી જે પ્રવાસની શરૂઆત કરી તેનાં ત્રણ વરસનો અંદાજ લીધો, અને અત્યોખમાં એક વરસ ગાળેલુ, એમ ચૌદ વરસમાંથી ચાર બાદ કરતાં સૂરિયા તથા કીલકીના પ્રવાસનાં બાકી દસ વરસ રહે છે. આ વરસો કેવી રીતે પસાર થયાં તેની સવિસ્તર હકીકત અમારી જાણમાં નથી. સૂરિયા તથા કીલકીમાં જે કામ થયું તેનો માત્ર સ્પષ્ટ ઉલ્લેખ પાઉલ ગલાતીઓના પત્રમાં કહે છે તે એમ જણાવે છે કે જે ધર્મનો એક વખતે તે વિનાશ કરવાનો ઇરાદો રાખતો હતો, તેજ ધર્મનો ઉપદેશ તે કરે છે, એમ યહુદાહની મંડળીઓએ જાણ્યુ, અને તેઓએ તેને માટે પરમેશ્વરને મહિમા આપ્યો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તેણે સૂરિયા તથા કીલકીમાં સફળતાથી સુવાર્તાનુ કામ કર્યું. સૂરિયા તથા કીલકીના પ્રદેશમાં જે કામ થયુ તેનો સ્પષ્ટ ઉલ્લેખ પ્રેરિતોનાં કૃત્યોના પુસ્તકમાં નથી, તેમ છતાં પણ તેમાં લખેલુ છે કે અત્યોખથી તેણે બીજી મુસાફરીનો આરંભ કર્યો, ત્યારે પાઉલે સૂરિયા તથા કીલકીમાં ફરીને મંડળીઓને દૃઢ કરી ત્યાંથી આગળ વધ્યો, તેને તે પુષ્ટિ આપે છે હવે આ પ્રદેશમાં જઇને પાઉલે અમુક મંડળીઓને (ગલાતી. ૧, ૨૨–૨૪. પ્રે. કૃ. ૧૪. ૪૧.) દૃઢ કરી તેથી તેણે તે મંડળીઓ સ્થાપી હોય એવી અમારી માન્યતા બંધાય છે, કારણકે અન્ય મનુષ્યના પાયા ઉપર બાંધવાની તેની નીતિ ન હતી. (રૂમી. ૧૫, ૨૦.) પરંતુ જો પાઉલે આ મંડળીઓ સ્થાપી હોય, તો દશ વરસની આપણે ચરચા કરીએ છીએ, તે દરમિયાનજ તેમ થયુ હોવું જોઇએ.

સૂરિયા તથા કીલકીની મંડળીઓમાં વિદેશીય વિશિષ્ટતા જણાઈ આવે છે. અમારી જાણમાં છે ત્યાં સુધી તો પાઉલે મુખ્યત્વે સમસ્ત યહુદી મંડળી સ્થાપી હોય એમ દીસતુ નથી, અને વળી, તેના બદલાણ સમયે તેની ખાતરી થઈ કે વિદેશીઓને અર્થે તેનુ તેડું થયું છે, માટે બીજા કોઇ વિરૂદ્ધ પુરાવાની ગેરહાજરીમાં, સૂરિયા તથા કીલકીમાં વિદેશીઓમાં તેનો શ્રમ સફળ થયો એમ અમે સ્વાભાવિક રીતે માનીએ છીએ. પ્રેરિતોનાં કૃત્યોમાં યરૂશાલેમની સભાએ અંત્યોખ, સૂરિયા તથા કીલકીમાં વિદેશીઓમાંના જે ભાઈઓ છે તેમને એક આજ્ઞાપત્ર લખી મોકલ્યો તે મજકુરથી આને પુષ્ટિ મળે છે. (પ્રે. કૃ. ૧૫; ૨૩.)

પાઉલે સૂરિયા તથા કીલકીમાં જે પ્રવાસ કર્યો તેની માત્ર આટલીજ નિશ્ચયપૂર્વક બાબતો મળી શકે છે. તે દસેક વરસની મુદત થાય છે, અને

પાઉલે મુખ્યત્વે વિદેશીઓમાં સુવાર્ત્તાનો વિજયી પ્રચાર કરવામાં તે કાળ ગાળ્યો. આ વરસો દરમિયાન પાઉલના કામ તથા તેને જે કંઈ અનુભવ મળ્યો તેની હકીકત વિષે અમે તદન અજ્ઞાન છીએ, તેના ઉદ્યોગનું મુખ્ય મથક અંત્યોખ હોય એવો કંઈજ પુરાવો નથી, અને તેણે કામ કર્યું હોય એવા એકે શહેરનું નામ અમે જાણતા નથી. પરંતુ ૨ જો કરીંથી. ૧૧; ૨૩–૩૩ માં પાઉલને જે ઘણી મુશ્કેલીઓ નડી તેમાંની કેટલીક તે દુ:ખમય સમયમાં તેને વેઠવી પડી હોય તો તેમાં કંઇ શક જેવું નથી.

નિ:સંદેહ પાઉલને માટે તે સમય અગત્યનો હતો. આપણે એમ પણ માની લઇએ કે ખ્રીસ્તી ધર્મ વિષે તેનો વિચાર પરિપકવ થયો, અને સુવાર્ત્તા પ્રવૃત્તિના લાંબા અનુભવને લઇને પછીથી જે મોટાં અને પ્રખ્યાત ધર્મનાં કામો તેણે કર્યાં તેને માટે તે લાયક થયો. વિઝેકરની સાથે સંમત થઇને એમ પણ માની લઇએ કે આ અરસામાં પાઉલને પોતાના ધોરણની સત્યતા વિષે સંપૂર્ણ ખાતરી થઈ અને વિદેશીઓમાંનું કામ ખરેખર પરમેશ્વરનું કામ છે, એવી તેની માન્યતા સ્થાપિત થઇ.

## પ્રશ્નો.

૧. પોતાના બદલાણ પછી પાઉલ શા માટે અરબસ્તાનમાં ગયો?

૨. ઉપદેશક તરીકે પાઉલે પોતાનું કામ કયાં આરંભ્યું?

૩. દમસ્કમાં પાઉલના ઉપદેશ કેવી રીતે સ્વિકારવામાં આવ્યા?

૪. દમસ્કથી પાઉલ કયાં ગયો?

૫. પાઉલ કેમ કહે છે કે મેં ઇસુના ભાઇ યાકૂબ શિવાય બીજા કોઇ પ્રેરિતોને યરૂશાલેમમાં જોયા નથી?

૬. પાઉલ શા માટે યરૂશાલેમમાં થોડો વખત રહ્યો?

૭. જ્યારે પાઉલે યરૂશાલેમ છોડયુ, પછી તે કયાં ગયો?

૮. સૂરિયા તથા કીલકીમાં પાઉલે કેટલો વખત ગાળ્યો?

૯. સૂરિયા તથા કીલકીમાં પાઉલ પોતાના કામ સંબંધી કયી સૂચના કરે છે?

૧૦. પાઉલે જે વખત ત્યાં ગાળ્યો તે શાને માટે અગત્યનો હતો?

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## અંત્યોખમાં કામ.

### ૧. શહેર.

અંત્યોખ, અંત્યોખસ ૪થાના સમયથી સૂરિયાના રાજાનું બાદશાહી નગર, અને પાછળથી રૂમી હાકેમનો મુકામ, ભૂમધ્ય સમુદ્રના કોણાથી વાયવ્ય કોણમાં આસરે સોળ માઈલ ઉપર ઑરેન્ટીસ નદી ઉપર આવેલુ હતું. સિસેરો અર્ખીયાસ વિષે પોતાના ભાષણમાં અંત્યોખ વિષે બોલતાં એમ કહે છે કે, પુરાતન સમયમાં તે નામાંકિત તથા ધનાઢ્ય નગર હતું, વિદ્વાન પુરૂષો તથા ઉચ્ચ પંક્તિની વિદ્યાનું તે સ્થાન હતું, પાઉલના સમયમાં પણ પૂર્વેનાં મુખ્ય નગરોમાંનું તે એક હતું. જોસેફસ સામ્રાજ્યમાં રોમ તથા આલેકસાંદ્રીઆને પ્રથમ પક્તિમાં મૂકી તેને ત્રીજો દરજ્જો આપે છે, સ્ટ્રેબો, રોમ, આલેકસાંદ્રીઆ તથા તીગ્રિસ ઉપર આવેલા સેલૂક્યાને પ્રથમ પક્તિમાં મૂકી તેની ચોથા દરજ્જાની ગણના કરે છે. પોમ્પીની કારકીર્દીમાં તે મુલ્ય ખરચી સ્વતંત્ર થયું હતું, અને વળી તે પ્રાંતના હાકેમનું તે નિવાસસ્થાન હતું. ૧ લા મીકાબીઝ તથા જોસેફસની તવારીખ ઉપરથી જો આપણે ત્યાંની વસ્તીનો અંદાજ કાઢીએ તો નિકાટોરની કારકીર્દીમાં ત્યાં સહેજ દસ લાખની વસ્તી હતી, કારણકે તે નગરના વિદેશીઓમાંથી ૧,૨૦૦૦૦ નું લશ્કર ઉભું કર્યું હતું, અને એક મોટા વિગ્રહમાં એક લાખ યહુદીઓનો ઘાણ વળી ગયો હતો. (પ્રે. કૃ. ૧૧ ; ૪૧–૫૧.)

અંત્યોખમાં મુખ્ય સરીયામ રસ્તો પહોળો હતો અને શહેરમાં સીધો અઢી માઇલ હતો. મહાન હેરોદે તે રસ્તા ઉપર પથ્થર જડાવી બન્ને બાજુ હારબંધ સ્થંભ રોપાવ્યા હતા.

અંત્યોખમાં યહુદીઓની વસ્તી વિશેષ હતી, સેલ્યુકસના વખતમાં (૩૧૨–૨૮૦ ઈ. સ. પૂ.) તેમને શહેરીના હક તેમજ બીજી ઘણી છુટ હતી. તેઓનું સભાસ્થાન આલેકસાંદ્રીઆથી બીજા દરજ્જાનું અને દુનિયામાં ઘણુંજ ભવ્ય હતું. અંત્યોખસ એપીફાનીઝ યરૂશાલેમના મદિરમાંથી જે પીતળનો ઘાટ લઈ ગયો તે આ સભાસ્થાનના જવાહીરોમાં હતો. જોસેફસ કહે છે કે સ્વધર્મનો ત્યાગ કરીને ઘણાં માણસો આ સભાસ્થાનમાં જોડાયાં હતાં, ભવિષ્યમાં જે મંડળી ત્યાં સ્થપાવાની હતી તેનું તે એક મોટું ચિહ્ન હતું. પાઉલ કામ કરતો હતો ત્યાંથી તેણે તેની ભાળ કાઢીને તેને બોલાવ્યો અને પાઉલે તે અરસામાં તેને ઘણીવાર મદદ કરી. (પ્રે. કૃ. ૮ ; ૧ : ૯ , ૧૯, ૨૦.)

અંત્યોખની પુરાતન મંડળીના ઇતિહાસને લગતું આ વૃત્તાંત અસંભવિત હોય એમ કહેવાય છે. યરૂશાલેમની મડળી સાથે પોતાનો સંબંધ હતો તેની પાઉલ આપણને જે હકીકત જણાવે છે, તે ઉપરથી અત્યોખની મંડળી ઉપર યરૂશાલેમથી દેખરેખ રાખવામાં આવે છે, એવુ સંભવતું નથી, અને પાઉલ બાર્નાબાસના સહાયક તરીકે અત્યોખમાં આવ્યો તેથી જાણે કે યરૂશાલેમની મડળી તરફથી આવ્યો હોય, પરંતુ આ નિર્ણયને આ બાબતોથી ખરેખરી પુષ્ટિ મળે છે વારૂ? યરૂશાલેમની મંડળીએ બાર્નાબાસને અંત્યોખના કામની દેખરેખ રાખવાની યુક્તિથી ત્યાં મોકલ્યો હોય એમ માનવામાં આપણે વ્યાજબી છીએ શું?

## ૨. અંત્યોખની મંડળીનું મૂળ.

સ્તેફનના વધ પછી જે ક્રૂર સતાવણી થઇ તે વખતે યરૂશાલેમના બધા ખ્રીસ્તીઓ વીખેરાઇ ગયા, (પ્રે. કૃ. ૮; ૧.) અને ત્યાંથી નીકળીને પોતપોતાના વતનમાં ફેનીકે, કુપરસ તથા અંત્યોખમાં આવી વસ્યા. (પ્રે. કૃ. ૧૧; ૧૯, ૨૦.) હેલેની વિશ્વાસીઓ સાધારણ રીતે યહુદીઓમાં ઉપદેશ કરતા હતા એવું જે લુક કહે છે તે યથાર્થ હોય, પરંતુ કુપરસ તથા કુરેનીના કેટલાક વતનીઓ અંત્યોખના, ગ્રીક લોકોમાં પણ પ્રભુ ઇસુનો પ્રચાર કરતા હતા, એ વિલક્ષણ ભાસે છે. આ ઉપદેશના પરિણામે ઘણા વિદેશીઓ ખ્રીસ્તી થયા, અને યરૂશાલેમની મંડળીને તે સમાચાર મળેલા તેથી બાર્નાબાસને અંત્યોખ મોકલવામાં આવ્યો, અને વરસ ઉપરાંત તેણે ત્યાં સ્તુતિપાત્ર કામ કર્યું. સૂરિયા તથા કીલકીમાં બાર્નાબાસ જુના રિવાજોને વધારે ચુસ્ત રીતે વળગી રહેનાર યહુદીઓમાંનો ન હતો એ નક્કી છે, કેમકે પાઉલ જણાવે છે કે બાર્નાબાસે તેની સાથે રહીને વિદેશીઓમાં કામ કર્યું. પરતુ જો તે પાઉલના વિચારને મળતો થઇ વિદેશીઓમાં સુવાર્તાનો પ્રચાર કરવાના મતનો હોય તો યરૂશાલેમની યહુદી મંડળીએ યહુદી ખ્રીસ્તી ધર્મના લાભમાં તેને અંત્યોખના કામની દેખરેખ રાખવા મોકલ્યો હોય એ સંભવિત છે વારૂ? દેખીતીજ આ પ્રતિજ્ઞા સાબિત થાય એવી નથી.

જો યરૂશાલેમની મંડળી ખ્રીસ્તી હોત, તો અંત્યોખના કામ સંબંધી જે સમાચાર તેને મળ્યા, તેથી તેના હિતાર્થે તેનું લક્ષ આકર્ષાયું હોવું જોઇએ, અને તેનાથી બનતી મદદ આપવાને તેણે પોતાની ઇચ્છા પણ દર્શાવી હોવી જોઇએ. આ ઉછરતી મંડળીની કુમકે એક અનુભવી તથા બાહોશ શિક્ષક મોકલી આપવામાં આવે તો તેથી વિશેષ શું જોઇએ? પરંતુ આટલેથીજ કંઈ તે પતી જતું નથી. વિદેશીઓને ઈસુનું દાન મફત મળે એ વિષે યરૂશાલેમની મંડળીને નિઃસંદેહ શંકા તથા સંદેહ હતો. પાઉલ તથા પ્રેરિતોનાં કૃત્યનો આ સ્પષ્ટ પુરાવો છે. હજુ સુધી વિદેશીઓમાં ઉપદેશ થયો હોય એવો માત્ર એકજ દાખલો હતો, અને તે પણ રડયોખડયો તથા

અપવાદરૂપ ગણવામાં આવે છે. પાઉલની શંકા દર્શનથીજ માત્ર નાબુદ થઈ. પીતરની સાથે જે ખ્રીસ્તી ભાઈઓ કરનેલ્યસને ઘેર ગયા હતા, તેઓ વિદેશીઓને પવિત્ર આત્મા મળ્યો એ જોઇને આશ્ચર્ય પામ્યા અને જ્યારે પીતર પાછો યરૂશાલેમ ગયો ત્યારે તેણે જે વર્તન કર્યું હતું તેનો ખુલાસો કરવાની તેને આજ્ઞા થઈ. તેનુ કૃત્ય પ્રત્યક્ષ પરમેશ્વરથી હોય એમ મડળીને લાગવાથી તેનો સ્વીકાર કર્યો. યરૂશાલેમની મડળીને વિદેશીઓમાં સુવાર્ત્તાનો પ્રચાર કરવાના વિવેક સામે જે સંશય થવા પામ્યો તેથી અત્યોખમાં કામ કરવાની તેને વિશેષ અભિરૂચિ થઇ. વિદેશીઓને મંડળીમાં દાખલ કરવાને તેઓને સંકોચ થતો, અને ઘણા સભાસદો તેની વિરૂદ્ધ હતા, પરંતુ જ્યારે પરમેશ્વર તરફથી વિદેશીઓનુ બદલાણ થતું એમ તેઓને દીસતું ત્યારે સમગ્ર મડળી તરીકે તેઓ તેનો અનાદર કરી શકતા નહિ.

વિઝેકરની સાથે સંમત થઈને એમ કહેવુ કે યરૂશાલેમની મડળીની સાથે પાઉલના સબધને લઈને તે બાર્નાબાસનો સહાયક થઇ શકેજ નહિ, અને તેથી માત્રુમડળીના ફરમાનથી તે ગયો હોય. પ્રથમ તો, બાર્નાબાસનો અત્યોખની મડળી સાથે સત્તાની રૂએ સબધ હતો અગર દાવો કરતો હતો એવુ પ્રેરિતોનાં કૃત્યના પુસ્તકમાં કંઇજ દર્શાવેલુ નથી. તે (પાઉલ) ત્યાં ગયો તેથી અત્યોખની મંડળી યરૂશાલેમની મડળીની સત્તા નીચે હતી એમ જણાતુ નથી. શાસ્ત્ર વચનમાં આવી કંઇજ મતલબ જણાતી નથી. બાર્નાબાસની વિનંતીથી પાઉલ અંત્યોખમાં આવ્યો એ વચનમા સ્વાભાવિક અસભવ્યતા હોય એવું કઈ નથી. તેઓના પરસ્પરના ઘાડા સંબધ વિષે પાઉલ પોતે કહે છે, તેથી અત્યોખના કામની સ્થાપના તેણે કરી નહોતી એ બહાને તે તેની વિનંતીનો અનાદર કરે એમ આપણાથી કહી શકાય નહિ.

### ૩. યહુદાહના દુષ્કાળ વખતે પાઉલનું યરૂશાલેમ જવું.

અંત્યોખમાં એક વરસ રહ્યો તે અરસામાં, અથવા તે પછી તરતજ પ્રેરિતોના કૃત્યના પુસ્તકમાં લખ્યા પ્રમાણે પાઉલ બાર્નાબાસની સાથે યરૂશાલેમ ગયો. અંત્યોખની મંડળીએ યહુદાહના ખ્રીસ્તીઓને વાસ્તે મદદ લઈ જવાને પાઉલને આ પ્રવાસ કરવાની વિનતી કરી. ભવિષ્યવાદી આગાબસે અગાઉથી દુષ્કાળનું ભવિષ્ય ભાખ્યું હતું, અને યહુદાહમાં વસતા સાથી વિશ્વાસીઓની મદદ કરવાની તૈયારી કરવાને અત્યોખના ખ્રીસ્તીઓને આ રીતે જાગૃત કર્યા હતા. (પ્રે. કૃ. ૧૧; ૨૬, ૧૧; ૨૭, ૨૮, ૨૧; ૧૦.) આ વૃત્તાંતમાં વાસ્તવિક રીતે કંઇજ અસંભવ્યતા નથી. પુરાતન મંડળીમાં ભવિષ્યવાદીઓ હતા જેઓ કોઈ કોઇ વખત ભાવી બનાવો જાહેર કરવાનો દાવો કરતા. (પ્રે. કૃ. ૨૧; ૧૦, ૧૧.) જો તેઓને યહુદાહના ભવિષ્યમાં થનાર દુષ્કાળની ખબર પડી હોય તો દૂર વસતા ખ્રીસ્તીઓ સિદ્ધ થઇને તેઓની વહારે આવે, અને ધનાઢ્ય

અંત્યોખ નગર પ્રતિ તેઓનુ ચિત્ત આકર્ષાય એ સ્વાભાવિકજ છે. દાન વહેંચી આપવાને અંત્યોખની મંડળી તરફથી તે આવ્યો હતો એમ જાહેર કરવાની પાઊલ આનાકાની કરે એમ ધારવાનુ આપણને કંઇજ પ્રયોજન નથી. પાછલાં વરસોમાં યરૂશાલેમના દરિદ્રીઓને વાસ્તે તેણે તેના વિદેશી ખ્રીસ્તીઓમાં અનેક વખતે ઉઘરાણાં કર્યાં. (ગલાતી. ૨, ૧૦. રૂમી. ૧૫, ૨૫-૨૮.) આગાબસની ભવિષ્યવાણીને જોસેફસ પુષ્ટિ આપે છે. ઈ. સ. ૪૪-૪૮ માં હાકેમ ફેડસ તથા તીબેરયસ એલેકઝાન્ડરના સમયમાં યહુદાહમાં સખત દુષ્કાળ હતો એમ તે કહે છે. પ્રેરિતોનાં કૃત્ય પ્રમાણે આગાબસે સર્વત્ર દુષ્કાળ જાહેર કર્યો હતો, અર્થાત્, આખા રૂમી સામ્રાજ્યમાં. જો કે કલાદિયસની રાજ્ય કારકીર્દીમાં સામ્રાજ્યના જુદા જુદા ભાગમાં જુદા જુદાં વરસોમાં સ્થાનિક દુષ્કાળ પડયા હતા પરંતુ આવો દુષ્કાળ પડયો હોય એ સાબિત કરવાને એકે પુરાવો નથી. યહુદાહના દુષ્કાળ વિષે આગાબસે આગળ કહ્યુ હોય, અને કલાદિયસની કારકીર્દીમાં ઘણા દુષ્કાળના પ્રસંગો બનવા પામ્યા હોવાના કારણથી તેમાંથી આ દંતકથા ઉદ્‌ભવી હોય. જો આગાબસને સર્વત્ર દુષ્કાળ પડશે એમ અગાઉથી ખબર પડી હોત અને અંત્યોખમાં તેણે તે જાહેર કરી હોત, તો તે શહેરના ખ્રીસ્તીઓએ પોતાને માટે સંગ્રહ કર્યો હોત એ સ્વાભાવિક હોઇ આ સિદ્ધાંત દૃઢ થાય છે. પરંતુ આ વિષે કંઇજ પુરાવો નથી. વળી આગાબસ ખ્રીસ્તી ભવિષ્યવાદી હોઈ દુનિયામાં પરમેશ્વરના રાજ્યને લગતા તેના ઇલાકાને લઇને આ સિદ્ધાંતને દૃઢીભૂત કરવામાં સર્વત્ર દુષ્કાળ પડે તેમાં તેને કંઈજ સંબધ ન હતો. સ્પેઇન, ફ્રાન્સ, અને લઘુ આશિયામાં દુષ્કાળનુ ભવિષ્ય તે ભાખે એ સંભવતું નથી, કેમકે તેથી તે ભવિષ્યવાણીની ખ્રીસ્તી ઉપયોગીપણાનો સ્પષ્ટ હેતુ માલમ પડતો નથી. એટલા માટે સ્થાનિક દુષ્કાળ વિષે આગાબસે ભવિષ્ય ભાખ્યું હોય અને પાછળના વરસમાં તે જગજાહેર બીના વિષે પ્રેરિતોનાં કૃત્યમાં વર્ણન છે.

જો કે પાઊલ તથા બાર્નાબાસ યરૂશાલેમ ગયા એ સ્વમાન્ય છે છતાં ગલાતી. ૧; ૨ માં પાઊલ યરૂશાલેમની મુલાકાતોનું વર્ણન કરે છે, તેમાં તે લખતો નથી માટે ઘણા વિદ્વાનો તેનો અસ્વીકાર કરે છે. પાઊલના જીવનકાળમાં જે સઘળા બનાવો બન્યા તેનો તે પોતે આપણો મોટો પુરાવો છે, સભાની અગાઉ યરૂશાલેમની તેણે જે સર્વ મુલાકાતો લીધી તે સઘળી લખવાને જો તે બંધાયલો હોય તો પ્રેરિતોનાં કૃત્યના વૃત્તાંતનો આપણે સ્વીકાર કરી શકતા નથી. પરંતુ ગલાતીઓને આ સર્વ વિષે લખવાને તેની ફરજ હતી વારૂ? હવે એજ નિર્ણય ઉપર બધો આધાર રહેલો છે. હવે આ પ્રશ્નના ઉત્તરમાં જરાએ શંકા હોય તો પ્રેરિતોનાં કૃત્યનું વૃત્તાંત ઐતિહાસિક ખરૂ એમ આપણે કબૂલ કરવું જોઇએ.

યહુદી વિશ્વાસીઓએ વિદેશીઓની સુનત કરાવવાનો તથા તેઓ નિયમ પાળે એવો દુરાગ્રહ કરીને ગલાતીઆમાં પાઉલના કામને ઘણો ભારે ધક્કો પહોંચાડયો. પાઉલની સત્તાનો અનાદર કરીને તેના કામને તેઓએ ઉધું વાળવા માંડયું, એટલા માટેજ પાઉલ ગલાતીઓના પત્રમાં સુવાર્ત્તાનો પ્રચાર કરવાને પોતાને ઇશ્વરોક્ત સત્તા મળેલી છે, અને પૂર્વના પ્રેરિતોથી પોતે સ્વતંત્ર છે એ હઠેઠ પૂર્વક લખે છે. ઇસુ ખ્રીસ્તના પ્રકટીકરણદ્વારા પોતાને સુવાર્ત્તા પ્રાપ્ત થયેલી છે, અને મનુષ્યોથી નહિ, એ તે જાહેર કરે છે. (ગલાતી. ૧, ૧, ૧૨.) આ કથનને સિદ્ધ કરવાને પરમેશ્વરે કેવી રીતે તેનામાં પોતાના પુત્રનું પ્રકટીકરણ કર્યું, તથા કેવી રીતે પોતાના ખ્રીસ્તી જીવનનાં પ્રથમ ત્રણ વરસ સુધી મૂળ પ્રેરિતોને તેણે જોયા સરખાએ નહિ એનુ વર્ણન કરી બતાવે છે. (ગલાતી. ૧; ૧૭.) તે સમયના અંત્ય ભાગમાં તે પીતરને તથા ઇસુના ભાઇ યાકૂબને મળ્યો અને તેમની સાથે પદર દિવસ સુધી રહ્યો. (ગલાતી. ૧. ૧૮, ૧૯.) ત્યાર બાદ ચૌદ વરસ પછીથી યરૂશાલેમની મંડળીના આગેવાનોએ વિદેશીઓમાં તેની સુવાર્ત્તાના પ્રચારને સત્તાવાર કબૂલ રાખ્યો, (ગલાતી. ૨; ૯.) અને તે પછી કેટલીક મુદતે જ્યારે તે અંત્યોખમાં હતો ત્યારે પીતરે વિદેશી આસ્તિકોની એકવાર સંગત કરીને પછી તેઓથી અલગ થયો માટે તેણે તેને તેમ કરતાં અટકાવ્યો.

પાઉલની મુખ્ય જીદ એ હતી કે તેને ઇસુ તરફથી પોતાની સુવાર્ત્તા મળી, અને મૂળ પ્રેરિતોથી તે સ્વતત્ર હતો. હવે મૂળ પ્રેરિતો યરૂશાલેમની માત્રુ મંડળીમાં લાંબા સમય સુધી રહ્યા તેથી પાઉલ તે શહેરની પોતાની મુલાકાતો તથા તે મંડળી સાથે પોતાના સંબંધનો ઉલ્લેખ કરે છે. તેના વચનને અનુસરીને વડીલ પ્રેરિતોની સાથે તેની નિસબત તેના સંબંધમાં વ્યાજબી રીતે જોતાં તે આશ્રિત અથવા સ્વતંત્ર હતો. એ સર્વ સત્ય બિના જાહેર કરવાની તેની ફરજ છે. જો તે ખાસ કરીને ખ્રીસ્તી સેવાના આરંભમાં બીજી મુલાકાત લઇને પીતરની સાથે માત્ર પંદર દિવસ રહ્યો હોત, તોપણ તેણે તે બિનાની નોંધ લીધી હોત; યરૂશાલેમની મુલાકાત વખતે તે કોઇ પ્રેરિતોના પ્રસગમાં આવ્યો નહિ તો પછી તે મુસાફરીની નોધની તેને શી અગત્ય હતી? આ વિષયની સાથે તે મુસાફરીનો લેશમાત્ર સંબધ ન હોવાથી તેને તે લખવાનું કશુંએ પ્રયોજન નથી. ત્યારે યરૂશાલેમની જે સર્વ મુલાકાતો લીધી તે બધી ગલાતી. ૧; ૨ માં તેણે દાખલ કરી છે, એમ અનુમાન કરવાની આપણને કંઇજ સત્તા નથી. યરૂશાલેમમાં પ્રેરિતોની સાથે મુલાકાતના જે પ્રસંગો બન્યા તે તેણે દાખલ કર્યાં છે, તે સાબિત કરવાની આ દલીલની મતલબ છે.

એટલા માટે જો એમ જણાય કે પાઉલ અંત્યોખથી ઉઘરાણું લઇને યરૂશાલેમ ગયો હોય, છતાં એ પ્રેરિતોના પ્રસંગમાં આવ્યો નહિ તો પછી પ્રેરિતોનાં કૃત્યનું વૃત્તાંત ઐતિહાસિક છે એમ આપણે કબૂલ કરવુંજ જોઇએ.

હેરોદે પ્રેરિતોમાંના એકને મારી નંખાવ્યો અને બીજાને કેદ કર્યો હતો તેથી તે વખતે કાંતો તેઓ શહેરમાં ન હતા અથવા ગુપ્ત આવાશ હોય એ લાઇટફુટના અનુમાનને તુચ્છ કરવો ન જોઇએ. તેઓ નાસી ગયા કાંતો સંતાઈ ગયા હોય, તો તેઓ બીકણુ હતા એમ ધારીએ. જ્યારે જ્યારે પાઉલની સતાવણી થતી ત્યારે તે ત્યાંથી નાસી જતો હતો, છતાં કોઇ ડાહ્યો પુરૂષ તેને બીકણનું ઉપનામ આપશે નહિ. ઇસુ પણ તેના દુશ્મનોથી સંતાતો ફરતો અને સતાવણી થાય ત્યારે પલાયન કરી જવાની ભલામણ કરી, એટલા માટે આ પ્રતિજ્ઞા સપ્રમાણુ છે, અને પ્રેરિતોને કંઈજ દૂષણ લાગતું નથી. (યોહાન ૧૨ ; ૩૬. લુક ૯ ; ૯, ૧૦. )

છેવટે, વેઇસની સૂચના વિચાર કરવા જેવી છે, કે જો પાઉલ યરૂશાલેમથી નિકળીને સૂરિયા તથા કીલકીમાં ઉપદેશક તરીકે બહાર પડયો, તો યરૂશાલેમની તેની મુલાકાતોની નોંધ લેવામાં વિશેષ લાભ નથી, કારણકે હવે સુવાર્ત્તામાં તેને શિક્ષણ મળે એવી સંભવ્યતા રહેતીજ નથી. ( માત્થી ૧૦, ૨૩. )

## ૪. ખ્રીસ્તી નામ.

અંત્યોખમાં પ્રથમ વિદેશીઓમાં સર્વત્ર ઉપદેશનો પ્રચાર થયો, આ ઉપદેશની સફળતાને લઇને ખ્રીસ્તી નામ ઉદ્દ્ભવ્યુ એ લુકની હકીકત સ્વાભાવિક હોય એમ દીસે છે. (પ્રે. કૃ. ૧૧ ; ૨૬.) જ્યારે તે એમ જણાવે છે કે શિષ્યોને ખ્રીસ્તી કહેવામાં આવ્યા ત્યારે તે નામ મંડળીની બહાર ઉદ્દ્ભવ્યુ એમ જણાય છે. વિદેશીઓમાં તે નામની શરૂઆત થઇ હોય એમ સભવે છે, અને યહુદીઓમાં નહિ ; કારણકે યહુદીઓ ઇસુના શિષ્યોને ખરા મસીહ ખ્રીસ્તના અનુયાયીઓ હતા એમ કબૂલ કરતા ન હતા, તેથી તેઓએ જો તેમને ખ્રીસ્તી એ નામ આપ્યું હોય તો જે બાબત તેઓ માનતા ન હતા તે તેઓએ મંજુર રાખી એમ કહેવાય.

વારંવાર એમ કહેવામાં આવે છે કે, તે નામ તિરસ્કાર તથા વિનોદમાં આપેલું હતું. ફેરર જાણે કે ટેસીટસના કથનને લક્ષમાં લઇને શુદ્ર લોકોએ તે નામ આપ્યું હોય એમ તેને ઉપનામ તરીકે લેખે છે. રામસે એમ કહે છે કે તે લોકપ્રિય ઉપહાસ્ય ઠઠ્ઠો હતો. આ મતની તરફેણુમાં માત્ર એકજ પુરાવો છે તે એ કે, અંત્યોખના લોકોએ ઉપહાસ્ય નામાવલી શોધવામાં પ્રખ્યાતી મેળવી છે. આ આધાર હરકોઇ રીતે ઘણોજ નિર્માલ્ય છે. આપણે માની લઇએ કે અંત્યોખના લોકો ઉપહાસનાં નામો શોધવામાં પ્રખ્યાત હતા, જે બે ત્રણ એવાં નામો ટાંકવાથી સાબિત થઇ શકતું નથી, તેમજ જે દરેક નામો ઉદ્દ્ભવતાં તે બધાં ઉપહાસ્ય હતાં એમ ખાતરીપૂર્વક અનુમાન થઇ શકે નહિ. વળી ખુદ એ નામમાં પણ એવું કાંઇ નથી કે જેથી એ તર્કને ટેકો મળે. શિષ્યોને

તેમના ગુરૂના નામે સંજ્ઞા આપી બોલાવવા એ તો સ્વાભાવિક રીતજ છે, ઉદાહરણાર્થે હેરોદની તરફેણ કરનારા હેરોદીયસ કહેવાય છે, (માર્ક ૩; ૬.) તેમજ ખ્રીસ્ટોસના શિષ્યો ખ્રીસ્તી કહેવાય છે. પ્રેરિતોના સમયના ઉપદેશમાં ખ્રીસ્ત વિષય મોટો હતો, અને મડળી બહાર ઘણા લોકો તેના નામથી વાકેફ હોવા જોઇએ. તેને મસીહ તથા રાજા તરીકે જાહેર કરવામાં આવ્યો હતો, તેથી તેના શિષ્યોને તેના નામેનામ બોલાવવામાં આવે તો તે સ્વાભાવિકજ છે. ખ્રીસ્ત નામની ઉત્પત્તિથી એ સમજાય છે કે, અંત્યોખના વિદેશી વિશ્વાસીઓ સભાસ્થાનથી સ્વતંત્ર તથા યહુદીઓથી ભિન્ન માન્ય થયા હતા, અને તેથી તે પ્રથમ ભિન્ન વિદેશી ખ્રીસ્તી મડળીની સમકાલીન લેખી શકાય.

## પ્રશ્નો.

૧. અત્યોખ શહેરનું વર્ણન કરો

૨. અંત્યોખની મડળીનુ કામ કેવી રીતે શરૂ થયુ તે વિષે તમે શું ધારો છો?

૩. અંત્યોખના કામમાં તેને કોણે મદદ કરી, અને તેને ત્યાં કોણે મોકલ્યો?

૪. યરૂશાલેમમાં પાઉલનુ શું કામ હતું?

૫. યહુદાહમાં દુકાળ પડશે એવુ ભવિષ્ય કોણે ભાખ્યુ હતું?

૬. યહુદી વિશ્વાસ કરનારાઓથી ગલાતીમાં પાઉલના કામને કેવી રીતે ગંભીરપણે જોખમમાં નાખવામાં આવ્યુ?

૭. યરૂશાલેમની મંડળીના આગેવાનોથી વિદેશીઓમાં પાઉલની સુવાર્ત્તા પ્રગટ કરવાની સંપૂર્ણપણે માન્યતા કરવામાં આવી, તેની અગાઉ વિદેશીઓમાં પાઉલે કેટલો વખત કામ કર્યુ?

૮. પાઉલે પોતાની સુવાર્ત્તા કોની પાસેથી સંપાદન કરી, અને અસલ પ્રેરિતોથી તે કેવી રીતે સ્વતંત્ર હતો?

૯. "ખ્રીસ્તી" એ નામ કેવી રીતે ઉત્પન્ન થયુ?

# પ્રકરણ ૭ મું.

## અંત્યોખથી પહેલી મિશનેરી મુસાફરી.

### ૧. બાર્નાબાસ તથા પાઉલનું જુદા કરાવું.

જે વખતે પાઉલ ઉપદેશના કામ માટે જુદો કરાયો, તે વખતે અંત્યોખમાં તે પ્રેરિત તરીકે ઓળખાતો નહોતો, એ નક્કી છે. જો તેણે આ વખતે પ્રેરિત-પણાનો દાવો કીધો હોત, અને જો તે દાવો માન્ય કરવામાં આવત તો વિધર્મીઓ મધ્યેના કામ પ્રત્યેનું કરેલું તેનું અર્પણ અયોગ્ય માલમ પડત. કારણકે જો તેના સાથી ભવિષ્યવાદીઓ તથા શિક્ષકોને આ નિમણુકની ખબર પડત, તથા વિધર્મીઓ મધ્યેના કામ માટે તે પોતાને દેવથી નિમાયલો ગણે છે, એમ તેઓ જાણત તો તેઓ ધર્મ સબંધી મડળના નહિ હોવાને લીધે તેને ભાગ્યેજ વિધિપૂર્વક જુદો કરત. (ગલા. ૧; ૧૬.) તેથી એમ સમજવુ જોઇએ કે વિધર્મીઓના પ્રેરિત તરીકે પાઉલના તેડા વિષે તે વખતે અંત્યોખમાં કોઇને ખબર નહોતી. પાઉલે એ વાત પ્રગટ કીધી નહિ તેને પણ અજાયબ જેવુ સમજવું નહિ. જો તેની સત્તા પર હુમલો કરવામાં ન આવ્યો હોત, તો વિધર્મીઓના પ્રેરિત તરીકેના તેના અખત્યાર વિષેની કંઇ પણ વાત તેના હોઠોથી આપણે કદી સાંભળત નહિ. પણ ફરીથી આ પણ નક્કી છે કે અંત્યોખમાં જે વખતે અર્પણની ક્રિયા કરવામાં આવી તે વખતથી પાઉલે પોતાનું પ્રેરિતપણું ગણ્યું નથી. તે કહે છે કે તેનુ પ્રેરિતપણું માણસોમાંથી અથવા માણસની મારફતે નહોતું, (ગલા. ૧ ; ૧ ) અને જો અંત્યોખમાંના ભાઇઓથી તે પ્રેરિત નિમાયો હોત તો તે આવુ ઉઘાડી રીતે બોલી શકત નહિ. ફેરર એમ ધારે છે કે, પાઉલની અંત્યોખમાં પ્રતિષ્ઠા કરવામાં આવી ત્યાર પછીથી પ્રેરિત શબ્દમાં સમાએલા ખાસ અર્થ પ્રમાણે પ્રેરિતનો ખેતાબ તેને મળ્યો, અને તે અંત્યોખમાંથી કરેલી પહેલી મુસાફરી વખતેના બે બનાવો કે જે વખતે પાઉલ પ્રેરિત કહેવાયો તેને દર્શાવે છે. (પ્રે. કૃ. ૧૪; ૪, ૧૪.) પણ ત્યાં બાર્નાબાસને પણ પાઉલના સરખોજ પ્રેરિત કહેવામાં આવે છે, અને તે શબ્દના "ખાસ અર્થ" પ્રમાણે તે ખરેખર પ્રેરિત નહોતો. જેથી કરી અંત્યોખમાંના બનાવ સાથે પાઉલના ખેતાબને જોડી દેવાનું કોઇ પણ કારણ નથી. ત્યાંની મંડળીની નજરમાં પાઉલ ભવિષ્યવાદી અથવા શિક્ષક, અથવા બેઉ હતો, (પ્રે. કૃ. ૧૩; ૧.) અને તેથી દેખીતી રીતે તે કેટલાએક બીજાઓના કરતાં ઓછો પ્રસિદ્ધ હતો. જે પાંચ માણસોને ભવિષ્યવાદીઓ

તથા શિક્ષકો તરીકે ઓળખાવવામાં આવે છે, તેઓમાં એનુ નામ છેલ્લું દર્શાવેલું છે.

જ્યારે લુકે **ભવિષ્યવાદીઓ** તથા **શિક્ષકો** એમ કહ્યુ ત્યારે તેના મનમાં બે જુદા વર્ગો હતા એમ માનવાનું કોઈ સબળ કારણ નથી. અને જો તેણે એમ ધારીને કહ્યુ હોય, તો કયો માણસ કયા વર્ગનો છે એ નક્કી કરવું અસંભવિત છે. પોતે ભવિષ્યવાદી તેમજ શિક્ષક છે એ પાઉલ ઘણું કરીને જાણતો હતો. (૧ કરી. ૧૪, ૬ )

પાઉલ તથા બાર્નાબાસની પ્રતિષ્ઠા અંત્યોખની મંડળીથી નહિ પણ સિમઓન, લુસિયસ તથા મનાએનથી કરવામાં આવી હતી. જ્યારે આ પાંચ માણસો એક અમુક પ્રસંગે ઉપવાસ કરતા હતા તથા ભવિષ્યવાદીઓ અને શિક્ષકો તરીકે પોતાને લગતી કોઇ સેવા કે જે વર્ણવેલી નથી તેમાં રોકાએલા હતા, ત્યારે આત્માથી તેમને કહેવામાં આવ્યુ કે વિધર્મીઓ મધ્યેના કામ માટે બાર્નાબાસ તથા પાઉલ જુદા કરાય. આત્માનો આ સદેશો કેવી રીતે આવ્યો એ આપણને કહેવામા આવ્યું નથી એની અમુક તૈયારી આ વાત પરથી જણાય છે કે, અંત્યોખમાંના કામમાં બાર્નાબાસ તથા પાઉલને દેવ તરફથી અજાયબ રીતે આશીર્વાદ મળ્યો કે જે કામ મુખ્યત્વે કરીને વિધર્મીઓમાં કરવામાં આવ્યું હતુ. ત્યાં તેઓએ આ પ્રકારના ખ્રીસ્તી કામ માટે દેખીતી લાયકાત જણાવી હતી, અને તેથી તે કામ માટે તેમની પ્રતિષ્ઠા થાય એવી દેવની ઇચ્છા હતી, એમ તેઓના ભાઇઓને ખરેખર લાગ્યુ હશે. તે મુજબ તેઓએ ઉપવાસ કીધો, અને પ્રાર્થના સહિત બાર્નાબાસ તથા પાઉલ પર પોતાના હાથો મૂકી તેઓને વિદાય કીધા. આ પ્રતિષ્ઠામાં મંડળીનો કયો ભાગ હતો, અથવા ખરેખર તેમાં તેનો કંઇ ભાગ હતો કે નહિ, એ આપણને કહેવામાં આવ્યું નથી, તેમાં તેનો કંઇ ભાગ હતો એમ જો ધારીએ તો આ સ્પષ્ટ છે કે તે તદ્દન ઉતરતા દરજ્જાનો હતો, કારણકે તે વિષે કંઈ કહેવામાં આવ્યું નથી. બાર્નાબાસ તથા પાઉલની પ્રતિષ્ઠા બીજા ભવિષ્યવાદીઓ તથા શિક્ષકોથી કરવામાં આવી હતી. અને એ વાતમાં મંડળી વિષે ઇસારો કરવામાં આવતો નથી. જેથી કરી બાર્નાબાસ તથા પાઉલનું જુદા કરાવું એ કોઈ પણ પ્રકારે ધર્મમંડળ તરફની નિમણુક નહોતી. તેઓને કોઈ પણ સત્તા આપવામાં આવી નહોતી. તેઓ આત્માથી તેડાયા હતા, તથા અંત્યોખમાંના કામ માટે ઠરાવેલી સેવા સારૂ તેમની પ્રતિષ્ઠા તેમના સાથીઓથી પ્રાર્થના સહિત કરવામાં આવી હતી કેવળ એમ લોકો કબૂલ કરતા હતા.

## ૨. કુપરસની મુસાફરી.

જે વખતે પાઉલ બાર્નાબાસ સાથે અંત્યોખથી નિકળ્યો તે એની પહેલી મિશનેરી મુસાફરી વખતની બિના નહોતી. સૂરિયા તથા કીલકીમાં તે

વરસોથી મહેનત કરતો હતો. જ્યારે પાઉલનો પ્રથમનો ઉપદેશ આસામીવાર હતો ત્યારે આપણે એમ ન કહેવું જોઇએ કે આ "કાયદેસર અધિકારની રૂએ કરેલી પહેલી મિશનેરી મુસાફરી" હતી. પાઉલ તથા અંત્યોખની મંડળી વચ્ચે અધિકાર બાબત કોઇ સંબંધ હતો એવી કોઇ નિશાણી નથી, તે તે મંડળીથી પોતાના નિર્વાહ માટે મદદ લેનાર અથવા તેના અધિકાર પ્રમાણે ચાલનાર એવો તે મંડળીનો મિશનેરી નથી. અંત્યોખમાં એક વરસ કામ કર્યાં પછી જેવો તે પહેલાં સ્વતંત્ર હતો, તેવોજ તે પોતાના કામમાં સ્વતંત્ર છે. પણ અંત્યોખ એક રીતે તેની ઘરની મંડળી જેવુ હતું, કે જે મંડળી સાથે તે પૂરી દિલસોજી ધરાવતો હતો. અને તેની જગ્યા તથા સખ્યાને લીધે તે મંડળી ઘણી અગત્યની હતી, જેથી કરી પોતાની મિશનેરી મહેનતનાં વરસોમાં તે ત્યાં ઘડી ઘડી જાય એ સ્વાભાવિક હતું.

બાર્નાબાસ કુપરસનો રહેવાસી હતો જેથી કરી સાધારણ રીતે મિશનેરીઓ તે ટાપુમાં પહેલા જતા હતા (પ્રે. કૃ. ૪. ૩૭.) અમુક હદ સુધી ત્યા સુવાર્ત્તાનો ઉપદેશ થઈ ચુકયો હતો, પણ તેમાં તેમને કેટલી ફતેહ મળી હતી, એ આપણે જાણતા નથી. (પ્રે. કૃ. ૧૧. ૧૯) વળી જેઓએ અંત્યોખમાં સુવાર્ત્તાનુ કામ શરૂ કીધુ તેમાંના કેટલાએક માણસો કુપરસના યહુદીઓ હતા, (પ્રે. કૃ. ૧૧; ૨૦.) કે જેથી કરી કુપરસની જરૂરિયાતો વિષે અંત્યોખના ખ્રીસ્તીઓને ખાસ માહિતી મળી હશે કે જેને બાર્નાબાસ તથા પાઉલનો રસ્તો નક્કી કરવા સાથે કંઇક સબધ હતો.

અંત્યોખથી કુપરસ આસરે એક સો ચાળીશ માઇલ દૂર છે. અંત્યોખથી સલુકિયા કે જે અંત્યોખનું બંદર આસરે સોળ માઇલ દૂર હતું ત્યાં સુધી મિશનેરીઓ ઘણું કરી ચાલતા જતા હતા, અને ત્યાંથી કુપરસના પૂર્વ તરફના બંદર સાલામીસ જવા સારૂ હોડીમાં બેસતા હતા. જૉન માર્ક નામનો એક જુવાન માણસ કે જેને તેઓ યરૂશાલેમથી અંત્યોખ પોતા સાથે લાવ્યા હતા, (પ્રે. કૃ. ૧૩; ૫, ૧૨. ૧૨.) તે તેમની સાથે હતો અને હમણાં ઘણું કરીને તે તેમના દેહરક્ષક તરીકે તેમની સેવામાં હતો. માર્ક બાર્નાબાસનો પિત્રાઈ થતો હતો, (કલો. ૪; ૧૦.) અને તેથી મુસાફરીમાં તેને સાથે લેવા સારૂ બાર્નાબાસે સૂચના કીધી હશે એ સંભવિત છે.

મિશનેરીઓએ પોતાના કામની શરૂઆત સાલામીસમાં કરી, અને આખા ટાપુમાં થઈ તેઓ પાફસ ગયા કે જે આસરે એક સો માઇલ દૂર હતું. પાફસ તે ટાપુનું મુખ્ય શહેર તથા ઇલાકાના સૂબાની રહેવાની જગ્યા હતું. લુક કહે છે કે તેઓ સભાસ્થાનોમાં ઉપદેશ કરતા હતા, અને વિધર્મીઓ મધ્યેના કોઇ કામ વિષે તે કંઇ કહેતો નથી. (પ્રે. કૃ. ૧૩; ૫.)

મુસાફરીની એક બિના કે જે તે જાળવી રાખે છે તે પાઉલની રૂમી સૂબા સાથેની મુલાકાત છે. (પ્રે. કૃ. ૧૩; ૬–૧૨.) સરજીઅસ પાઉલે બાર્નાબાસ તથા પાઉલને પોતાની હજુરમાં બોલાવ્યા, પણ તેણે તેમને ખાલી નવાઇને લીધે અથવા તો કોઇ ધાર્મિક ભાવને લીધે બોલાવ્યા એ નક્કી કરી શકાય નહિ. મિશનેરીઓ શું કહે છે તે સાંભળવા તે ઇચ્છતો હતો, પણ બારઇસુ નામના એક યહુદી જાદુગરથી તેમને ખલેલ પહોંચી કે જેણે પોતાને **એલીમાસ** નામનો અરબી ખેતાબ આપ્યો હતો જેનો અર્થ **ડાહ્યો** થાય છે. સરજીઅસ પાઉલ તર્ક શક્તિવાળો તથા હોશિયાર માણસ હતો, છતાં આ ઇરાની ફિલસુફને તે પોતા પાસે રાખતો હતો. તેની વિદ્યા મારફતે અદશ્ય દુનિયાનુ કંઈ શીખવાની તેણે આશા રાખી હશે, અથવા તેને વૈદ્ય તરીકે રાખ્યો હશે. આ વખતે જાદુનો અભ્યાસ ચોતરફ પ્રસરેલો હતો, અને યહુદીઓ પણ તેનો અભ્યાસ કરતા હતા. ખાસ કરીને સાજા કરવા માટે જાદુની ઘણી વિધિઓનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. અને જોસેફસ કહે છે કે એમાંની ઘણી સુલેમાને રચી હતી. તે જમાનાના સૌથી હોશિયાર માણસોમાંના કેટલાએક એ માગીઓને (જ્ઞાની પુરૂષો) ટેકો આપતા હતા તથા તેમની સલાહ પૂછતા હતા. અને તેથી તેમનો ધંધો ચોખ્ખી રીતે કપટનો ધંધો હતો એમ આપણે ગણી શકીએ નહિ. રામસેનો મત એવો છે કે તેઓ અર્વાચીન શુકન જોનારને દર્શાવતા હતા, એટલુજ નહિ પણ રસાયણવિદ્યા જાણનારને પણ દર્શાવતા હતા.

એલીમાસ પાઉલ તથા બાર્નાબાસની વિરૂદ્ધ થયો, કારણકે ઘણું કરીને તેણે એવુ ધાર્યું કે તેઓ પણ તેના જેવા માગી (જ્ઞાની પુરૂષો) હતા, અને તેથી તેને બિહીક લાગી કે વખતે તેઓ તેના પરથી રૂમી સૂબાની મહેરબાની ઉઠડાવી નાખે. આ વિરૂદ્ધતાથી પાઉલના આત્માનો પૂરો જોસ્સો પ્રદીપ્ત થયો, અને લુકની હકીકત પ્રમાણે તે તે જાદુગરની વિરૂદ્ધ ન્યાયના શબ્દો બોલ્યો, કે જે તરતજ થોડા વખતના અધાપામાં પૂરા થયા.

રૂમી સૂબા પર આ કામનુ આત્મિક પરિણામ શુ આવ્યુ, તે સ્પષ્ટ નથી. લુક કહે છે કે **આશ્ચર્ય પામીને** તેણે **વિશ્વાસ કીધો.** પણ તેણે શાના પર વિશ્વાસ કીધો? શું તેણે ઇસુ તે મસીહ છે એવો વિશ્વાસ કીધો? તેણે એમ તો ખચીત માન્યું કે જે હોશિયારી ભરેલો પરાક્રમ પાઉલમાં છે, તે બારઇસુમાં નથી. પણ શું તે વિશ્વાસે તેને પાઉલની સુવાર્ત્તાનો આત્મિક રીતે સ્વીકાર કરવા સારૂ દોર્યો? લુકની ભાષાથી આ સવાલનો જવાબ હા નિકળે છે. છતાં જો આપણે એમ ધારીએ કે આ બનાવથી સરજીઅસ પાઉલ વિશ્વાસ પ્રત્યે જીતી લેવામાં આવ્યો તો આપણે એમ જાણવું કે તેનો વિશ્વાસ ઘણા વેહેમ તથા અજ્ઞાનતાથી મિશ્રિત હતો.

પોતાના વર્ણનના આ સ્થળે લુક પોતાના પરાક્રમી પુરૂષનું નામ બદલી નાખે છે. આ વખત પહેલાં તે તેને એકલો **શાઉલ** કહે છે, અને પછી એકલો પાઉલ કહે છે. આપણે કેવળ એ ફેરફારના કારણે તથા પાઉલ એ નામની શરૂઆત વિષે અનુમાન કરી શકીએ. પાઉલે રૂમી સૂબાને પોતાના મુરબ્બી તરીકે ગ્રહણ કીધો અને તેથી પોતે તેનુ નામ લીધુ, એ અભિપ્રાય પાઉલની સ્વતંત્રતા તેમજ પોતે ઈસુ ખ્રીસ્તનો પ્રેરિત છે, એ તેની સમજ સાથે બીલકુલ મળતો આવતો નથી. હેલોનિસ્ટોના રિવાજ પ્રમાણે બાળપણથીજ તેનાં બે નામો હશે એ સંભવિત છે. અને બીજું નામ પાફસમાં કરેલા કામની યાદગારી તરીકે લુકે ચલાવ્યું હશે, કે જે પાઉલનો પહેલો ચમત્કાર ગણાય છે. ઈસુ પોતાના શિષ્યોને વારંવાર નવાં નામો આપતો હતો તે મુકાબલા પરથી પણ સભવિત છે કે, પાઉલે પોતાનુ નામ પોતાના બદલાણ પછી લીધું, અને એ જો ખરૂં હોય તો આપણે એમ ધારી શકીએ કે તેણે તે પસંદ કીધુ, કારણકે તે પોતાની નજરમાં **નાનો** હતો, અને લેટીન શબ્દ **પૉલસનો** એજ અર્થ થાય છે.

કુપરસ મધ્યેની મુસાફરીથી ઘણાઓ વિશ્વાસ ભણી ફર્યા એમ જણાતું નથી. પરિણામોની નોંધ કરવાની લુકને ટેવ છે પણ ત્યાં તે ચૂપ છે. પ્રેરિતોનાં કૃત્ય ૧૫; ૩૬ પરથી અનુમાન થઇ શકે છે કે **કેટલાએક** શિષ્યો જીતવામાં આવ્યા હતા, કારણકે ત્યાં દરેક શહેર કે જેમાં તેઓએ ઉપદેશ કીધો હતો તે શહેરના ભાઇઓની મુલાકાત કરવાનું પાઉલ તથા બાર્નાબાસ કહે છે, અને બે મિશનેરીઓના જુદા થયા પછી બાર્નાબાસ કુપરસ ગયો.

### ૩. પીસીદીઆના અંત્યોખ મધ્યેનું કામ.

પાદરીઓ કુપરસથી ઉત્તરમાં પેર્ગામાં તથા ત્યાર બાદ પેર્ગાથી પીસીદીઆના અંત્યોખમાં શા માટે ગયા એ વિષે લુક સૂચના કરતો નથી, તેમજ જ્યારે તેઓ નિકળ્યા ત્યારે તેમણે કોઇ ખાસ રસ્તાની ગોઠવણ કીધી હતી કે કેમ તે પણ આપણે જાણતા નથી. પાફસથી પેર્ગા સુધીની દરિયાની મુસાફરી આસરે એક સો પંચોતેર માઇલની છે. નિઃસંશય પેર્ગામાં યહુદીઓ હતા છતાં તે શહેરમાં તેઓ થોભ્યા હોય એમ જણાતું નથી. (પ્રે. કૃ. ૨ ; ૧૦.) એ જગ્યા સાથે કેવળ એક બનાવનો સંબંધ હતો, એટલે માર્કની વિદાયગીરી કે જે યરૂશાલેમમાં પાછો ગયો. (પ્રે. કૃ. ૧૩ ; ૧૩.) તેણે મુસાફરી છોડી દીધી કારણકે તે સંકટોથી બીધો એમ કહેવું એ એક સાધારણ કલ્પના છે. આપણે આટલુંજ જાણીએ છીએ કે થોડા વખત બાદ પાઉલે માર્કની વધુ ઉપદેશનું કામ કરવાની અયોગ્યતા પર નજર કીધી. જ્યારે બાર્નાબાસ તેને ખાસ ઠપકાપાત્ર ગણતો હોય એમ જણાતું નથી. (પ્રે. કૃ. ૧૫ ; ૩૭–૪૦.)

પાઉલને પેર્ગામાં ઝેરી તાવ લાગુ પડયો અને તે પોતાની તંદુરસ્તી માટે અંત્યોખના પહાડી દેશમાં ગયો, એ માની લીધેલી વાતને ઝોકલર એક "ખાલી કલ્પના"ની છાપ આપે છે, અને એ અટકળ વ્યાજબી ગણાય છે. લુક અંત્યોખમાંના કામની વિગતવાર હકીકત આપે છે, પણ પાઉલની માંદગી વિષે કંઈ કહેતો નથી. અને વળી ગલાની ૪, ૧૩, ૧૪ માં વાપરેલી પાઉલની ભાષાથી પણ ઝેરી તાવને પુષ્ટિ મળતી નથી. આવા તાવના હુમલાથી જ્યારે તે પીડાતો હતો, ત્યારે અથવા તો તે મટી ગયા બાદ તે ધિક્કાર અથવા તિરસ્કારનો વિષય થઇ પડે એ બનવાજોગ નથી.

સ્ટ્રૅબોની હકીકત મુજબ અંત્યોખ જે પીસીદીઆની પાસે હતું, તથા અર્વાચીન કાળમાં જલોવડીના નામથી ઓળખાય છે તે પેર્ગાથી ઈશાન કોણમાં સીધી લીટીમાં નેવું માઇલ દૂર છે, પણ મુસાફરીના કોઇ પણ રસ્તાથી એ કરતાં વધારે આઘું છે. તે ઔગસ્તસથી વસાવાયલુ રૂમી સસ્થાન હતું. અને તેમાં પાંચમા ગોલીક લશ્કરના ત્રણથી છ હજાર કસાએલા યોદ્ધાઓ હતા. પ્રાંતિક સંસ્થાનોના હકો હમેશા એક સરખા નહોતા રહેતા. અને તેઓ વખતો વખત બદલાતા હતા. ઔગસ્તસના વખતથી મુખ્ય હકો નીચે મુજબ હતા. ઇલાકાના સૂબાની સત્તા હેઠળથી સ્વતંત્રતા, માથા દીઠ તથા જમીન વેરાથી માફી, તથા જમીનની પૂરી માલીકી. સસ્થાનની માંહેની યોજના રૂમની યોજનાના નમુના પ્રમાણે કરેલી હતી. રાજ્યની કારકીર્દી દરમિયાન અંત્યોખની માફક જે પરદેશી શહેરોમાં સંસ્થાનો સ્થાપવામાં આવ્યાં હતાં, તે તેમની પૂરી હદ સુધીમાં સસ્થાનો બની ગયાં, એટલે, આગલી વસ્તી રૂમી શેહેરીઓ થઇ ગઈ. અંત્યોખની સરકારનો કારોબાર બે ન્યાયાધીશો કે જેઓ કાયદા બાંધનારી મંડળી તથા પ્રજા મંડળ ઉપર હતા તેમના હાથમાં હતો એમ જણાય છે.

અંત્યોખમાંના કામ તેમજ ઇકોની, લુસ્ત્રા તથા દેર્બેના કામની વિગતવાર હકીકત માટે પ્રેરિતોનાં કૃત્ય એજ આપણો મૂળ આધાર છે. આ વખતે પાઉલે જે મંડળીઓ સ્થાપી તે "ગલાતીની મંડળીઓ" હતી, (ગલા. ૧; ૨.) એ અર્વાચીન કલ્પના મારા ધારવા મુજબ પોતાને સાબિત કરી શકતી નથી, અને તે વખત વિષે પાઉલ પોતાના પત્રોમાં આપણને કંઈ સૂચના કરતો નથી.

તેમજ પ્રેરિતોનાં કૃત્યમાંના વર્ણનનું સાહિત્ય બધુ તદ્દન સરખા ભારબોજનું હતું એમ પણ ભાગ્યેજ ગણી શકાય. તેજ પ્રમાણે પાછળના અધ્યાયોના ભાષણોની માફક જે ભાષણ પાઉલનું ગણાય છે, તે દેખીતી રીતે શબ્દેશબ્દ હેવાલ નથી. તે પ્રસંગને અનુસાર એક બે કલાક સુધી ભાષણ ચાલુ રહ્યું, પણ પ્રેરિતોનાં કૃત્યોમાંના શબ્દો તો પાંચ મિનિટ કરતાં ઓછા

વખતમાં વાંચી શકાય છે. વળી, વિદ્યા સંબંધીના કામ તરીકે તેના પર પાઉલની નહિ પણ લુકની મુદ્રા જણાય છે, અને તેથી કરી તે શબ્દેશબ્દ હેવાલ અથવા તો બોલનાર અથવા કોઈ સાંભળનારથી ઘડી કહાડેલા ખરડા તરીકે ગણી શકાય નહિ. છતાં તે ભાષણ કોઇ ઐતિહાસિક આધાર વિનાનો પ્રેરિતોનાં કૃત્યોના રચનારનો સ્વતંત્ર નિબંધ છે એમ સમજવાની કોઈ જરૂર નથી. તેનો વિચાર પાઉલનો વિચાર ન હોય તો આપણે માનીએ કે રચનાર પાસે કોઇ વિશ્વાસ યોગ્ય આધાર હતો પણ એમ કહેવામાં આવે છે કે, ૩૮ તથા ૩૯ મી કલમ "પૂરી રીતે પાઉલના (સબંધમાં) નથી અને તે અચંબો ઉપજાવનારી છે." અને ૩૯ મી કલમમાંની ન્યાયીપણાની ભાવના તારણ પામેલો માણસ કે જેની પરમેશ્વર સાથે પૂરી સમાધાની થઇ છે અને જે તેની સાથે શાંતિ ભોગવે છે, તેની સ્થિતિ પ્રમાણે, પાઉલની ચાલચલણ તથા ન્યાયીપણાના વિચારથી છેક હેઠળ પડે છે. પણ વેન્ડ જો કે તે ભાષણને પૂરી રીતે લુકનું ગણે છે તોપણ તે માને છે કે આ કલમોનો વિચાર "લાક્ષણિક રીતે પાઉલના જેવો છે," અને હુ ધારૂં છુ કે. તે આપણે કબૂલ કરવો જોઇએ. ન્યાયી ઠરાવવા સારૂ નિયમની અપૂર્ણતા, ઈસુમાં વિશ્વાસની સંપૂર્ણતા, તથા ન્યાયીપણું કે જેમાં સઘળાં પાપોની માફી સમાયલી છે, તે વિષેના આ વિચારો ખરેખર પાઉલના છે. તેથી પ્રેરિતના સ્વાભાવિક વિચારને આ અંત્યોખમાંનુ ભાષણ જાળવી રાખે નહિ, એ સ્પષ્ટ દેખાતું નથી. અને અત્યોખમાંના બનાવોની પાછલી હકીકતમાં એવી કોઈ વાત નથી, કે જે પાઉલના પત્રોના વિચાર પરથી વાંધા લેવાજોગ જણાય છે.

આપણને કહેવામાં આવ્યું છે કે, મિશનેરીઓનુ વચન ફળદાયક હતું; ઘણા યહુદીઓ તથા નવા શિષ્યો સભાસ્થાનમાંથી પાઉલ તથા બાર્નાબાસની પાછળ ગયા, અને આવતા વિશ્રામવારે તેઓ ફરી તેમની આગળ બોલે એવી બધાએ વિનંતી કીધી. આમ કરવાનુ પરિણામ એ આવ્યુ કે બધા યહુદીઓએ તેમનો નકાર કીધો, જેથી તેઓ વિધર્મીઓ ભણી ગયા. યહુદીઓ તરફથી ચોતરફ ધિક્કાર હોવા છતાં દરેક ઠેકાણે યહુદી ધર્મમાં નવા શિષ્યો થવા લાગ્યા અને એઓથી સુવાર્ત્તા માટે સૌથી સારી ફળ ઉપજાવનારી જગ્યા મળી આવી. અને એનું કારણ એ હતું કે નવા શિષ્યોએ યહુદી ધર્મ તરીકે નહિ, પણ ઇશ્વર, આત્મા, તથા મનુષ્ય જીવનના ઉત્કૃષ્ટ ધર્મશીલ તથા નીતિમાન ભાવના તરીકે સ્વીકાર્યો હતો.

તેથી જે જે જગ્યાઓમાં પાઉલે કામ કીધું તેઓની માફક અંત્યોખમાં પણ સુવાર્ત્તાની ફતેહ નવા શિષ્યો તથા બીજા વિધર્મીઓમાં મળી હતી. પાઉલ તથા બાર્નાબાસે તે લોકો પર જે છાપ પાડી હતી તેનું અનુમાન યહુદીઓની દુશ્મનાઇ પરથી થઇ શકે. જ્યાં સુધી તેઓએ પાદરીઓને પોતાની

સીમમાંથી કાઢી મૂકયા નહિ, ત્યાં સુધી તેઓ જપીને બેઠા નહિ, પણ કયા આધાર પર તેઓને સંસ્થાનના રૂમી સત્તાવાળાઓથી મદદ મળી તે જણાવવામાં આવ્યું નથી.

પાઉલ તથા બાર્નાબાસ તે શહેરમાં કેટલો વખત રહ્યા તે કેવળ નજદીક નક્કી કરી શકાય, તેઓએ અંત્યોખ છોડયું ત્યાર પહેલાં પ્રભુનુ વચન આખા **પ્રદેશમાં** ચોતરફ ફેલાયું હતું જેથી તેઓ ત્યાં ઓછામાં ઓછા સાત મહિના રહ્યા હશે એમ આપણે ધારવુ જોઇએ. (પ્રે. કૃ. ૧૩ ; ૪૯.) અને તેઓ ત્યાં એક બળવાન મડળી મૂકીને ગયા તે પરથી પણ જણાય છે કે, તેમનો મુકામ લાંબા વખત સુધી રહ્યો હશે.

## ૪. ઇકોનીમાં કરેલું કામ.

ઇકોની અંત્યોખથી અગ્નિ કોણમાં આસરે એંસી માઇલ દૂર હતું, અને (ઘણું કરીને) ફ્રુગિયા અથવા લુકાનીના ઇલાકામાં આવેલુ હતું. અગાઉના તથા સરળ ભાગ મુજબ તે ફ્રુગિયામાંનુ હતું, અને રૂમી સરકારની વ્યવસ્થા મુજબ તે લુકાનીમાંનુ હતું. લુકે ઇકોનીને લુકાનીનું શહેર ગણ્યું હોય એમ જણાયું નથી. તે કહે છે કે પાદરીઓ ઇકોનીમાં આવ્યા અને ત્યાંથી તેઓ લુકાની, લુસ્ત્રા તથા દેર્બે એ શહેરોમાં નાસી ગયા. તેથી અટકળ બાંધી શકાય છે કે, ઇકોની લુસ્ત્રા તથા દેર્બે સાથે એકજ ઇલાકાને લગતું નથી.

ઇકોની એ એક અગત્યનુ શહેર હતું, અને ઘણું કરી અંત્યોખની માફક તે પહેલાંથી રૂમી સસ્થાન હતું, કારણકે તે કલાદીઅસના અમલ વખતે વસાવવામાં આવ્યું હતું.

અંત્યોખના કરતાં ઇકોનીમાં કરેલા પાઉલ તથા બાર્નાબાસના કામને વધારે મોટી ફતેહ મળી. યહુદીઓ તથા હેલેનીઓના એક મોટા સમુદાયે વિશ્વાસ આણ્યો પ્રેરિતો ઇકોનીમાં રહ્યા તે દરમિયાન તેમને કદી સભાસ્થાનમાંથી બાતલ કીધા એમ કહેવામાં આવ્યું નથી, અને યહુદીઓના એક મોટા સમુદાયે વિશ્વાસ આણ્યો એ હકીકત પરથી સંભવિત રીતે ધારી શકાય કે, જ્યાં સુધી તેમના પર હુમલો કરવામાં આવ્યો નહિ કે જેણે તેમના કામનો અંત આણ્યો, ત્યાં સુધી તેઓ સભાસ્થાનમાં ચાલુ ઉપદેશ કરતા રહ્યા. આ હુમલો અવિશ્વાસી યહુદીઓથી રચવામાં આવ્યો હતો, અને જે વિધર્મીઓને તેઓ પાદરીઓની વિરૂદ્ધ ઉશ્કેરવાને શક્તિવાન થયા તેમની મદદથી તે પાર પાડવામાં આવ્યો, કે જે પ્રકારની સતાવણી આપણે આગળ જતાં થેસ્સાલોનીકા તથા એફેસસમાં જોઇએ છીએ. પણ પાઉલ તથા બાર્નાબાસને એ કાવતરાની ખબર મળી, અને તેઓ નાસી ગયા. જયારે એક સાધારણ ફરજ મોટાં સંકટોની સામે ઉભા રહેવાને આમંત્રણ કરતી ત્યારે પાઉલ પોતાના જીવને

વહાલો નહોતો ગણતો, પણ જ્યારે કોઈ ફરજે તેને તેમ કરવાનું ફરમાવ્યું નહિ ત્યારે જેમ હરકોઈ બુદ્ધિવાન માણસ કરે તેમ તે પોતાનો જીવ બચાવવા માટે ખાલી નાસી ગયો.

ઈકોનીમાં કરેલા પાઉલના કામની હકીકત શિવાય બીજી કોઇ પણ જગ્યાએ પ્રેરિતોનાં કૃત્યમાં તેને પ્રેરિત કહેવામાં આવતો નથી. ( પ્રે. કૃ. ૧૪; ૪, ૧૪. ) એ ખેતાબ બાર્નાબાસ તેમજ પાઉલ બેઉને આપવામાં આવ્યો છે. જ્યારે કર્ત્તા બીજી જગ્યાઓમાં આ ખેતાબ અસલ પ્રેરિતો માટે વાપરે છે, ત્યારે આ બે ભાગોમાં કરેલા તેના ઉપયોગના અનુમાન પરથી એમ દેખાય છે કે આ મુસાફરીની લેખિત હકીકત તેણે કામમાં લીધી હશે. અને તે આધાર પરથી એ ખેતાબ ઉપજાવ્યો હશે.

## ૫. લુસ્ત્રા તથા દેર્બેમાં કરેલું કામ.

આશિયા માઈનરની વુલ્ફની સફર તથા પ્રોફેસર રામસેની તે પછીની શોધ મળતી આવે છે કે લુસ્ત્રા ખાતુ સેરાઇનું અર્વાચીન ગામ કે જે ઇકોનીથી નૈઋત્ય કોણમાં આસરે અઢાર માઇલ દૂર હતું તેની પાસે આવેલું હતું. વુલ્ફની સફરમાંનો પ્રોફેસર સ્ટેરેટ તથા પ્રોફેસર રામસે દેર્બેની જગ્યા વિષે પણ લગભગ મળતા આવે છે. બોસોલા તથા લોસ્તાનાં ખંડિયરો તેજ પ્રાચીન દેર્બે હતુ એમ સ્ટેરેટ ધારે છે, અને રામસે કહે છે કે તે ગુદે લિસિનમાંના ઝોસ્તાથી વાયવ્ય કોણમાં ચાર માઇલ છેટું હતું. સ્ટેરેટ તથા કીપર્ટના બનાવેલા નકશાના માપ પ્રમાણે લોસ્તા તથા બોસોલાનાં ખંડિયરો લુસ્ત્રાથી અગ્નિ કોણમાં આસરે સોળ માઇલ દૂર છે.

લુસ્ત્રા અથવા દેર્બેમાં કોઈ સભાસ્થાન હતું કે નહિ તે વિષે કંઈ કહેવામાં આવતું નથી. અને તેથી આપણે અનુમાન કરીએ છીએ કે, યહુદી મૂળતત્વ ઘણું નાનું અથવા તદન અધુરૂં હતું. લુસ્ત્રામાંના મુકામ વિષે લુક બે બનાવોની નોંધ આપે છે. પહેલો બનાવ લંગડા પર કરેલો ચમત્કાર કે જેથી નિવડેલા પરિણામથી તેનું મન વિશેષે કરીને ખુશી થાય છે. ( પ્રે. કૃ. ૧૪; ૮–૧૮. ) જ્યારે લોકોએ તે ચમત્કાર જોયો ત્યારે તેઓએ એમ ધાર્યું કે, પાઉલ તથા બાર્નાબાસ દેવો છે, અને તેવીજ રીતે જ્યારે ઝેરી સાપના કરડવાથી પાઉલને કંઈ નુકસાન થયું નહિ, ત્યારે મેલીટાના લોકોએ વાદવિવાદ કીધો હતો. ચમત્કાર પરથી આ અનુમાન વિધર્મી લોકોનું હતું જ્યારે યહુદી લોકોએ એમ ધાર્યું કે જે માણસે ચમત્કાર કર્યો તે ભવિષ્યવાદી છે. ( પ્રે. કૃ. ૨૮; ૬. યોહા. ૯; ૧૭. )

લુકાનીઓના વિશ્વાસનું ખરાપણું આ પરથી જણાય છે કે, પ્રેરિતો માટે યજ્ઞ ચઢાવવા સારૂ તે લોકો તરતજ ગયા. બાર્નાબાસ તેજ ઝુસ છે, એમ

તેમના કહેવાનું કારણ એ હશે કે ખાસ કરીને તેઓ મધ્યે ઝુસની સેવા કરવામાં આવતી હતી. ( પ્રે. કૃ. ૧૪; ૧૩.) પાઉલ તેજ હેર્મેસ છે, એમ માનવું સ્વાભાવિક હતું, કારણકે જેમ હેર્મેસ ઝુસનો દુભાષ્યો તથા બોલવૈયો હતો તેમ પાઉલ બાર્નાબાસનો બોલવૈયો હોય એમ જણાતું હતું.

આ આપણે લક્ષમાં લેવું જોઇએ કે, લંગડા પર કરેલા ચમત્કારથી પાઉલના સિદ્ધાંતની સત્યતા વિષે લોકોને ખાતરી થઈ નહિ, પણ કેવળ તેમને એમ લાગ્યું કે પાઉલ પોતે અલૈકિક પુરૂષ હતો. તેથી સમુદાયના સંબંધમાં જોતાં તે ચમત્કારે ભલાઇને બદલે ભુંડાઇને ઉત્પત્તિ આપી. છેવટે લુસ્ત્રામાંના કામને અંત્યોખના તથા ઇકોનીના યહુદી જાસુસોથી ખલેલ પહોંચી. તેઓએ પાઉલ પ્રત્યે જાહેર વિરૂદ્ધતા ઉભી કરાવી, પણ તે કયી રીતે તે આપણને જણાવવામાં આવ્યું નથી, અને તેને શહેરના મોહોલ્લાઓમાં પત્થરે મારવામાં આવ્યો, તથા મરણતોલ હાલતમાં શહેર બહાર ઘસડી કાઢવામાં આવ્યો, પણ તે કેવળ બેભાન થઈ ગયો હતો અને જ્યારે શિષ્યો તેની આસપાસ આવી ઉભા રહ્યા, ત્યારે તેને ફરી શુદ્ધિ આવી. બીજે દિવસે તે દેર્બે જઇ શકયો તે પરથી જણાય છે કે, તેનાં હાડકાં ભાગ્યાં નહોતાં.

દેર્બેના કામ વિષે લુક એટલુજ કહે છે કે, ઘણા શિષ્યો કરવામાં આવ્યા હતા. ( પ્રે. કૃ. ૧૪; ૨૧.) યહુદીઓ વિષે તેમજ કોઈ વિરૂદ્ધતા વિષે કોઇ પણ સૂચના નથી. તેમજ દેર્બે અથવા લુસ્ત્રામાં કેટલોક વખત ગાળ્યો તેનો પણ કંઈ પત્તો નથી અઠવાડિયાંઓ સુધી રહ્યા હશે, બલકે મહિનાઓ સુધી રહ્યા હશે. દેર્બે તેમજ લુસ્ત્રામાંથી એક એક ખ્રીસ્તી આવ્યો કે જેઓને પાછલાં વરસોમાં આપણે પાઉલ સાથે જોઇએ છીએ, એટલે દેર્બેથી ગાયસ તથા લુસ્ત્રાથી તીમોથી. ( પ્રે. કૃ. ૧૬; ૧: ૨૦; ૪.)

## ૬. ઘર ભણીની મુસાફરી.

મિશનેરીઓ દેર્બેથી તૌરસ પર્વતના મોટા ઘાટમાં થઈ પૂર્વ ભણી ચાલુ મુસાફરી કરી સહેલાઈથી ઘેર પહોંચ્યા હોત, પણ જે દુશ્મનોથી તેઓ થોડાજ વખત પર નાઠા હતા, તેઓનીજ સામે થઇને જવાતું હતું છતાં જે રસ્તેથી તેઓ આવ્યા હતા, તેજ રસ્તેથી તેઓએ પાછા જવાનું ચાહ્યુ. જે શિષ્યોને તેઓએ જીત્યા હતા તેઓને મજબૂત કરવા, તથા સુવાર્ત્તામાં તેમની ભવિષ્યની વૃદ્ધિની તૈયારી કરવા સારૂજ તેઓએ આમ કીધું હતું. ( પ્રે. કૃ. ૧૪; ૨૧, ૨૨.) ભાઈઓ પોતાના વિશ્વાસને લીધે અત્યાર આગમચથી દુઃખ સહન કરતા હતા એ સંભવિત છે, કારણકે સ્પષ્ટ રીતે કહેવામાં આવે છે કે, પ્રેરિતો સંસારનાં દુઃખોના ઉપયોગીપણા વિષે બોલતા હતા. ( પ્રે. કૃ. ૧૪; ૨૨.) શીખાડવા ઉપરાંત પ્રેરિતો વડીલોની નિમણુક કરવામાં પણ

સાૈથી આગળ પડતો ભાગ લેતા હતા. લુકના કહેવા પ્રમાણે તેમની સ્થપાએલી દરેક મંડળી માટે તેઓ એમ કરતા હતા, અને દરેક મંડળી માટે એક કરતાં વધારે વડીલો નિમવામાં આવ્યા હતા. (પ્રે. કૃ. ૧૪; ૨૩.) નિમણુકની રીત બતાવવામાં આવી નથી. (સરખાવો ૨ કરીં. ૮; ૧૯.) આગળ પડતો ભાગ પાદરીઓ લેતા હતા એ સ્પષ્ટ છે, પણ નિમણુક કરવામાં વિશ્વાસ કરનારાઓનાં જૂદાં જૂદાં ટોળાં કોઇ ભાગ લેતાં નહોતાં, એમ ધારવાનો આપણને કોઈ આધાર નથી, કારણકે પાઉલ તથા બાર્નાબાસ વ્યવસ્થા તથા અમલ માટે કોઇ કાયદેસર સત્તાથી મંડળીઓમાં આવ્યા નહોતા, તેઓનો આધાર પૂરેપૂરો નીતિમાન હતો, અને તેમનો ધર્મ સ્વીકારનારા પ્રભુમાં તેમના ભાઈઓ તથા બેહેનો હતાં.

વળતી મુસાફરી વખતે પાદરીઓએ ફક્ત એકજ નવી જગ્યામાં ઉપદેશ કીધો, એટલે પેર્ગામાં કે જે પામફુલ્યાનું બીજું શહેર હતું. કુપરસથી આવતાં આશિયામાં દાખલ થતી વખતે તેઓ તેમાંથી પસાર થયા હતા, પણ તે વખતે તેઓ ઉપદેશ કરવા સારૂ થોભ્યા નહિ. વળતી મુસાફરીમાંની મુલાકાત વખતે જાણે કોઈ અગત્યના પરિણામો નિપજ્યાં નહિ એમ ગણી લુક તેને ઉડાવી દે છે, અને પાઉલ ફરી તે શહેરમાં આવ્યો કે નહિ તેની પણ કોઇ સાબિતી નથી. પેર્ગાથી તેઓ આતાલી બંદરે ગયા અને ત્યાંથી ફરી કુપરસની મુલાકાત ન કરતાં તેઓ વહાણમાં બેસી સીધા અંત્યોખમાં ગયા.

## પ્રશ્નો.

૧. મિશનના કામને માટે પવિત્રાત્માએ બાર્નાબાસ તથા પાઉલને જુદા કર્યાં તે વખતે પ્રાર્થનાની મિટિંગમાં કોણ હાજર હતો?

૨. આ મિટિંગ કયાં ભરવામાં આવી હતી?

૩. બાર્નાબાસ કોણ હતો અને તેનું મૂળ ગામ કયાં હતું?

૪. જ્યારે બાર્નાબાસનું બદલાણ થયું તે વખતે તે ગરીબ માણસ હતો કે દ્રવ્યવાન હતો?

૫. તેના દ્રવ્યનું તેણે શું કર્યું?

૬. પાઉલ ને બાર્નાબાસ શા માટે કુપરસમાં પ્રથમ સુવાર્ત્તા પ્રગટ કરવાને ગયા?

૭. યોહાન માર્ક એ કોણ હતો, અને તે બાર્નાબાસનો શો સગો થતો હતો?

૮. મિશનેરીઓએ પોતાનું ઉપદેશ કરવાનું કામ કયાં આરંભ્યું?

૯. બાર-ઇસુ કોણ હતો? સરજીઅસ પાઉલના બદલાણ વિષે બોલો.

૧૦. શાઉલ પાઉલ કેમ કહેવાયો તે સંબંધીના જુદા જુદા ત્રણ ખુલાસા આપો.

૧૧. પીસીદીના અંત્યોખમાં જે કામ થયું તે સંબંધી બોલો.

૧૨. ઇકોનીમાં જે કામ થયું તે સંબંધી બોલો.

૧૩. લુસ્ત્રા તથા દેર્બેમાં જે કામ થયું તે દર્શાવો.

૧૪. પાઉલ તથા બાર્નાબાસને મૂકીને યોહાન માર્ક પાછો કેમ ઘેર વળ્યો?

૧૫. કયે માર્ગે પાઉલ અને બાર્નાબાસ પાછા ઘેર વળ્યા?

૧૬. પહેલી મિશનેરી મુસાફરીનો નકશો મનથી કલ્પી કહાડો, તથા જે શહેરોની મુલાકાત પાઉલ તથા બાર્નાબાએ લીધી હતી, તે શહેરોને નકશામાં દર્શાવો. (ધ્યાન દેજો કે, આ મિશનેરી મુસાફરીમાં બાર્નાબાસ આગેવાન હતો.)



# પ્રકરણ ૮ મું.

## વિધર્મી સ્વતંત્રતા માટે વિવાદ.

### ૧. મૂળ બાબતનો સવાલ.

વિધર્મીઓમાંના વિશ્વાસ કરનારાઓના નિયમ પ્રત્યેના સંબંધ બાબત યરૂશાલેમની મંડળી સાથે તેના ગુણ દોષ વિવેચન વિષે થયેલી પાઉલની મુલાકાતની મુખ્ય હકીકત પ્રેરિતે ગલાતીઓ પર લખેલા પોતાના પત્રમાં જણાવી છે. (ગલા. ૨; ૧–૧૦.) યરૂશાલેમમાંના આ મોટા બનાવ વિષે પ્રેરિતોનાં કૃત્યમાં પણ કહેવામાં આવ્યું છે, એમ સામાન્ય રીતે કબૂલ કરવામાં આવે છે, પણ તે વિષે કયાં અને કેટલા વિશ્વાસુપણાથી કહેવામાં આવ્યું છે, તે અચોક્કસ છે. કેટલાએક કહે છે કે ગલાતી ૨ માં જણાવેલી મુસાફરી તેજ પ્રેરિતોનાં કૃત્ય ૧૧; ૨૭–૩૦ માં જણાવેલી મુસાફરી છે, કેટલાએક પ્રેરિતોનાં કૃત્ય ૧૫ નો પ્રેરિતની ગલાતીઓના પત્રમાં લખેલી હકીકત સાથે મુકાબલો કરે છે, અને બીજા એમ માને છે કે પ્રેરિતોનાં કૃત્ય ૧૧ અને ૧૫ માંની વાત એકજ છે, પણ જુદા રૂપમાં લખેલી છે. વળી જેઓ પ્રેરિતોનાં કૃત્ય ૧૫ ને ગલાતી ૨ સાથે સરખો ગણે છે, તેઓ પોતાના વિચારમાં જુદા પડે છે, જેમાંના એકને ગલાતી ૨ ની બિનાઓ સાથે કશો સંબંધ નથી, બીજાઓ એમ માને છે કે, પ્રેરિતોનાં કૃત્ય ૧૫ ની પૂરી હકીકત થોડા નજીવા અપવાદો બાતલ કરતાં એક ઐતિહાસિક બિના છે, કે જે ગલાતી ૨ માં પણ વર્ણવેલી છે, અને બીજાઓ એમ માને છે કે એ અધ્યાય ગલાતી ૨ ની બિનાઓ સાથે સંબંધ રાખે છે, પણ મંડળીની ઐકયતાના હિતાર્થે તે મુદ્દાની વાતોને હલકું રૂપ આપે છે.

પણ પાઉલ તથા બાર્નાબાસની યરૂશાલેમની મુલાકાત કે જેની નોંધ પ્રેરિતોનાં કૃત્ય ૧૧; ૨૭—૩૦ માં છે, તે દેખીતી રીતે ગલાતી ૨ માંના વાદવિવાદ પહેલાંની છે, કારણકે એ વાદવિવાદ વિધર્મીઓ મધ્યેના પાઉલના લાંબા તથા ફતેહમંદ ઉદ્યોગીપણાની પૂર્વ કલ્પના કરે છે. અંત્યોખમાં એક વરસ ગુજાર્યું તે પછી આવું કામ થયું પણ તે પહેલાં નહિ. ત્યાર બાદ પ્રેરિતોનાં કૃત્ય ૧૧ નું કામ ખાસ રીતે નહિ ગણીએ છતાં મૂળથી સર્વ જનહિતેચ્છુ હતું, જ્યારે ગલાતી ૨ નું કામ તેજ પ્રમાણમાં ખાસ રીતે ધર્મ સંબંધી હતું. એકજ મુલાકાતનાં એ તદ્દન જુદાં રૂપ હતાં, અને બીજા રૂપની કોઇ ખબર બહાર ન પાડતાં બન્ને લખનારાઓ મુલાકાતના એક રૂપને સંપૂર્ણ

રીતે વળગી રહ્યા, એ માનવું તદન મુશ્કેલ છે. તેમજ પ્રેરિતોનાં કૃત્ય ૧૧ તથા ૧૫ માં જે વાત છે, તે એકજ મુલાકાતની બે જુદા રૂપમાં હકીકત છે, એમ પણ સંભવિત રીતે મનાય નહિ. બન્ને બાબતમાં પાઉલ તથા બાર્નાબાસ અંત્યોખથી નીકળી યરૂશાલેમ ગયા એ શિવાય તેઓમાં બીજી કોઈ વાત સામાન્ય નથી. તેનાં અવસર, હેતુ તથા પરિણામો તદન જુદાં છે. પ્રેરિતોનાં કૃત્યનો કર્ત્તા તે ઉપલી ટીકા છે, એમ કોઇ દાવો કરી શકે નહિ, એ વાત ખરી છે, પણ તેણે પોતાના મૂળતત્વોને સંભાળ તથા હોશિયારીથી પકડી રાખ્યા એમ માનવાને તેની રીતો આપણને પુષ્ટિ આપે છે. વળી વગર વાંધે એમ કબૂલ કરવામાં આવે છે કે, તેરમા અધ્યાયથી આગળ કર્ત્તાએ ઘણા સારા આધારો પરથી વર્ણન કીધું. અને તેથી કરી યરૂશાલેમની જે મુલાકાતનુ વર્ણન તે અત્યાર આગમચ આપી ગયો હતો, તેજ મુલાકાતની હકીકત તે ફરી બીજીવાર પંદરમા અધ્યાયમાં અજાણપણે આપણી આગળ રજુ કરે છે, એ માનવું મુશ્કેલ થઇ પડે છે. એમ કહેવામાં આવે છે કે, ગલાતી ૨ , ૧૦ થી એવું અનુમાન થાય છે કે, તે મુસાફરીથી એવડો હેતુ પાર પાડવામાં આવ્યો હતો, પણ આ ખુલાસો ચાલશે નહિ. કારણકે દીનોનું સંભારણ કે જે વિષે પાઉલ ગલાતી. ૨ , ૧૦ માં બોલે છે તે ખરેખર યાકૂબ, પીતર, તથા યોહાન એ આગેવાનોના બોધની પૂર્ણતા હતું, અને તેથી તે તે બોધની અગાઉ નહોતું.

પ્રેરિતોનાં કૃત્ય ૧૫ તથા ગલાતી ૨ નો મુકાબલો કરવાથી બે પ્રકારની ખરી બિનાઓ બહાર આવે છે. પહેલુ, મળતાપણાના કેટલાએક મૂળ મુદ્દાઓ સ્પષ્ટ છે, અને તે આપણને હાલના વિદ્વાનોના નિર્ણયને માનવાની ફરજ પડે છે કે, જેઓ એમ કહે છે કે પ્રેરિતોનાં કૃત્ય ૧૫ ની હકીકત ગલાતી ૨, ૧–૧૦ માં જણાવેલા પાઉલના બનાવ સાથે સબધ રાખે છે. આ પ્રમાણે ગલાતીઓની માફક પ્રેરિતોનાં કૃત્યમાં જે સવાલ પાઉલના મનને ખેંચે છે તે યરૂશાલેમમાંના આગેવાનોથી ઓળખાય છે. ( પ્રે. કૃ. ૧૫, ૧. ગલા. ૨; ૨. પ્રે. કૃ. ૧૫; ૧૦–૨૪. ગલા. ૨ ; ૯. ) ગલાતીઓની માફક પ્રેરિતોનાં કૃત્યમાં વિધર્મીઓને તારણ કયી કબૂલાતથી આપવામાં આવે છે, તે વિષે પાઉલને કંઇ કહેવામાં આવ્યું નથી. (પ્રે. કૃ. ૧૫; ૩૧. ગલા. ૨; ૬.) ગલાતીઓની માફક પ્રેરિતોનાં કૃત્યમાં એમ માનવામાં આવે છે કે, યહુદી વિશ્વાસ કરનારાઓનો દરજ્જો બદલાયા વગરનો રહે છે. ( ગલા. ૨ ; ૨. પ્રે. કૃ. ૧૫. ૨. ) પ્રેરિતોનાં કૃત્ય મુજબ યરૂશાલેમમાંનો ઠરાવ **વિધર્મીઓ** મધ્યેના વિશ્વાસ કરનારાઓ માટે છે, અને પોતાના પત્ર મુજબ યરૂશાલેમમાં જે બાબત પાઉલે તકરાર ઉઠાવી તે યહુદી વિશ્વાસ કરનારાઓની નહિ, પણ વિધર્મી મધ્યેના વિશ્વાસ કરનારાઓની સ્વતંત્રતા હતી. મળતાપણાનાં આ લક્ષણો ઉઘાડી રીતે મૂળ આધારનાં છે, અને તે ગલાતી ૨ તથા પ્રેરિતોનાં કૃત્ય ૧૫ ને જુદા ગણવાની મના કરે છે.

પણ તે છતાં જ્યારે પ્રેરિતોનાં કૃત્યની હકીકતને ગલાતીઓના પત્રોમાંની પાઉલની પોતાની હકીકત સાથે સરખાવીએ છીએ ત્યારે તે મુશ્કેલીઓ વગરની જણાતી નથી. તોપણ તેમાં કેટલાએક તફાવતો છે, કે જેને મુશ્કેલીઓ તરીકે લેખવવા ન જોઇએ. આ રીતે ગલાતીઓના પત્ર મુજબ પાઉલ પ્રકટીકરણથી યરૂશાલેમ ગયો. જ્યારે પ્રેરિતોનાં કૃત્ય મુજબ તે અંત્યોખની મંડળીની નિમણુકથી ત્યાં ગયો, (પ્રે. કૃ. ૧૫, ૨૩.) પણ અહીં આગળ કોઇ પણ જાતની વિરૂદ્ધતા જોવાનું દેખીતી રીતે નિષ્કારણ છે. ગલાતીઓના પત્રમાં જ્યાં પાઉલ પોતાની સુવાર્તાની સ્વતંત્રતા દેખાડે છે, ત્યાં યરૂશાલેમ જવા બાબત તે મંડળીના કાર્યને નહિ બલ્કે માંહેની પ્રેરણાને સૂચવે છે, એ સ્વાભાવિક છે. ફરી તીતસ કે જે ગલાતી ૨ મુજબ સભામાં આટલો અગત્યનો માણસ હતો, તેના વિષે પ્રેરિતોનાં કૃત્યનુ મૌન (છાના) બનાવોનો સાધારણ નમુનો આપવાની તેની યોજનાના કેવળ એક ભાગ તરીકે ગણાય. તે જાહેર મેળાવડાઓ તથા તેના પરિણામ વિષે કહે છે, પણ વિગતવાર હકીકત વિષે કંઈ કહેવામાં આવ્યુ નથી. યરૂશાલેમના આગેવાનો સાથેની પાઉલની ખાનગી મુલાકાત કે જે વિષે ગલાતી ૨ માં કહેવામાં આવ્યું છે, તે પ્રેરિતોનાં કૃત્યમા દર્શાવેલી નથી, પણ તેમજ પ્રેરિતોનાં કૃત્યની હકીકત તેને બાતલ કરતી નથી.

પણ જ્યારે આ તફાવતો ગંભીર નથી ત્યારે બીજા મુદ્દાઓ છે, કે જે સહેલાઇથી સમજાવી શકાય નહિ. આ રીતે ગલાતીઓમાં પાઉલના જણાવ્યા મુજબ આગેવાનો તથા પાઉલની વચ્ચે પહેલવહેલાં મતભેદ હતો. જે કૃપા તેને આપવામાં આવી હતી, તે જ્યાં સુધી તેઓએ જોઈ નહિ, ત્યાં સુધી તેઓએ તેને સગતનો જમણો હાથ આપ્યો નહિ. (ગલા. ૨; ૯.) અનુમાનથી એમ જણાય છે કે પહેલવહેલાં તેમને તેની સાથે બન્યુ નહિ, પણ દેવે ઉઘાડી રીતે તેના કામનો સ્વીકાર કીધો હતો, એ જોઇને તે માન્ય કરવાની તેમને ફરજ પડી. પણ પાઉલથી આગેવાનોની આ જુદાઇ તથા પાછળથી તેઓના તેની પાસે જવા વિષે પ્રેરિતોનાં કૃત્યમાં કઇ પત્તો મળતો નથી. પીતર પહેલેથીજ પાઉલની તરફેણમાં છે, અને યાકૂબ પીતર સાથે એકમત હતો. (પ્રે. કૃ. ૧૫; ૭—૧૧.) સુનતના પ્રેરિતો તથા બેસુનતના પ્રેરિત વચ્ચે પૂરી એકતા છે. પણ ગલાતી ૨ માંના પાઉલના જોસ્સા ભરેલા શબ્દોથી જે અસર થાય છે, તે એ નથી. તે એક બાજુ પર છે અને પ્રેરિતો બીજી બાજુ પર છે. તે વિધર્મીઓની સ્વતંત્રતા માટે લડે છે, અને તે પોતાના પૂરા બળથી એમ કરે છે, એ દેખીતું છે. પણ જો મોટા પ્રેરિતો પહેલેથી તેની સાથે પૂરી એકતામાં છે, તો આ લડાઇની કંઇ જરૂરત નથી. પીતરને જોપ્પામાં તથા કરનેલ્યસના ઘરમાં જે અનુભવ થયો તેથી વિધર્મીઓ મધ્યેના વિશ્વાસ કરનારાઓની સ્વતંત્રતા કબૂલ કરવાને જરૂર કરીને પ્રેરિતોને દોર્યા હશે

એમ ધારી શકાય નહિ, તે વેગળી મૂકેલી બાબત હતી. મસીહી તારણ છૂટથી સઘળા વિધર્મીઓને આપવાનું હતું, એવું અનુમાન પીતરે તે પરથી કર્યું નહિ. એવું અનુમાન કોઇએ કર્યું નહિ. યરૂશાલેમમાંની યહુદી મંડળીની સ્થિતિને તેનાથી કોઇ ગંભીર અસર થઈ હોય એમ જણાતુ નથી. અને તેટલા માટે જે સુવાર્તાનો ઉપદેશ પાઉલ વિધર્મીઓમાં કરતો હતો, તે જ્યારે તે મંડળી આગળ રજુ કરવા સારૂ યરૂશાલેમ આવ્યો. ત્યારે તેને વિરૂદ્ધતા નડી. જેમ આપણે પહેલાં જોઈ ગયા તેમ આ વિષે પ્રેરિતોના કૃત્યમાં કાંઈ નિશાણી નથી, અને આ બાબત ઇતિહાસકર્ત્તા તરિકે લુકની કારકીર્દીમાં પ્રતિકૂળ ગણાય છે, તેને એકતા કરાવનાર કહેવામાં આવે છે, કે જે મડળીની શરૂઆતની ઐતિહાસિક બિનાને અસલ વાતો જણાવે છે, તેના કરતા પણ વધારે સુંદર રીતે વર્ણવે છે. આ ફેરકાર માટે પ્રેરિતોનાં કૃત્યનો પદરમો અધ્યાય કોઈ નાનો આધાર આપતો નથી, એમ કબૂલ કરવું જોઇએ અને તેમ છતાં લુક માટે એક વધુ શબ્દ કહેવાનો બાકી રહે છે. ગલાતીઓના પત્રોમાં વર્ણવેલો દેખાવ ઉગ્ર છે, પ્રેરિતોનાં કૃત્યમાંનો શાંતિ ભરેલો છે. પણ ગલાતીઓમાંનો દેખાવ **ખાનગી** છે, અને પાઉલના પોતાના કહેવા મુજબ પીતર તથા યાકૂબ કે જેઓએ ખાનગી મુલાકાત વખતે તેને સગતનો જમણો હાથ આપ્યો હતો, તેઓ ત્યાર પછી જે જાહેર સભા થઈ તેમાં તેના (પાઉલના) ઓદ્ધાનો બચાવ કરવા માટે હમણાં આગળ આવ્યા, એ આપણી ધારણામાં કોઈ નડતર આવતું નથી. વિધર્મીઓ પ્રત્યેની પાઉલની સુવાર્ત્તા તે ખરી સુવાર્ત્તા હતી, એમ મડળી આગળ કબૂલ કરવાને તેઓ પોતાના હાથ હલાવ્યાથી બંધાએલા હતા, અને પ્રેરિતોનાં કૃત્ય મુજબ જે તેઓ કરે છે તે એજ છે.

ગલાતી ૨ તથા પ્રેરિતોનાં કૃત્ય ૧૫ વચ્ચે ગભીર રીતે આડા જવાનો એક બીજો મુદ્દો છે. પાઉલ કહે છે કે જેઓ નામાંકિત હતા તેઓએ તેને કશું જણાવ્યું નહિ, જ્યારે પ્રેરિતોનાં કૃત્યનો કર્ત્તા વિધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓ પર મૂકવામાં આવેલી ચાર અગત્યની વાતો વિષે કહે છે. (ગલા. ૨; ૬. પ્રે. કૃ. ૧૫; ૨૨–૨૯.) કેટલાએક વિદ્વાનોનો એવો અનુભવ છે કે આ હકીકતો તદન વિરૂદ્ધ છે, અને સ્વાભાવિક રીતે તેઓ પ્રેરિતોનાં કૃત્યમાંની હકીકતનો નકાર કરે છે. કેટલાએક એમ ધારે છે કે જે ઠરાવ વિષે લુક કહે છે, તેવો ઠરાવ કદી પ્રસિદ્ધ કરવામાં આવ્યો નહોતો, અને બીજાઓ એમ ધારે છે કે યરૂશાલેમની સભા વખતે તથા ત્યાં દેખાડેલા સંજોગોમાં તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો નહોતો. જે એક સવાલ વાજબી રીતે ઉભો કરી શકાય તે કેવળ આ પાછલો સવાલ છે, કારણકે એ ઠરાવ કેવળ બનાવટી છે, એ અભિપ્રાયના પુરાવામાં ખરી ઠરે એવી કોઈ તકરાર નથી.

હવે જ્યારે પાઉલે કહ્યુ કે આગેવાનોએ તેને કશું જણાવ્યું નહિ, ત્યારે તેનો શો ભાવાર્થ હતો તે પર ઘણો આધાર રહે છે. (ગલા. ૨; ૬.) દેખીતી રીતે આ હકીકત વાકયાન્વય સાથે એકતામાં સમજવી જોઇએ. આગળ જતાં જે ઉઘાડી પ્રતિજ્ઞા આવે છે, તેથી એનો વાસ્તવિક અર્થ મળી આવે છે. પાઉલ કહે છે, તેઓએ મને કશું આપ્યું નહિ, પણ તેઓએ અમને સંગતનો જમણો હાથ આપ્યો, એટલે, જે સુવાર્ત્તાનો અમે વિધર્મીઓ આગળ ઉપદેશ કરીએ છીએ તે તેઓએ માન્ય કીધો. બંધબેસતી રીતે, “તેઓએ મને કશું આપ્યું નહિ,” એ શબ્દો એ સૂચવે છે કે સુવાર્ત્તાના તેના ઉપદેશમાં તેઓ તેની આડે આવ્યા નહિ. જે શરતો પર તે વિધર્મીઓને સુવાર્ત્તા નિવેદન કરતો હતો, તેને તેઓએ કોઇ પ્રકારે બદલી નહિ. બીજા શબ્દોમાં, ઉપદેશ કરવાનો તથા મંડળીઓ સ્થાપન કરવાનો તેનો અધિકાર તેઓએ માન્ય કીધો. પણ ગલાતીઓમાંના પાઉલના શબ્દોનો જો આ અર્થ હોય, તો દેખીતી રીતે પ્રેરિતોનાં કૃત્યની ભાષા તેનાથી વિરૂદ્ધ છે એમ કહી શકાય નહિ, કારણ કે પ્રેરિતોનાં કૃત્ય ૧૫ માં વિધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓ પર જે ચાર નિષેધો મૂકવામાં આવ્યા છે, તેઓને વિધર્મીઓના **તારણ** સાથે કંઇ સંબંધ નથી, પણ તેઓ કેવળ યહુદી વિશ્વાસ કરનારાઓના સમાગમ સાથે સંબધ ધરાવે છે. એટલા માટે ગલાતીઓનાં પત્રો તથા પ્રેરિતોનાં કૃત્ય વચ્ચેની લડાઈ બધુ જોતાં અંતે આ દરજ્જે ખોટી જણાય છે.

## ૨. **મિથ્યા ભાઇઓ.** (ગલાતી ૨; ૪.)

જ્યારે પાઉલ અંત્યોખમાંથી કરેલી પોતાની પહેલી મુસાફરીએથી પાછો આવ્યો, ત્યારે વિધર્મીઓ મધ્યેના વિશ્વાસ કરનારાઓ પ્રત્યે નિયમના સંબંધ વિષેના સવાલ બાબત તે શહેરની મંડળીને તેણે ભારે ઉસ્કેરાએલી જોઈ. યરૂશાલેમના યહુદી ખ્રીસ્તીઓએ જાહેર કીધું કે, તારણ માટે નિયમનું પાળવું તદન આવશ્યક હતું. (પ્રે. કૃ. ૧૫; ૧.) અને કેટલીક વાતો આ માણસોની યોગ્યતાને ટેકો આપનારી જણાતી હતી. આ રીતે પહેલાં તો ઇસુએ પોતાના શિષ્યો માટે નિયમને કાયદેસર રદ કીધો નહોતો. પણ તેથી ઉલટું જે શબ્દો તેણે વાપર્યાં હતા, તે તેની જાથુકની હૈયાતી શિખાડનારા ધારી શકાય. તેણે કહ્યુ કે તે નિયમનો નાશ કરવા નહિ, પણ નિયમ પૂર્ણ કરવા સારૂ આવ્યો, અને કે સઘળું પૂરૂં થયા સુધી તેમાંનો એક કાનો માત્રા ટળી જશે નહિ. ફરી બીજું કે પાસ્ખા પર્વ પાળીને, મંદિરનો કર આપીને, તથા શુદ્ધ કરાએલા કોહોડીઆને બતાવેલાં અર્પણો ચઢાવવાનું ફરમાવીને ઇસુએ નિયમનું પાલન કીધું હતું. અને ત્રીજું કે પ્રેરિતો સમેત યરૂશાલેમમાંના શિષ્યોએ પોતાને મંદિરમાંથી જુદા કીધા નહોતા. જ્યારે વિધર્મીઓને ખ્રીસ્તી મંડળીમાં દાખલ કરવામાં આવે, ત્યારે તેઓએ મુસાના દ્વાર માંહે થઇ આવવું જોઇએ,

તે મતને આ સઘળું ટેકો આપતું જણાતું હતું. પ્રેરિતોનાં કૃત્ય મુજબ જોપ્પા તથા કાઈસારીઆમાં પીતરને થએલા અનુભવ અગાઉનો આ પ્રેરિતોનો મત હતો. ઇશ્વર માણસની આંખની શરમ રાખનાર નથી એવી તેની ખાતરી કરવા તથા વિધર્મી કરનેલ્યસને ઘેર જવા સારૂ તેને તૈયાર કરવા દર્શનની જરૂર હતી. જેઓ સુવાર્ત્તાની પ્રસિદ્ધી માટે સૌથી વધારે આસ્થાવાન હતા, તેઓએ પણ પહેલવહેલાં યહુદીઓમાં મહેનત કીધી. ( પ્રે. કૃ. ૧૧; ૧૯. )

તેથી જે માણસો એવું કહેતા હતા કે, જો વિધર્મીઓએ તારણ પામવું હોય તો તેઓએ સુનત કરાવવી જોઇએ, એવુ તેઓના પૂર્વપક્ષને ટેકો આપતું જણાય એવું ઈસુના જીવનમાં તથા મંડળીના ઇતિહાસમાં કાંઇ મળતું નથી. જ્યારે પાઉલ તથા બાર્નાબાસ પોતાની મુસાફરીમાંથી આવ્યા, ત્યારે તેઓએ અંત્યોખમાં આ "મિથ્યા ભાઇઓ" અથવા યહુદી ધર્મના ઉપાસકોને જોયા, કે જેઓ વિધર્મીઓ મધ્યેના વિશ્વાસ કરનારાઓને ઇસુ ખ્રીસ્તમાં જે મોકળાપણું હતું, તેની જાસુસી કરવા સારૂ તથા તેમને નિયમના દાસપણા હેઠળ લાવવા સારૂ આવ્યા હતા. તેઓ ત્યાં કેટલો વખત રહ્યા તે સ્પષ્ટ નથી, પણ તેઓએ ભારે લાગવગ મેળવ્યો હતો, અને ગભીર છાપ પાડતા હતા. વિધર્મીઓમાંથી થએલા કોઇ ખ્રીસ્તીઓએ પોતાની સુનત કરાવવા દીધી હતી એમ દેખાતું નથી. યહુદી ધર્મના ઉપાસકો પાઉલ તથા બાર્નાબાસની સામે એટલા મજબૂત રીતે ઉભા રહ્યા કે, જેથી મંડળીને એ બાબત યરૂશાલેમ એક કમિટિ મોકલવાનું દુરસ્ત લાગ્યુ.

### ૩. સમાધાન.

યરૂશાલેમમાંનો મેળાવડો એ પ્રતિનિધિ તરીકે આવેલાં જુદાં જુદાં મડળો માટે કાયદા બાંધવાની સત્તા ધરાવનારી એવી કોઈ ધર્મ સંબંધી મંત્રીસભા નહોતી, પણ કદાપિ તે એક મોટી મડળી સાથે નાની મંડળીની મિત્રાચારીની સભા હતી. યરૂશાલેમમાંની મંડળીએ અત્યોખની મંડળીને **બોલાવી** નહિ, પણ અંત્યોખની મંડળીએ પોતાના હેતુ પર અમલ કીધો. તે મૂળ મડળી આગળ ઉપયોગી સવાલ લઇ ગઇ, અને તેની સલાહ પૂછી. એમ કરવામાં યરૂશાલેમની મંડળીને પોતાના આસામીવાર સભાસદોની જ્ઞાનદૃષ્ટિ તથા અનુભવ બાબત જે અધિકાર હતો, તે શિવાય કોઈ બીજો અધિકાર હતો એમ ગણ્યું નહિ.

ખ્રીસ્તી ધર્મના ભવિષ્યનો આધાર સભા પર હતો, અને તેમાં જે સવાલનો નિર્ણય કરવાનો હતો તે આ હતો કે ખ્રીસ્તી ધર્મ એક નાનો પથ રહેશે, અથવા એક સાર્વજનિક ધર્મ થશે એમ જે કહેવામાં આવે છે, તેમાં અતિશયોક્તિ કરેલી છે એમ હું ધારૂં છું, છતાં આ સભા બહુ અગત્યની હતી.

ખ્રીસ્તી ધર્મ એક નાનો યહુદી પંથ રહે એ સંભવિત હતું એમ આપણે માનીએ તો આપણે ઈસુના મૂળ દાવાનો નકાર કરીએ છીએ. પાઉલના વિચાર પ્રમાણે તે સભાની અગત્યના ગલાતી ૨ માં લખેલા તેના શબ્દોથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, જ્યાં તે એમ કહે છે કે મેં મારી સુવાર્ત્તા યરૂશાલેમના આગેવાનો આગળ પ્રગટ કીધી, "રખે હું અમથો દોડું અથવા દોડયો હોઉં." વિઝસેકર સાથે આપણે કબૂલ કરવું જોઈએ કે, જ્યાં આગળ પાઉલ વિધર્મીઓ મધ્યેના પોતાના કામની મજબૂતી વિષે કોઇ શક દર્શાવતો નથી, પણ કેવળ યરૂશાલેમ-માંની પોતાની ફતેહ બાબત કહે છે. યહુદી મંડળી આગળ વિધર્મીઓ મધ્યેના કામની માન્યતા મેળવવાને જો તે નિષ્ફળ નિવડે તો એમ જણાય કે જાણે તે અમથો દોડયો હોય.

સભા વખતે જે બિનાઓ બની તેની વિગતવાર હકીકત આપી શકાય એમ નથી. ગલાતી ૨ માં જોતાં આપણે એમ માનવુ જોઇએ કે, જે વખતે પાઉલ આગેવાનોને ખાનગી રીતે મળ્યો, અને તેમની તરફથી પોતાની સુવાર્ત્તાની માન્યતા મેળવી, તે વખત સૌથી અગત્યનો હતો. ગલાતીઓના પત્રમાં જે વિષે તે બોલે છે તે કેવળ આજ છે. ગમે તે બીજી સભાઓ થઇ હશે પણ તે બધી પાઉલની નજરમાં ઓછી અગત્યની હતી. યાકૂબ, પીતર, તથા યોહાને સંગતનો જમણો હાથ આપ્યો તે આવશ્યક વાત હતી. જેમ આ આગેવાનો ચાલતા તેમ આખી મંડળી ચાલતી.

આ ખાનગી સભામાં જે વાદવિવાદ ફતેહમંદ થયો તે એ કે દેવનો આશીર્વાદ ઉઘાડી રીતે પાઉલના કામ પર રહ્યો. તીતસ કરીને એક હેલેની ખ્રીસ્તી હતો, અને પાઉલની સુવાર્ત્તા તે દેવ તરફની છે, તેનો તે જીવતો સાક્ષી હતો કરનેલ્યસના ઘરમાં જે જોયું તેની સામે જેમ પીતર થઇ શકયો નહિ, તેમ વાદવિવાદનો જે ભાર તીતસે મૂકયો તેનો પ્રેરિતો નકાર કરી શકયા નહિ. પાઉલને બેસુનતીઓની સુવાર્ત્તા સોંપવામાં આવી હતી તે તેઓએ જોયુ, તેમજ જે કૃપા તેને આપવામાં આવી હતી તે તેઓએ જોઈ. તેણે જે કર્યું હતું તેમાં તેઓએ તે જોઈ, કે જે કામનો તીતસ એક દાખલો હતો. અને સુનત થયા વગર દેવે ઉઘાડી રીતે તીતસનો સ્વીકાર કીધો, તેથી મંડળીમાં ચાલતા આવેલા યહુદી ધર્મના મૂળતત્વને કાયમ રાખવા સારૂ હમણાં તેની સુનત કરવી ન જોઇએ, એ બાબત પાઉલ ફતેહમંદ રીતે લડયો.

ગલાતીઓને પત્ર જો કે માત્ર ખાનગી સભા જણાવે છે, છતાં ઓછામાં ઓછી એક બીજી દેખાડે છે. કારણકે મુસાના નિયમ સાથે વિધર્મીઓ મધ્યેના વિશ્વાસ કરનારાઓના સંબંધ વિષેનો મોટો સવાલ આવશ્ય કરી આખી મંડળી આગળ આવવો જોઇએ. આગેવાનો સાથેની ખાનગી સભામાં તેનો પૂરી રીતે નિર્ણય થઇ શકે નહિ. એટલા માટે પ્રેરિતોનાં કૃત્યમાં જે

જાહેર સભાની હકીકત આપણને મળે છે, તે અણધારેલી નથી. (પ્રે. કૃ. ૧૫; ૬—૨૯.) ફરી પ્રેરિતોનાં કૃત્યમાં જણાવ્યા મુજબ આ સભામાં પીતર આગળ પડતો ભાગ લે એ સ્વાભાવિક હતું, કારણકે કાઈસારીઆમાં તેને જે અનુભવ થયો હતો, તેનો ખાનગી સભામાં પાઉલે જે કહ્યુ હતુ તે પરથી જોતાં નવો ભાવાર્થ થવો જોઇએ. યાકૂબે તે વાદવિવાદનો નિવેડો આણ્યો એમ પ્રેરિતોનાં કૃત્યનુ કહેવુ આપણે જાણીએ છીએ, તેની સાથે પણ એ મળતો આવે છે. (ગલા. ૧; ૧૯. ૨, ૯. પ્રે. કૃ. ૨૧, ૧૮.) ત્રણ સ્તંભોમાંનો તે પહેલો હતો. પ્રેરિતપણાની વાત કરતાં તે ઈસુનો ભાઇ હતો એ વાત વધારે વજનદાર જણાય છે.

યરૂશાલેમની મંડળીએ વિધર્મીઓ મધ્યેના વિશ્વાસ કરનારાઓ પર ચાર વાતથી દૂર રહેવા માટે લખવુ જોઇએ એ સિદ્ધાંત યાકૂબનો છે, એમ જે કહેવામા આવે છે તે યાકૂબ વિષે પાઉલ પોતે જે કહે છે તેને મળતો આવે છે. કારણકે તે કહે છે કે પીતર તથા પોતા વચ્ચે અત્યોખમાં થએલા વાદવિવાદ યાકૂબ તરફના કેટલાએક માણસોથી જોરથી આરંભવામાં આવ્યો હતો, કે જેઓએ વિધર્મી મધ્યેના વિશ્વાસ કરનારાઓ સાથેનો કરાર પાછો ખેંચી લેવાને પીતરને દોર્યો. (ગલા. ૨, ૧૨.) વિધર્મીઓ મધ્યેના વિશ્વાસ કરનારાઓ જે પ્રમાણમાં કેટલાએક યહુદી વિધિઓ પાળતા તે પ્રમાણમાં યહુદી તથા વિધર્મી ખ્રીસ્તીઓના કરારની મર્યાદા ઠરાવનાર એવો એક માણસ આ વાત આપણને દેખાડે છે. અને પ્રેરિતોનાં કૃત્ય ૧૫ માં જે સગતની શરતોની દરખાસ્ત કરે છે તે તેજ માણસ છે.

યાકૂબના સિદ્ધાંતમાં સાત મનાઓમાંની ત્રણ અથવા ચારનો સમાવેશ થાય છે, કે જે યહુદી શિક્ષકોના કહેવા મુજબ યહુદીઓ મધ્યે રહેતા દરેક વિધર્મીઓએ પાળવી જોઇએ. તેઓ કેવળ નવા ખ્રીસ્તીઓને એટલુજ નહિ પણ બધા પરદેશીઓને લાગુ પડતી હતી. અને માનસિક રીતે તે (એક બીજા સાથેના) સમાગમનો પાયો હતો. યાકૂબની ચાર મનાઓ આ છે; પહેલી, **મૂર્તિઓની મલિનતાથી** દૂર રહેવુ જેવુ કે મૂર્તિ આગળ અર્પણ તરીકે ચઢાવેલું માંસ ખાવુ નહિ; બીજી, **વ્યભિચારથી** આઘા રહેવુ, આ સજ્ઞાનો ઘણું કરીને એ ભાવાર્થ છે કે નજદીકના સગાંઓ મધ્યેનું માહોમાંહેનું લગ્ન કે જેને યહુદીઓ વ્યભિચાર ગણતા હતા, ત્રીજી, **ગુંગળાએલાંથી** દૂર રહેવુ; અને ચોથી, **લોહીથી** દૂર રહેવુ. આ છેલ્લી બે મના સાતમા હુકમનુ રૂપાંતર જણાય છે, જીવતું માંસ ખાવું નહિ, એટલે લોહીવાળું માંસ.

વિક્ષેપ વખતે નવા થએલા ખ્રીસ્તીઓ માટે આ મનાઓ હતીજ, તથા વિધર્મીઓ મધ્યેના બધા ખ્રીસ્તીઓ પણ તે પાળે એવો યાકૂબના સિદ્ધાંતનો

ઇરાદો હતો, એ અસંભવિત નથી. વિધર્મીઓ મધ્યેના ખ્રીસ્તીઓ પર ધર્મક્રિયા સંબંધીના વિધિઓનું આ ફરમાન મૂકયાથી તેઓ પરમેશ્વર આગળ યહુદી ખ્રીસ્તીઓ કરતાં ઓછા માનવત અથવા ઓછા પસંદ ગણાયા એમ ધારવું એ ભૂલ છે. નિઃસશય તેઓએ કોઈ પણ રીતે વિધર્મીઓના દરજ્જાને પરમેશ્વર આગળ હરકત કરી નહિ. ફક્ત તેઓ યહુદી ખ્રીસ્તીઓ સાથેના સમાગમનો પાયો હતા. જો તેઓએ વિધર્મીઓ મધ્યેના ખ્રીસ્તીઓ પર કંઇ કલક લગાડયું હોત, તો એઓએ "દિલાસાને માટે હર્ષ કીધો" એવું ભાગ્યેજ કહેવાત. (પ્રે. કૃ. ૧૫; ૩૧.) અને વળી યાકૂબ કે જેણે પાઉલની સુવાર્ત્તા તથા વિધર્મીઓ મધ્યેના તેના કામનો સ્વીકાર કીધો તે લાગલો મંડળી આગળ ગયો અને એક ક્રિયાની દરખાસ્ત કીધી કે જેથી વિધર્મીઓ મધ્યેના ખ્રીસ્તીઓ પર અપમાન આવ્યું એમ ધારવુ અસંભવિત છે.

યાકૂબના સિદ્ધાંત પર યરૂશાલેમની મંડળીનો શેરો કરવામાં આવ્યો હતો, અને તે (કાગળમાં ઘાલી) યહુદા તથા બાર્નાબાસની સાથે અંત્યોખ મોકલવામાં આવ્યો હતો. (પ્રે. કૃ. ૧૫; ૨૨.) આ કરારની ઐતિહાસિક રીત ધ્યાનમાં લેતાં તે કાગળની દરેક વિગતવાર હકીકત ઐતિહાસિક છે, એમ માનવાની જરૂર નથી. યરૂશાલેમની મંડળીએ પાઉલ તથા બાર્નાબાસની અંત્યોખની મંડળી આગળ ભલામણ કીધી અને કહ્યુ કે, તેઓએ પ્રભુ ઇસુના નામની ખાતર પોતાની જીંદગીને જોખમમાં નાખી એ શક ભરેલુ જણાય છે. પાઉલ તથા બાર્નાબાસ અંત્યોખમાં ઘેર હતા, અને યરૂશાલેમની મંડળીના કરતાં ત્યાંની મંડળી તેમના કામ વિષે વધારે સારી રીતે જાણતી હતી. પણ આ મુદ્દો પ્રાસંગિક છે. લુક જેમ કહે છે તેમ આ કરાર ખરેખર તકરારી વિષય હતો. વિધર્મીઓ મધ્યેના ખ્રીસ્તીઓ તથા યહુદી ખ્રીસ્તીઓ વચ્ચે જો સંગતની અગત્ય હોય તો જે **જરૂરની** વાતો વિષે તે બોલે છે તે જરૂરની હતી. તેઓ યરૂશાલેમની મંડળીના હેતુથી જરૂરની હતી, તેથી તે કરાર શરતી હતો, અથવા, જેમ આપણે કહ્યુ તેમ (નિકાલ માટે પચને સોંપવાનો) ઠરાવ હતો.

આ તકરારી વિષય આવશ્યક સ્થિતિમાં નહિ પણ અનાવશ્યક સ્થિતિમાં હતો. મુસાના નિયમ બાબત વિધર્મીઓ મધ્યેના ખ્રીસ્તીઓની સ્વતંત્રતા સ્વીકારવામાં આવી હતી. પાઉલના મૂળ દરજ્જા શિવાય તેને કંઈ આપવામાં આવ્યુ નહોતું. યહુદી ધર્મ માનનારા અથવા મિથ્યા ભાઇઓના હેતુનો નકાર કરવામાં આવ્યો હતો. પણ અંત્યોખમાંના તથા તેની નજદીકમાંના વિધર્મી ખ્રીસ્તીઓએ પોતાના યહુદી ભાઇઓ પ્રત્યે અમુક છુટ મુકવી જોઇએ એમ મૂળ મંડળીએ જરૂરનું ધાર્યું. તે નીતિશાસ્ત્ર સંબંધી નહિ પણ ક્રિયા સંબંધી હતી, અને તે સંગતના લાભમાં હતી. એટલા માટે અંત્યોખની મંડળી જે ખાસ સવાલ યરૂશાલેમ લાવી હતી, તે પર એ કરારથી કંઈ અસર થઈ નહિ,

પણ તે પૂરી રીતે પ્રાસંગિક મુદ્દા સાથે સંબંધ રાખતો હતો. યરૂશાલેમની મંડળીનો મુખ્ય નિકાલ પ્રત્યેનો જવાબ સંગતના જમણા હાથમાં આપવામાં આવ્યો હતો, કે જે પીતર, યાકૂબ તથા યોહાને પાઉલ તથા બાર્નાબાસને જણાવ્યો, અને મડળી આગળનાં પીતર તથા યાકૂબનાં ભાષણોમાં પણ તેનો ખરી રીતે સમાવેશ કરવામાં આવે છે. પાઉલ તથા બાર્નાબાસના દર્શાવ્યા પ્રમાણે વિધર્મીઓની સ્વતંત્રતાનો પક્ષ વિજયી હતો.

## ૪. કરારની પાછળની હકીકત.

જ્યારે યરૂશાલેમમાંનો કાગળ અંત્યોખમાં વાંચવામાં આવ્યો ત્યારે મડળીએ દિલાસા માટે હર્ખ કીધો. વિધર્મીઓ (મધ્યેના) મોટા ભાગને માલમ પડ્યું કે, આવશ્યક વાત બાબત મૂળ મડળીએ સમ્મતી આપી, તથા શાંતિના હકમાં કાગળમાં દર્શાવેલા મુદ્દાઓ પર યહુદીઓના નિર્ણય પર ધ્યાન પહોંચાડવાને તે ખુશી હતી. લુકના કહેવા પ્રમાણે આ કાગળ કેવળ અંત્યોખ-માંના વિધર્મી ખ્રીસ્તીઓ માટે હતો એટલુજ નહિ, પણ તે સૂરિયા તથા કીલકીના ખ્રીસ્તીઓ માટે પણ હતો, અને એમ કહેવામા આવે છે કે, જ્યારે પાઉલ તથા સીલાસ અંત્યોખથી બીજી મિશનેરી મુસાફરી પર ગયા, ત્યારે તેઓ તે કાગળ પોતાની સાથે લઈ ગયા. એકલા પાઉલથી સ્થપાએલી કોઇ પણ મંડળીમાં તેનો પત્તો નથી. (પ્રે. કૃ. ૧૫, ૨૩, ૩૧ · ૧૬, ૪) તે વિષે પાઉલ પોતાના પત્રોમાં કદી કહેતો નથી, તથા પોતાના વિધર્મી ખ્રીસ્તીઓને તે કરારના વિધિઓના જેવા વિધિઓ કદી આપતો નથી. પણ તેથી ઉલટુ તેણે કરીંથના ખ્રીસ્તીઓને એવું કહ્યુ ક, મૂર્તિઓને ચઢાવેલુ માંસ ખાવાથી જો તમારા ભાઇને ઠોકર ન લાગે. તો તે તમે ખાઓ. (૧ કરી. ૮.) અને બીજી મનાઓના સંબંધમાં તેણે એજ પ્રતિજ્ઞા લીધી એમ આપણ માની શકીએ. અને તે છતાં આ કબૂલ કરવુ જોઇએ કે, કરારની શરતોમાં એવી કોઈ વાત નહોતી કે જે પાઉલની પદ્ધતિ યહુદીઓમાં યહુદી થવુ—તેમાં નહિ આવી ગઈ હોય. વિધર્મી ખ્રીસ્તીઓ યરૂશાલેમના કાગળના વિધિઓ પાળે અને તેથી યહુદી ખ્રીસ્તીઓ સાથેની સંગતને ઉત્તેજન મળશે, એવી જો ઉમેદ હોત તો પાઉલ પોતાના વિધર્મી ખ્રીસ્તીઓને તે પાળવાનું ના કહે એવુ કોઈ કારણ નહોતું. તે તેના સંબંધમાં એક પણ વાર કહેતો નથી, એથી એમ સ્પષ્ટ જણાય છે કે તે વ્યવહારોપયોગી નિવડયો નહિ, અને તે તરત વિસારે પડયો, પણ તેની સાથે તેને કદી કોઈ સંબંધ નહોતો એ પુરાવો વજનદાર નથી.

યરૂશાલેમની સભા પછી પીતરે તરતજ અત્યોખની મુલાકાત કીધી, તેથી એ જણાય છે કે એકલા તેજ શહેરના યહુદી તથા વિધર્મી ખ્રીસ્તીઓને શાંતિ ભરેલી સંગતમાં આણે એવો તે કાગળમાં કંઈ દમ નહોતો. પીતર અંત્યોખ આવ્યો અને પાઉલ સાથેની પોતાની મુલાકાતના ઉભરામાં તેણે

વિધર્મી ખ્રીસ્તીઓ સાથે ખાધુ, કે જે વખતે તેણે તેને સંગતનો જમણો હાથ આપ્યો હતો. (ગલા. ૨; ૧૨.) આ પગલું જે તેણે ભર્યું તે ન્યાયશાસ્ત્ર પ્રમાણેનું હતું, પણ યહુદી મંડળી આગળ તે ટીકા માટે ખુલ્લું હતું. પાઉલ સાથેની મુલાકાતને લીધે મોટા પ્રેરિતોએ યહુદી ખ્રીસ્તીઓના સંબંધમાં પોતાનો દરજ્જો બદલ્યો નહોતો. તેઓએ તેને બેસુનતના પ્રેરિત તરીકે માન્ય કીધો, પણ તેઓ સુનતના પ્રેરિતો રહ્યા, અને જે નિયમથી વિધર્મી ખ્રીસ્તીઓ મોકળા છે, તે હજી પણ યહુદીઓ પર લાગુ રહ્યો. જ્યારે યાકૂબે કેટલાએક માણસોને અંત્યોખ મોકલ્યા ત્યારે તેના મનમાં જે નિયમ હતો, તે યહુદીઓએ પાળવાનો આજ યહુદી નિયમ હતો. તેના વિચાર પ્રમાણે વિધર્મી ખ્રીસ્તીઓ સાથે ખાવામાં પીતરની ભૂલ હતી. યરૂશાલેમની મંડળીના કાગળે આવા કાર્યની સત્તા આપી નહોતી, કારણ જો તેમ હોત તો યાકૂબ કાંઈ કહી શકત નહિ, અને પીતર ગુંચવણમાં પડત નહિ. તેમાં સાથે ખાવાનો નહિ, પણ અમુક પ્રમાણમાં સમાગમનો વિચાર (જણાવેલો) હતો, કે જે સંપૂર્ણ ક્રિયાની સમાનતાની નિશાણી હતો. (માર્ક ૨; ૧૬. પ્રે. કૃ. ૯, ૩.) તેથી કરી પીતરનું કાર્ય જો કે પદ્ધતિમાં ખરૂં અને પાઉલના કામની પોતાની માન્યતા સાથે મળતું હતું, તોપણ શુદ્ધ તથા અશુદ્ધ એ વિષેના યહુદી નિયમોથી તેને જોતાં તે કાયદા વિરૂદ્ધ હતું. આ તેની આગળ આણવામાં આવ્યું, અને જે ઉચી પદ્ધિ લેવાને પોતાની ખ્રીસ્તી મનોવૃત્તિ તથા ખ્રીસ્તી નીતિએ તેને દોર્યો હતો, તે તેણે છોડી દીધી. બાર્નાબાસ તથા બીજાઓ તેને અનુસર્યાં, અને યહુદી તથા વિધર્મી ખ્રીસ્તીઓ વચ્ચે જોડાણની મર્યાદા સ્પષ્ટ રીતે બાંધવામાં આવી. આ પ્રમાણે યરૂશાલેમના તકરારી વિષયની નબળાઈ જાહેર થઈ. અને ખ્રીસ્તી વૃદ્ધિની રીત દેખાડી આપવાની પાઉલને તક મળી, કારણકે, જેમ વિઝસેકર કહે છે તેમ, અંત્યોખમાંનો જમાનો યરૂશાલેમના જમાના કરતાં વધારે આગળ દોરી લઈ જાય છે, આ તકનો સારો ઉપયોગ કરવાને પાઉલ ચૂકયો નહિ. (ગલા. ૨; ૧૪-૨૧.) યહુદી ખ્રીસ્તીઓ માટે આચાર કર્મનો તે ચુપકીથી પ્રતિબંધ કરતો નથી એમ નહિ, તે તેને જડમૂળથી ઉખેડી નાંખે છે. ખ્રીસ્તમાં વિશ્વાસથી ન્યાયીપણું એ નિયમનાં કામોને રદ કરે છે. નિયમથી મોકળાપણું એ વિધર્મી નબળાઈ માટે છૂટ તરીકે ગણવામાં આવતું નથી, પણ તે ખરા ખ્રીસ્તી દરજ્જા તરીકે ગણવામાં આવે છે.

પાઉલના શબ્દોથી પીતર પર શી અસર થઈ, તે આપણને કહેવામાં આવતું નથી. કેટલાએક વિદ્વાનો એમ ધારે છે કે, ગલાતીઓ પરના પત્રનો હેતુ એ હતો કે જો પાઉલે પીતર પર ખરેખર ફતેહ મેળવી હોત, તો તેણે તે જાહેર કરવી જોઇએ. જ્યારે બીજાઓ તેટલીજ ખાતરીથી એમ માને છે કે, ગલાતીઓમાંના વાદવિવાદનો પુરો જોસ્સો આપણને એમ માનવાની ફરજ

પાડે છે કે, પીતરને આપેલો પાઉલનો ઠપકો ફતેહમંદ હતો. આ બીજી વાત ગેરવાજબી માલમ પડે છે, કારણકે ગલાતીઓના પત્રમાં પાઉલનો હેતુ પોતાની સુવાર્ત્તાની સ્વતંત્રતા દેખાડવાનો છે, નહિ કે જે પોતે વિચારે તેજ હમેશાં મોટા પ્રેરિતો વિચારે એ દેખાડવાનો તેનો હેતુ નહોતો. વળી ફરી પાઉલના ઠપકાથી પીતરને અત્યંત દુઃખ લાગ્યુ, અને તે કડવાસને લીધે યહુદી ધર્મનું કામ ઉત્પન્ન થયું એમ માનવાનો કોઈ આધાર નથી. પાઉલના ભાષણથી અંત્યોખમાં વિરૂદ્ધતા વધારે પ્રબળ થઈ એમ ધારવુ સ્વાભાવિક છે, કારણકે તેણે તેની તથા નિયમને અનુસરીને ચાલનારા વચ્ચેના તફાવતની તીવ્ર શાંતિને ઉઘાડી પાડી, પણ તારણ માટે નિયમનું પાળવું જરૂરનું છે, એમ પીતરે આ વખતે અથવા તો ત્યાર પછી ગણ્યુ એની કોઈ સાબિતી નથી.

## પ્રશ્નો.

૧. વિદેશી સ્વતંત્રતા વિષે કયો વાદવિવાદ હતો, અને તેનું કારણ શું હતું?

૨. વિદેશીઓને માટે સુવાર્ત્તા નથી એમ પ્રેરિતોને કેમ લાગ્યુ?

૩. ગલાતીઓના પત્રમાં દર્શાવેલો કૉન્ફરન્સનો દેખાવ તોફાની—તથા પ્રેરિતોનાં કૃત્યમાંનો શાંતિ ભરેલો: એ તફાવતની સમજુતી તમે કેવી રીતે કરશો?

૪. "મિથ્યા ભાઇઓ" કોણ હતા, અને તેઓ શું કરવાને પ્રયત્ન કરતા હતા?

૫. તકરારી વિષય શો હતો, અને યાકૂબના ચાર નકારો કયા છે?

૬. યાકૂબના સિદ્ધાંત વિષે કેવો શેરો કરવામાં આવ્યો હતો?

૭. યરૂશાલેમના પત્રનો અંત્યોખમાં કેવી રીતે સ્વીકાર કરવામાં આવ્યો?

૮. વિદેશીઓને છૂટ આપવી એ યરૂશાલેમની મંડળીને માટે ઘટીત હતું?

---

# પ્રકરણ ૯ મું.

## યૂરોપ ખંડમાં સુવાર્ત્તાની સ્થાપના.

### ૧. યૂરોપની મુસાફરીની શરૂઆત.

પાઉલ તથા બાર્નાબાસે યરૂશાલેમની સભામાંથી પાછા આવી બીજા ઘણાઓની સાથે મળી, શિખાડી તથા ઉપદેશ કરીને અંત્યોખમાં પોતાનું કામ ચાલુ રાખ્યું. (ગલા. ૨; ૧૧. પ્રે. કૃ. ૧૫, ૩૫.) આજ વખતે પીતરે અંત્યોખની મુલાકાત કીધી, અને યહુદી તથા વિધર્મી ખ્રીસ્તીઓ વચ્ચે મર્યાદા ઠરાવવામાં આવી, કે જેથી પાઉલ મજબૂત પ્રતિજ્ઞા લેવાને તથા નિયમથી દરેક ખ્રીસ્તી માણસના મોકળાપણાનું રક્ષણ કરવાને દોરાયો,—(એટલે) વિધર્મી યહુદી કરતાં ઉતરતો નહિ. જેમ વિઝસેકર તથા બીજાઓ માને છે તેમ આ વાદવિવાદને યરૂશાલેમમાંની સભા પછી તરતજ મૂકયા શિવાય બીજી કોઈ જગ્યાએ મૂકવો અસંભવિત છે. પાઉલ તથા બાર્નાબાસ શિવાય અંત્યોખમાં ઘણા બોધકો તથા ઉપદેશકો હતા, એ વાત મંડળીની હદ તથા તેની શીઘ્ર વૃદ્ધિ વિષે સાક્ષી પૂરે છે, અને એમ પીતરે તેની મુલાકાત લેવાનું શા માટે ઇચ્છયું, અને યાકૂબે તેની સાથે નિકટનો સંબધ શા માટે રાખવા ચાહ્યુ તે સમજાવે છે. (ગલા. ૨, ૧૨.)

અંત્યોખમાં થોડો વખત ગાળવા પછી પાઉલે બાર્નાબાસને કહ્યુ કે, જે મંડળીઓ આપણે સ્થાપી છે, તેઓની આપણે મુલાકાત લેવી જોઇએ. (પ્રે. કૃ. ૧૫; ૩૬.) આ વખતે તેણે કામ (કરવા) બાબત નવાં ક્ષેત્રો વિષે વિચાર કર્યો, એવી કોઈ સાબિતી નથી. પહેલી મિશનેરી મુસાફરી વખતેની મંડળીઓની મુલાકાત લેવાનો, તથા તે હેતુ પાર પાડતાં તે દરમિયાન જે નવું કામ તેની નજર આગળ આવે, તે કરવાનો તેનો એક હેતુ હતો, અને એ ઇશ્વર તરફનો ઠરાવ હતો.

આ વખતે તેમજ બીજી કોઈ પણ વખતે પાઉલની મુસાફરીઓ સાથે અંત્યોખની મંડળીને કોઈ સંબંધ નહોતો, એ ધ્યાનમાં રાખવું જોઇએ. તે મંડળીના કેટલાએક ભવિષ્યવાદીઓએ વિધર્મીઓ મધ્યેના કામ માટે તેને જુદો કર્યો, પણ જ્યાં સુધી આપણે જાણીએ છીએ ત્યાં સુધી તો તે મંડળીએ તેને કદી કોઈ સૂચના અથવા મદદ આપી નથી. ઉપદેશક તરીકે તે મંડળીનો તેની સાથે કાયદેસર કોઈ પણ પ્રકારનો સંબંધ નહોતો.

પાઉલે પોતા સાથે જવા સારૂ બાર્નાબાસને બોલાવ્યો, પણ છેવટે તે સીલાસને લઈ ગયો. માર્કને લઈ જવાના સવાલ બાબત એ જુના મિત્રો તથા સાથી કામદારોમાં સ્નેહ ઓછો થયો. (પ્રે. કૃ. ૧૫; ૩૭–૩૯.) એમાંથી કોણ વધારે ઠપકાપાત્ર છે તે આપણે કહી શકતા નથી. આ વખતે આ બે માણસોની ચાલચલણ વિષે આપણે જે જાણીએ છીએ, તે પરથી પાઉલના કરતાં બાર્નાબાસના વિચારમાં ભલાઈ તથા બીજાઓની કદર બુઝવાના ગુણો વિશેષતાએ હતા, એમ આપણે માની શકીએ. પાઉલના પોતાના પત્રો પરથી આપણને જણાય છે કે, બાર્નાબાસ સાથે પાઉલનો સ્નેહ હમેશ સુધી ઓછો રહ્યો નહિ. કારણકે જ્યારે કલોસીની મંડળી પર તે માર્કની કુશળતા મોકલે છે, (કલો. ૪, ૧૦.) (તે માર્ક સાથે બંધુમૈત્રીમાં હતો તેનો પુરાવો ૨ તીમો. ૪; ૧૧.) ત્યારે તે તેની બાર્નાબાસના પિત્રાઈ તરીકે ઓળખાણ કરાવી તેનાં વખાણ કરે છે. બાર્નાબાસ કોણ હતો એ કલોસીઓ જાણતા હતા, એમ જે માનવામાં આવે છે તેથી એવું જણાય છે કે, તેણે ત્યાં અથવા તો તેની નજદીકમાં કામ કીધુ હશે, અને આથી એ સિદ્ધ થાય છે કે તે પાઉલ સાથે મિત્રાચારીમાં હતો, કારણકે તે આખા પ્રાંતમાં સુવાર્ત્તાનો સ્થાપનાર પાઉલજ હતો. વળી કરીથીઓ પરના પોતાના પહેલા પત્રમાં બાર્નાબાસ વિષે પાઉલ જે રીતે બોલે છે, તે તેઓમાં એક બીજા વચ્ચે ભારે જુદાઈ થઈ હતી, એ વિચાર સાથે ભાગ્યેજ મળતી આવે છે. (૧ કરી. ૯, ૬.)

## ૨. નવાં ક્ષેત્રોની શોધ.

પાઉલ તથા સીલાસે જે મંડળીઓની મુલાકાત લીધી તે વિષે લુક તાબડતોબ લખે છે. તે (હકીકત) સૂરિયા તથા કીલકીની મંડળીઓ દર્શાવે છે, કે જેઓની સ્થાપના વિષે લુક આપણને ખબર આપતો નથી, પણ ગલાતીઓના પત્રમાં પાઉલ જે કહે છે તે પરથી આપણે તે સમજી શકીએ છીએ. (ગલા. ૧; ૨૧–૨૩.) પ્રેરિતોનાં કૃત્યમાંની હકીકત નામથી લુસ્ત્રાને લાગુ પડે છે, કારણકે પાઉલ તીમોથીને તે શહેરમાંથી પોતાની સાથે લઈ ગયો. (પ્રે. કૃ. ૧૬; ૧.) ઇકોની તથા અંત્યોખનાં નામ જણાવવામાં આવ્યાં નથી, પણ નિઃસંશય તેઓની પણ મુલાકાત લીધી હતી. જ્યારે પાઉલ મંડળીઓની મુલાકાત કરી ચુકયો ત્યારે તે નવા ક્ષેત્રની શોધમાં નિકળ્યો, અને પીસીદીના અંત્યોખમાં હોવાને લીધે તેનો વિચાર આશિયા પ્રાંત તરફ લાગે એ સ્વાભાવિક હતું. ત્યાં આગળ, પણ પીસીદીના અંત્યોખથી બસેં માઇલ દૂર એફેસસ હતું, કે જે તે આખા દેશનું મુખ્ય શહેર હતું, અને પોતાની સુવાર્ત્તાના કામનાં ક્ષેત્રો તરીકે મોટાં મોટાં શહેરો ખોળવાની પાઉલની ટેવ હોવાને લીધે તે હવે આશિયા તથા એફેસસ તરફ પોતાનો વિચાર દોડાવે એ તદન સ્વાભાવિક હતું. પણ એ માર્ગ લેવાની પવિત્ર આત્માએ તેને મના કીધી. (પ્રે. કૃ. ૧૬; ૬.)

આત્માની આ રોકનારી અસર કેવી રીતે જાહેર થઈ, તે આપણને કહેવામાં આવ્યું નથી. દર્શન થયું હશે એમ ધારવાને પણ કોઈ આધાર નથી. ઘણું કરી જેમ સઘળા જમાનાઓમાં આત્માનો મનોરથ કોઈ અને કોઈ રીતે ખ્રીસ્તીઓને જણાવવામાં આવ્યો છે, તેવીજ કોઈ રીતે તે પાઉલને જણાવવામાં આવ્યો હતો, (પ્રે. કૃ. ૨૦; ૨૩.) "મના કર્યાંથી" એ શબ્દો વાપર્યાથી આપણે ઘણું કરી એ અનુમાન કરી શકીએ કે, તે બનાવ ગમે તે હોય પણ તે ચોક્કસ ગુણ લક્ષણવાળો હતો, અને તેથી પાઉલના મનમાં કંઈ સંદેહ રહ્યો નથી. જ્યારે આશિયામાં દાખલ થવાનો તેમનો ઠરાવ તજી દેવામાં આવ્યો, ત્યારે તેઓ વાયવ્ય કોણ તરફ વળ્યા અને ફ્રુગિયા તથા ગલાતીના કોઈ ભાગમાં થઇ આગળ ચાલ્યા. (પ્રે. કૃ. ૧૬, ૬.) આખી મુસાફરીની છાપ એ છે કે, નવા વિલાયતી ક્ષેત્ર ભણી તેઓ દેવથી દોરાયા હતા, તેમ છતાં ફ્રુગિયા તથા ગલાતી પ્રાંતમાંની મુસાફરી દરમિયાન તેઓએ કોઈ ઠેકાણે બિલકુલ ઉતારોજ કીધો નહિ, એમ ધારવાની કોઈ અગત્ય નથી. જો ઉત્તર ગલાતીમાંનો તર્ક ખરો હોય, અને હું માનું છું કે તે ખરો છે, તો ગલાતીમાં સુવાર્ત્તાનો ઉપદેશ પાઉલે આજ વખતે કીધો હશે. (ગલા. ૪, ૧૨–૧૪.) આ કામથી આપણને એમ ધારવાની ફરજ નહિ પડે કે, પાઉલ થોડાં અઠવાડિયાંઓ કરતાં વધારે વાર રહ્યો. લુકે ગલાતીમાંના મુકામની વાત પડતી મૂકી હશે, કારણકે તે પાઉલના કામમાં કોઈ આગળ પગલું દર્શાવતો નહોતો, અથવા તો તેને તેની ખબર નહિ હશે, તેથી પડતી મૂકી. તેનું છાનાપણું કંઈ અજાયબ જેવું નથી, કારણકે પાઉલનો ચાલુ ઇતિહાસ લખવાનો તે દાવો કરતો નથી. તે આપણી આગળ ફકત વાતના જુદા પાડેલા ભાગો તથા તેનો સાર રજુ કરે છે. એ મુજબ, દાખલા તરીકે, અરબસ્તાનના મુકામ વિષે અથવા સૂરિયા અને કીલકીમાં ગાળેલાં શરૂનાં વર્ષો વિષે તેની પાસે કોઈ સમાચાર નથી. એટલા સારૂ ગલાતી બાબત તેનું છાનાપણું તેના કહેવાના ગુણ લક્ષણને તદન અનુસરતું છે. ગલાતીમાં કરેલા કામની કેટલીએક વાતો પાઉલના પત્રમાંથી મેળવી શકાય. તે આપણને કહે છે કે, ત્યાં ઉપદેશ કરવાનો તેણે ઠરાવ કીધો નહોતો, પણ ગલાતીમાં કામ કરવાનો પ્રસંગ એ તેની દેહની નબળાઇને લીધે પડ્યો. (ગલા. ૪; ૨૩.) એટલે, માંદગીને લીધે તેને ગલાતીમાં રોકાવુ પડયું, અને એ રોકાણ દરમિયાન તેણે ત્યાં સુવાર્ત્તા પ્રગટ કીધી. તેનું રોકાણ ઇશ્વરી સત્તાને આધારે હતું તેથી કરી તેની ફતેહ પણ તદન અદ્ભૂત હતી. ગલાતીઓએ દેવના દૂત કરીકે તેને આદરસત્કાર આપ્યો. અને સુવાર્ત્તાએ તેઓ મધ્યે મજબૂત જડ ઘાલી. (ગલા. ૪; ૧૪.) જેઓ મૂર્તિની સેવા કરતા હતા, તેઓ ખરૂં આત્મિક જીવન ગાળવા, તથા પોતાના વિશ્વાસને લીધે દુઃખો વેઠવા લાગ્યા. (ગલા. ૪; ૮. ૩; ૩, ૪:) તેઓ ઠીક દોડ્યા, અને સુવાર્ત્તાનો

ન તેઓ મધ્યે ઘણી પ્રગટ રીતે જણાતો હતો. (ગલા. ૩, ૫ : ૫, ૭.)
જબ, પાઉલ જ્યારે પશ્ચિમ ભણી પોતાની મુસાફરી ચાલુ કરવાને બરાબર થયો, ત્યારે પોતાની માંદગી મારફતે પોતાના સાથી ભાઇઓમાંના કેટલાસે ઇસુનું તારણ આવ્યુ હતું, એ જાણી તેને આનદ થયો. તેણે એક વધારે જાતોમાં ઉપદેશ કીધો કે કેમ તે આપણને કહેવામાં આવ્યું નથી, તે ગામડાંઓવાળા પ્રાંતમાં અથવા શહેરમાં ઉપદેશ કરતો હતો, તે આપણે કહી શકતા નથી.

પાઉલે જે નવુ ક્ષેત્ર શોધી કાઢ્યુ તે બીથુનીઆ અથવા બીથુનીઆ હતું કે જે કાળા સમુદ્ર પાસે આવેલો રૂમી પ્રાંત હતો, અને તેના તે ધર્મને લીધે પોતાનો જીવ આપનારા ખ્રીસ્તીઓને આપણે જુવાન ના પત્રો પરથી ઓળખીએ છીએ. ફરી તેને સ્પષ્ટ રીતે જણાવવામાં કે, તે ઈશ્વરી ઇચ્છાથી ઉલટો ચાલતો હતો. (પ્રે. કૃ. ૧૬, ૭.) આ તે પશ્ચિમ ભણી ફર્યો અને પોતાના કામનુ ક્ષેત્ર કયુ થવાનું છે, તે લ જાણ્યા વગર તેણે પોતાની મુસાફરી ચાલુ રાખી. (પ્રે. કૃ. ૧૬, ૮.) કે જેમાં જવાની તેને મના હતી તે આશિયા પ્રાંતનો ભાગ હતો, તેથી જુએ થઇનિ ગયો અથવા તે તેણે પડતું મુકયુ, કારણ ત્રોઆસ પહોંચવા પાઉલ મુસિયા થઇને ગયો હશે કારણકે મુસિયાની હદ દક્ષિણ તરફ તેમસુધી હતી. ત્યારે આ વખતે પાઉલના ખ્યાલમાં યૂરોપ ખંડ હશે, કારણકે વટાવ્યા પછી તે દરિયા નજદીક આવશે, એ તે જાણતો હતો. છતાં ત્રોઆસ પહોંચ્યા ત્યારે મુસાફરી આગળ વધારવા માટે તેણે કોઈ ઠરાવ કીધો નહોતો.

## ૩. પાઉલને ત્રોઆસમાં થએલું સંદર્શન.

પાસીદીનુ અંત્યોખ છોડવા પછી પાઉલનો માર્ગ બે વાર બદલાયો અને રી સત્તાથી થયું એમ તે માનતો હતો. પણ તેના કામના ક્ષેત્ર બાબત બર તેને આપવામાં આવી હતી તે તદન નકાર સૂચક હતી. તે **આશિયા** તેમજ **બીથુનીઆ** (પણ) નહિ. ત્રોઆસમાં તેને ચોક્કસ ખબર મળે છે, કે ત્યાં તેને એક માકેદોનિયાના માણસનુ સદર્શન થાય છે, કે જે તેને નિયામાં આવવાની વિનંતી કરે છે. (પ્રે. કૃ. ૧૬ ; ૯.) આ સંદર્શન પાઉલે એ અનુમાન કીધું કે, હેવે તેને માકેદોનિયામાં જવા સારૂ તેડયો. સંભવિત છે કે, પાઉલે ત્રોઆસમાં જે સાંભળ્યું તેથી તેણે એવું ધાર્યું કે, માટે માકેદોનિયામાં પ્રસંગ હતો. આપણે એથી પણ આગળ વધીને કીએ કે, સંદર્શનમાં માકેદોનિયાના માણસ તરીકે જે દેખાયો તેને પાઉલે ભ્યો, તેથી સંદર્શન થવા પહેલાં તેની સાથે ઘણું કરી તેની ઓળખાણ

થએલી હતી, અને આ માણસની મારફતે તેનામાં માકેદોનિયા માટે ભાવ ઉત્પન્ન થયો હશે. પછી જ્યારે એ વિષયથી એનું મન ભરપૂર થયું ત્યારે તેને સંદર્શન માટે તૈયાર કરવામાં આવ્યો.

આ માકેદોનિયાનો માણસ તે લુક હતો એમ કલ્પના કરવામાં આવે છે. આ વિચારની પુષ્ટિમાં એમ કહેવામાં આવે છે કે ફિલિપી સાથે લુકનો કંઇ સબંધ હતો એમ જણાય છે. અને તે ઘણુ કરી ત્યાં ઘેર હતો, કારણકે તે પાઉલ સાથે ફિલિપી સુધી જાય છે અને ત્યાં રહે છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે માકેદોનિયાના પહેરવેશમાં કાંઈ જુદાપણું નહોતું, અને તેથી કરી જ્યારે પાઉલે પોતાના સંદર્શનના માણસને માકેદોનિયાના માણસ તરીકે ઓળખ્યો, ત્યારે તેની સાથે તેની ઓળખાણ હોવી જોઇએ, પણ આપણી હકીકત મુજબ ત્રોઆસમાં ફકત જે એક માણસને મળ્યો તે લુક હતો. છતાં આ વિચારો આ કલ્પનાને મજબૂત આધાર આપવાને ભાગ્યેજ સબળ ગણી શકાય. લુક યહુદી નહોતો તે શિવાય પાઉલ સાથેની તેની પહેલી મુલાકાત, (કલે. ૪, ૧૧, ૧૪.) તેનુ ખ્રીસ્તી થવું, તેનું ઘર, તેમજ તે કયા દેશનો હતો, એ એવા મુદ્દાઓ છે કે જે વિષે આપણી પાસે કોઈ ચોક્કસ ખબર નથી.

## ૪. યૂરોપમાં પહેલી મંડળી.

સંદર્શન પછી પાઉલ તરતજ માકેદોનિયા જવા સારૂ નિકળ્યો, અને નીઆપોલીસ સુધી તેની મુસાફરી ઘણી અનુકૂળ જણાય છે, કારણ તે ત્યા બીજે દિવસે પહોંચ્યો, પણ થોડા વખત બાદ જ્યારે તેણે ઉલટી દિશામાં મુસાફરી કરી ત્યારે એજ મુસાફરીમાં તેને પાંચ દિવસ લાગ્યા હતા. (પ્રે. કૃ. ૧૦; ૬.) ત્રોઆસથી નીઆપોલીસ આસરે એકસો ચાળીસ માઇલ દૂર છે, અને નીઆપોલીસથી ફિલિપી દસ માઇલ દૂર છે થેસ્સાલીના નીઆપોલીસથી આવતાં મુસાફરોને માકેદોનિયાનુ જે પહેલુ શહેર મળતું તે ફિલિપી હતું, અને તેથી સંદર્શન સાથે મળતું આવતું તે પહેલુ ક્ષેત્ર છે. પણ જ્યારે લુક એમ કહે છે કે ફિલિપી માકેદોનિયા પ્રાંતનું પહેલુ શહેર છે, ત્યારે તેના બોલવાનો એ અર્થ નથી કે તે સંસ્થાન છે. આથી સ્પષ્ટ રીતે એ જણાય છે કે, જો કે ફિલિપી તે પ્રાંતનું રાજધાની શહેર નહોતું તોપણ તેમાં તે સૌથી અગત્યનું શહેર હતું. ઇ. સ. પૂર્વે ૪૨ માં ઔગસ્તસે ફિલિપીને રૂમી સંસ્થાન બનાવ્યું હતું, અને તેમાં ઇતાલીઓ રહેતા હતા જેઓની જમીન રાજાના સિપાઇઓને આપવામાં આવી હતી.

ફિલિપીમાં યહુદીઓની વસ્તી તદન ઓછી હતી એમ જણાય છે. સભાસ્થાન વિષે પણ કંઈ કહેવામાં આવતું નથી, અને સ્કુરરના માનવા પ્રમાણે "પ્રાર્થનાની જગ્યા" સભાસ્થાનથી ખાસ કરીને જુદી નહોતી એમ ધારીએ

તોપણ ત્યાં કેવળ સ્ત્રીઓની એક નાનીજ ટોળી જતી હતી. ( પ્રે. કૃ. ૧૬ ; ૧૩. ) ધર્મક્રિયાઓનું શુદ્ધિકરણ કરવાની સગવડ માટે તે જગ્યા ઘણું કરી નદી કિનારે રાખવામાં આવી હશે. પહેલી સભા (મંડળી) તદ્દન સ્ત્રીઓનીજ બનેલી હતી, અને જે મંડળી ત્યાં સ્થપાવાની હતી તેમાં જે ભાગ લેવાનું સ્ત્રીઓ માટે નિર્માણ થયું હતું, તેની એ નિશાની હતી. જે પહેલી ખ્રીસ્તી તે લુદીઆ નામની ચુસ્ત પરધર્માશ્રયી સ્ત્રી હતી, અને તે પ્રથમથી આશિયા પ્રાંતમાંના થુઆતીરામાંની હોવાને લીધે દેખીતી રીતે માકેદોનિયાની **નહોતી.** તે બાઈ કાંઈ પુંજીવાળી જણાય છે, કારણકે તેની પાસે રહેવાની જગ્યા અથવા એક ઘર હતું, કે જેમાં તે પાઉલ તથા તેના ત્રણ સાથી કામદારોને પરોણા તરીકે રાખી તેમની આગતાસ્વાગતા કરી શકી. બીજી જાણવાજોગ સ્ત્રીઓ કે જેઓને પાઉલે ફિલિપીમાં ખ્રીસ્તી કીધી તેઓ યુઓદિયા તથા સુનતુખે હતી. (ફિલિ. ૪; ૨, ૩.) નિઃસંશય તેઓ લુદીઆની માફક પરધર્માશ્રયી હતી, અને પ્રખ્યાત વિધર્મી માણસોની યહુદી ધણીઆણીઓ નહોતી. ફિલિપીમાં પાઉલનુ કામ ઘણા દિવસ સુધી અટકાવ વગર ચાલુ રહ્યું. ( પ્રે. કૃ. ૧૬ . ૧૮. ) અવિશ્વાસુ યહુદીઓ તરફની હમેશ મુજબની દુશ્મનાઇની અછત હતી, એક અમુક ભવિષ્ય કહેનારી છોડી પર તેની ( વાતની ) અસર થઈ, અને તેને લીધે વિરૂદ્ધતા થવાથી તેને તે શહેરમાંથી જવું પડયું. ખ્રીસ્તી સુવાર્તિકોથી આ બાઈ પર અસર થઈ અને ઉત્કૃષ્ટ પરમેશ્વરના તેઓ ખરા સેવકો છે એવી તેણીએ જાહેર રીતે સાક્ષી આપી. ( પ્રે. કૃ. ૧૬ ; ૧૭. ) પણ તેણીમાં આત્મા છે એમ માનવામાં આવતું હતું જેમ ઇસુને ભૂત વળગેલાઓ વિષે લાગ્યું અને તેના મસીહપણાને તેઓએ ઓળખ્યો તેમ પાઉલને તેણી વિષે લાગ્યુ. લુક આ છોડીને ગારૂડીવાણી જાણનાર તરીકે દર્શાવે છે, કારણકે તે કહે છે કે જે આત્મા તેણીમાં હતો તે **પિથોન** હતો, કે જે ગારૂડીવાણી જાણનાર માટેનુ હેબ્રી નામ છે, અને તેણીની વાણી ભવિષ્ય દર્શક ગણાતી હતી. જો તેણી ગુલામ નહોતી તો કઈ નહિ તો તેણી પૈસા લઈ અમુક માણસોની સેવા બજાવતી હતી, અને તેણીથી તેઓને ઘણો નફો થયો. એટલા માટે જ્યારે પાઉલે તેણીનું ભવિષ્ય કહેવાનું બંધ કીધુ, ત્યારે તેણે તેણીના શેઠને એક ભારે ફટકો લગાવ્યો અને ( પોતા પર ) હુમલો આણ્યો કે જેણે ફિલિપીમાંના તેના કામનો અંત આણ્યો. વિધર્મીઓ તરફથી પાઉલ પર આવેલો આ પહેલો હુમલો હતો. જે તોહોમત તેના પર મૂકવામાં આવ્યું તે બેવડું હતું : પહેલું કે, તે તથા સીલાસ યહુદીઓ હોવાને લીધે શહેરમાં તોફાનનું બીજ હતા, અને બીજું કે તેઓ એવા રિવાજો શિખાડતા હતા કે જેઓનો અંગીકાર રૂમીઓ કાયદાપૂર્વક કરી શકે નહિ. (પ્રે. કૃ. ૧૬ ; ૨૦, ૨૧.) પહેલું તોહોમત યહુદીઓ તરફ ચોમેર ફેલાએલો સામાન્ય અભિપ્રાય જાહેર કરે છે, અને તે તિરસ્કારનો હતો. બીજુ તોહોમત ઘણું કરી ઇસુના મસીહ તથા

રાજા તરીકેના ઉપદેશને લાગુ પડે છે, કે જેમાં કોઈ રાજદ્વારી અર્થ રહેલો છે એમ સમજવામાં આવતું હતું.

પાઉલ તથા સીલાસને પોતાના બચાવ સારૂ કોઈ પ્રસંગ આપવામાં આવ્યો નહિ, પણ તરતજ તેમને સોટાનો માર મારી કેદખાનામાં પુરવામાં આવ્યા. ( પ્રે. કૃ. ૧૬, ૨૨–૨૪. ) રૂમી શહેરીઓ તરીકે તેમના હકનો આ હડહડતો ભંગ હતો, પણ કોઇ કારણસર તેઓએ પોતાના શહેરીપણાની વાત જાહેર કીધી નહિ. પ્રેરિતોનાં કૃત્યમાંની આ હકીકતની ઐતિહાસિક પ્રતિષ્ઠાને થેસ્સાલોનીકીઓ પરના પાઉલના પહેલા પત્રથી ટેકો મળે છે, કે જેમાં તે ફિલિપીમાંના પોતાના અનુભવ વિષે જણાવે છે અને કહે છે કે. ત્યાં તેની સાથે શરમ ભરેલી રીતે વર્તન કરવામાં આવ્યું. (૧ થેસ્સા. ૨, ૧.)

પાઉલ તથા સીલાસે જે રાત કેદખાનામાં ગુજારી તે અદ્દભૂત બનાવોથી ભરપૂર હતી, પણ લખનાર તેમાંના કોઇને ચમત્કારિક માને છે કે કેમ એ સ્પષ્ટ નથી. ધરતીકંપ ખરેખર ચમત્કારિક નહોતો, અને તેનુ ખરે તાકડે થવું એ કેવળ વધસ્તભના દિવસે થએલા અંધારાની માફક ઇશ્વરી સત્તાને આધારે હતું. દરવાજાઓનું ઉઘડવું તથા દિવાલો સાથે યા જમીનમાં બાંધેલી સાંકળોનું છુટા થવું એ ધરતીકંપનાં વિશ્વાસનીય પરિણામો છે. બંદીવાનો નાસી ગયા છે કે નહિ, તેની તપાસ કર્યાં અગાઉ પોતાને મારી નાખવાનો દરોગાનો હેતુ એ પણ સ્વાભાવિક છે. જ્યારે તેણે દરવાજા ઉઘાડા જોયા ત્યારે બંદીવાનો વિષે તેને કેવળ એકજ વિચાર આવી શકે, અને તેઓના નાસી જવાથી તેને માટે મોત નક્કી હતું. પાઉલ તથા સીલાસને પોતાને ઘેર લઈ જવાની તેની વર્તણુક એ તેમને સહીસલામત રાખવાના તેના હુકમનો ભંગ નહોતો. (પ્રે. કૃ. ૧૬; ૨૩.) જ્યારે તે તેઓને વિશ્રાંતી આપી રહ્યો ત્યારે તેઓ બંદીખાનામાં પાછા ગયા, ( પ્રે. કૃ. ૧૬; ૩૬. ) પણ દરોગાએ ફરી તેમના પગ હેડમાં મૂકયા એમ ધારવાની આપણને કોઈ અગત્ય નથી. બંદીવાનોને છોડી દેવા સારૂ જે હુકમ ન્યાયાધીશોએ સવારમાં મોકલ્યો તેને ધરતીકંપના પરિણામ તરીકે લેખવવાનો નથી, ખરૂં કહીએ તો તે તેમના બીજા ગંભીર વિચારની નિશાની છે. તેઓને માલમ પડયું કે જે રસ્તો તેઓએ લીધો હતો તે કાયદા વિરૂદ્ધ હતો, અને તેઓએ બંદીવાનોને છોડી દેવાનું નક્કી કીધું. સવારમાં જ્યારે તેઓએ પોતાના તરફથી સાંભળ્યું કે, જે માણસો સાથે તેઓએ ગેરવર્તણુક ચલાવી હતી તેઓ રૂમી શહેરીઓ હતા, ત્યારે પાઉલના ફરમાવ્યા પ્રમાણે કર્યાં શિવાય તથા બંદીખાનામાં જાતે આવીને બંદીવાનોને બહાર કાઢી લાવ્યા શિવાય તેઓ પાસે બીજો કોઈ ઇલાજ નહોતો. ( પ્રે. કૃ. ૧૬; ૩૯. ) તેઓએ પાઉલ તથા સીલાસને શહેરમાંથી જવાની વિનંતી કરી, અને તેમ કરવાનું પાદરીઓએ દુરસ્ત ધાર્યું. છતાં તેઓ ઉદ્ધતાઈ કરીને ગયા નહિ. તેઓ લુદીઆને ઘેર ગયા

જ્યાં ખ્રીસ્તીઓ સાથે તેમની જતી વખતની સભા થઈ, અને પછી તેઓ ત્યાંથી ગયા. આ પ્રમાણે કામનો પહેલો ભાગ કે જે માટે દેવે તેમને સંદર્શનથી બોલાવ્યા હતા, તેનો અંત આવ્યો. આટલે સુધી તે કામ ખાસ દુઃખ ભરેલું તથા દેખીતી રીતે થોડાંજ ફળવાળું હતું. પણ ભવિષ્યમાં પુરતી સાબિતી આપવાનું હતું કે ફિલિપીમાં તેમનું આવવું પ્રભુ તરફથી હતુ.

## ૫. થેસ્સાલોનીકા મધ્યેનું કામ.

પ્રાંતનું રાજધાની શહેર કે જેમાં ફિલિપી આવેલુ હતું તે આમ્ફીપોલીસ હતું. પાઉલ તથા સીલાસ ઉપદેશ કરવા માટે થોભ્યા વગર આમાંથી પસાર થયા, અને તેવીજ રીતે તેઓ આપલોનિયાના મોટા શહેરમાંથી પણ પસાર થયા. લુકની હકીકત એમ સૂચવે છે કે એ બેઉ શહેરોમાં સભાસ્થાન નહિ હશે. (પ્રે. કૃ. ૧૭; ૧.) જો એમ હોય તો પાઉલ કેમ થોભ્યો નહિ તે એથી દર્શાઈ આવશે, કારણકે યરૂશાલેમમાંની સભા પછી પણ સુવાર્ત્તિક કામ માટે તેનો નિયમ એ હતો કે **પહેલાં યહુદીઓને** સુવાર્ત્તા પ્રગટ કરવી. તે સભામાં કામના ક્ષેત્રોના ભાગ પાડવામાં આવ્યા, અને પાઉલને વિધર્મીઓમાં જવાનું હતું અને મોટા પ્રેરિતોને સુનતવાળાઓ મધ્યે જવાનું હતું, (ગલા. ૨; ૯.) પણ તે તદન શબ્દે શબ્દ માની લેવામાં આવ્યું નહોતું એ સ્પષ્ટ છે. કારણકે પાઉલ કહે છે કે મોટા પ્રેરિતોએ એવું માન્યું કે, જેમ પીતરને સુનતની સુવાર્ત્તા સોંપવામાં આવી હતી, તેમ તેને બેસુનતની સુવાર્ત્તા સોંપવામાં આવી હતી, પણ બધા બરાબર રીતે જાણતા હતા કે પાઉલે આટલે સુધી પોતાના બધા ઉપદેશની શરૂઆત સભાસ્થાનમાં કીધી હતી, જ્યારે પીતરે વિધર્મી કરનેલ્યસ તથા તેના ઘરનાંને ઉપદેશ કીધો હતો. એટલા માટે, યરૂશાલેમમાંના મોટા પ્રેરિતોને પાઉલે એવુ વચન આપ્યું કે, હવે પછી હું કોઈ યહુદી આગળ કદી ઉપદેશ કરીશ નહિ એમ માનવું અસંભવિત છે. જે આપણે કબૂલ કીધુ તે તેનું અગાઉથી માની લીધેલું ખાસ કામ હતું, એટલે, તેનો પરિશ્રમ ખાસ કરી વિધર્મીઓ માટે હોવો જોઇએ.

આમ્ફીપોલીસ તથા આપલોનિયા પસાર કીધા પછી પાઉલ માકેદોનિયાના બીજા પ્રાંતનું રાજધાની શહેર થેસ્સાલોનીકા કે જે ફિલિપીથી નૈઋત્ય કોણમાં આસરે નેવું માઇલ છેટું છે ત્યાં આવ્યો. ઇસવી સન ૪૪ પછી થેસ્સાલોનીકા માકેદોનિયા પ્રાંતની રાજધાનીનું (મુખ્ય) સ્થળ થયું હતું, અને તેને **રાજધાની** એ ખેતાબ મળ્યો હતો. રૂમી સંસ્થાનના હકોમાંનો એક હક પણ તેને મળ્યો હતો, એટલે સ્થાનિક સ્વરાજ્ય. થેસ્સાલોનીકામાં એક સભાસ્થાન હતું, અને તેમાં યહુદીઓની બહુ ભારે વસ્તી હતી. તેમાં નવા થએલા ખ્રીસ્તીઓ પણ ઘણા હતા, અને તેઓ ઉપલા વર્ગમાંના હતા. (પ્રે. કૃ. ૧૭; ૪.) પ્રેરિતોનાં

કૃત્યના કહેવા પ્રમાણે પાઉલે થેસ્સાલોનીકામાં પોતાના કામની શરૂઆત સભાસ્થાનમાં કરી, ત્યાં તેણે ત્રણ અઠવાડિયાં ચાલુ કામ કર્યું અને ઇસુ પરના વિશ્વાસ ભણી કેટલાએક યહુદીઓને વાળી લાવવાને ફતેહમંદ થયો. (પ્રે. કૃ. ૧૭; ૨–૪.) આ હકીકતના ઐતિહાસિક ગુણલક્ષણ વિષે થેસ્સાલોનીકીઓ પરના પોતાના પત્રમાંની પાઉલની પોતાની સાક્ષીથી સવાલ ઉભો થાય છે. ત્યાં આગળ તે પોતાના વાંચનારાઓ વિષે અગાઉના વિધર્મીઓ એમ બોલે છે, (૧ થેસ્સા. ૧; ૯.) અને મંડળીમાંના યહુદી મૂળતત્વ વિષે કંઈ સૂચના કરતો નથી. પણ આ યાદ રાખવું જોઇએ કે પ્રેરિતોનાં કૃત્ય મુજબ પણ મંડળી પ્રબળ રીતે ગુણ લક્ષણમાં વિધર્મી હતી, (પ્રે. કૃ. ૧૭; ૪.) અને આ મોટા ભાગ પર પત્ર શા માટે ન લખાય એ જણાતું નથી, (કારણ) એથી યહુદી મૂળતત્વ વિષે કાંઈ સૂચના થશે નહિ.

પાઉલ થેસ્સાલોનીકામાં કેવળ ત્રણ અઠવાડિયાં રહ્યો, એ પ્રેરિતોનાં કૃત્યના કહેવાનો ભાગ્યેજ બચાવ થઈ શકે. પણ તે ત્યાં એથી વધારે વખત રહ્યો, એને આથી પુષ્ટિ મળે છે કે ફિલિપીમાં પોતાની સ્થિતિનો હેવાલ આપવા તથા બે જુદા પ્રસંગો પર તે મંડળીમાંથી મદદ મોકલવા સારૂ તે ત્યાં પુરતો વખત રહ્યો. વળી, થેસ્સાલોનીકીઓ પરના પાઉલના પહેલા પત્રમાં વાપરેલી ભાષાથી પ્રેરિતોનાં કૃત્યમાં બતાવ્યુ છે તે કરતાં તેણે ત્યાં વધારે લાંબો વખત મુકામ કીધો એમ જણાય છે. તે કહે છે કે તેણે રાત દિવસ મહેનત કીધી એ સારૂ કે તે કોઈ થેસ્સાલોનીકીને ભારરૂપ ન થાય. જો તેને ફિલિપીમાંથી બે વાર મદદ મળી તો તેનો મુકામ ત્યાં ત્રણ અઠવાડિયાં કરતાં વધારે રહ્યા શિવાય તેને રાત્રે કામ કરવાની ફરજ પડી હશે, એ સંભવિત જણાતું નથી. ફરી, જ્યારે તે થેસ્સાલોનીકામાંની પોતાની પવિત્ર, ન્યાયી તથા ડાઘ વગરની જીંદગી વિષે તથા નવા થએલા દરેક ખ્રીસ્તીને બોધ આપવામાં, ઉત્તેજન આપવામાં, તથા સાક્ષી આપવામાં તેમની સાથે કેવી રીતે વર્તન કીધું હતું, તે વિષે (છાતી ઠોકીને) બોલે છે, ત્યારે તે ફક્ત ત્રણજ અઠવાડિયાં રહ્યો એમ ધારવાને આપણને મુશ્કેલી નડે છે. એટલા સારૂ આ બાબત આપણે એમ માનીએ કે લુકની હકીકતમાં જણાવેલી વાત ખરી નથી. પ્રેરિતોનાં કૃત્યમાં એમ જણાવેલું છે કે વિધર્મીઓથી સતાવણી થઈ એ વાતને કોઈ ખાસ મહત્વતા આપવી ન જોઇએ. (પ્રે. કૃ. ૧૭; ૫. ૧ થેસ્સા. ૨; ૧૪.) એ બે હકીકતો એક બીજાની આડે આવતી નથી. પાઉલ સામે યહુદીઓની ઉઘાડી રીતે દુશ્મનાઈ થઇ એ તો આપણે તેની આગલી કારકીર્દી પરથી ધારતા હતા કે તે થશેજ, અને ત્યાર બાદ વિધર્મીઓએ સતાવણી કરી એ વિષે શક લાવવાનું આપણને કોઈ કારણ નથી. કારણકે પાઉલ તે ખુલ્લા શબ્દોમાં કબૂલ કરે છે. જ્યારે પાઉલ થેસ્સાલોનીકામાં હતો ત્યારે તે યાસીન સાથે રહ્યો, એ

નામ થેસ્સાલીના જુના રાજાનુ પણ હતું અને તેના તે નામ પરથી જોતાં તે માકેદોનિયાનો હતો, અને તેણે જે જામીનગીરી આપી તેથી અધિકારીઓ રાજી થયા, તે પરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે તે પૈસાદાર હતો. (પ્રે. કૃ. ૧૭; ૯.) નવા ખ્રીસ્તીઓ સાથેની પાઉલની ફતેહને લીધે યહુદીઓમાં અદેખાઈ ઉત્પન્ન થઈ, અને પૈસા આપી એક હુલ્લડ કરનારી ટોળી આણી, તેઓએ યાસીનના ઘર પર હુમલો કર્યો, પણ સારા ભાગ્યે પાઉલ ત્યાં નહોતો. (પ્રે. કૃ. ૧૭; ૫–૭.) યાસીન તથા કેટલાએક બીજા વિશ્વાસ કરનારાઓ પાઉલના મળતિયાઓ છે એવું તોહોમત મૂકી તેમને અધિકારીઓની આગળ ઘસડી લઈ જવામાં આવ્યા, પણ યાસીનની જામીનગીરીથી તેમને છોડી મૂકવામાં આવ્યા. દસમી કલમ પરથી વિચાર કરતાં આપણે એમ ધારી શકીએ કે યાસીને એવી રીતનો કરારપત્ર આપ્યો કે પાઉલ તથા સીલાસ શહેરમાંથી એકદમ નિકળી જાય, અને તેઓએ તેજ રાત્રે તેમ કર્યું એમ જણાય છે. થેસ્સાલોનીકામાંના પાઉલ તથા સીલાસના મુકામ દરમિયાન તીમોથી કે જે તેમની સાથે વધારે વખત રહ્યો એમ જણાય છે, તે તેમના જવા પછી ત્યાં થોડો વખત રહ્યો અને પછી તેમની પાછળ બેરીઆ ગયો. (પ્રે. કૃ. ૧૭; ૧૪.)

અગર જો કે પાઉલનું કામ સતાવણીમાં તોડી પાડવામાં આવ્યું હતું, છતાં થેસ્સાલોનીકામાંની તેની ફતેહ ઘણી મોટી હતી. થેસ્સાલોનીકાના માણસોએ તેના વચનનો દેવના વચન (૧ થેસ્સા. ૨, ૧૩.) તરીકે અંગીકાર કીધો, અને સકટ મધ્યે આનંદ કીધો. (૧ થેસ્સા. ૧, ૬ · ૨, ૧૪.) તેઓ માકેદોનિયા તથા અખાયાના પ્રાંતોમાંના સઘળા ખ્રીસ્તીઓ આગળ જલદીથી નમુનારૂપ થયા, અને તેઓનું ખ્રીસ્તી જીવન દરેક જગ્યાએ જાહેર થયું. (૧ થેસ્સા. ૧; ૭, ૮. ૪; ૧૦.) પાઉલ તેમની સાથે માયાળુપણે રહેતો હતો, અને તેમને પોતાના આનંદ તથા મહિમાના તાજ તરીકે ગણતો હતો. (૧ થેસ્સા. ૨; ૧૭–૧૯ ૩; ૧, ૫.) લુકના કહેવા પ્રમાણે આરીસ્તાર્ખસ તથા સકુંદશ નામના બે થેસ્સાલોનીકીઓ હતા, જેઓ પાઉલ જ્યારે છેલ્લી વાર યરૂશાલેમ ગયો ત્યારે તેની સાથે ગયા, અને તેમાંનો એક પાઉલ સાથે રૂમ પણ ગયો હતો. (પ્રે. કૃ. ૨૦; ૪: ૨૭; ૨.)

## ૬. બેરીઆ મધ્યેનું કામ.

જેમ એક વખતે પાઉલ દમસ્કસમાંથી નાઠો હતો, તેમ પાઉલ તથા સીલાસ થેસ્સાલોનીકામાંથી રાત્રે નાઠા અને બેરીઆ આવ્યા, (પ્રે. કૃ. ૧૭; ૧૦.) કે જે સૌથી નજદીકના રસ્તેથી જતાં થેસ્સાલોનીકાથી નૈઋત્ય કોણુમાં આસરે સુડતાળીસ માઇલ દૂર હતું. આ શહેર પણ માકેદોનિયામાં હતું, કે જ્યાં સંદર્શને પાઉલને તેડ્યો હતો. અત્યાર સુધી પાઉલને જ્યાં ખરેખરી રીતે આદરસત્કાર આપવામાં આવ્યો તે કેવળ બેરીઆનું સભાસ્થાન

હતું. (પ્રે. કૃ. ૧૭; ૧૧, ૧૨.) ઘણા યહુદીઓએ તેના વચનનો અંગીકાર કીધો, અને જેઓએ તેના વચનનો અંગીકાર કીધો નહિ, તેઓએ તેની સતાવણી (પણ) કીધી નહિ. થેસ્સાલોનીકાની માફક ત્યાં પણ શહેરના કેટલાએક આગેવાન હેલેનીઓએ સુવાર્ત્તાનો અંગીકાર કીધો. છેવટે બેરીઆમાંનું કામ થેસ્સાલોનીકાથી આવેલા યહુદીઓથી અટકાવવામાં આવ્યું. જ્યારે તેઓએ પાઉલના કામ વિષે સાંભળ્યું ત્યારે તેઓ બેરીઆ આવ્યા, અને ઘણું કરી થેસ્સાલોનીકાના સુવાર્ત્તિકો પર તેઓએ જેવાં રાજકારભાર સંબંધી તોહોમતો મૂકયાં હતાં તેવાં તેમના પર મૂકી લોકો પર એટલો તો લાગવગ મેળવ્યો કે, જેથી ભાઇઓએ પાઉલને મોકલી દીધો. સીલાસ તથા તીમોથી રહે એ સહીસલામત ધારવામાં આવ્યું. (પ્રે. કૃ. ૧૭; ૧૩, ૧૪.) બેરીઆમાં પાઉલ કેટલો વખત રહ્યો તે વિષે કંઈ હકીકત નથી, પણ તેની સતાવણી બેરીઆના લોકો તરફથી નહિ પણ થેસ્સાલોનીકાના લોકોથી થઈ, તેથી આપણે એમ ધારી શકીએ કે તેનું કામ ત્યાં કેટલાંએક અઠવાડિયાંઓ સુધી ચાલ્યું. તેણે ત્યાં પોતાની પાછળ ખ્રીસ્તીઓની મોટી સંખ્યા મૂકી, પણ તેઓ વિષે નવા કરારમાં આપણે ફરી સાંભળતા નથી. લુક આપણને કહે છે કે મંડળીઓનું ઉઘરાણું યરૂશાલેમ લઈ જવા સારૂ જે માણસો પાઉલ સાથે ગયા તેમાંનો એક બેરીઆનો સોપાતર હતો, કે જે પુર્હસનો દીકરો હતો. (પ્રે. કૃ. ૨૦; ૪.) અને આ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે જે વખતે પાઉલ યહુદાહના ગરીબ સેવકો માટે ઉઘરાણું કરતો હતો તે વખતે મંડળી મજબૂત હતી.

બેરીઆ સાથે પાઉલના માકેદોનિયામાંના કામનો અંત આવ્યો. તેણે ઉપદેશ કરીને ત્રણ શહેરોમાં ખ્રીસ્તીઓનાં ટોળાં ભેગાં કીધાં, અને તે દરેકમાંથી તે સતાવણી મારફતે હાંકી કઢાયો. આ સંભવિત છે કે તેણે બીજી જગ્યાઓમાં (પણ) કામ કીધુ કે જે જગ્યાઓ વિષે લુક કંઈ કહેતો નથી, પણ પાઉલે ઇલુરીકમ સુધી ઉપદેશ કીધો હતો, એવી અટકળ રૂમીઓ પરના તેના પત્રમાંની (રૂમી. ૧૫; ૧૯.) હકીકતથી આપણે બાંધી શકતા નથી, કારણકે જ્યારે તેણે ફિલિપી, થેસ્સાલોનીકા તથા બેરીઆમાં સુવાર્ત્તાનું બીજ રોપ્યું હતું ત્યારે તેણે માકેદોનિયા પ્રાંતનો કબજો લીધો હતો, અને તેથી તે કહી શકે કે તેણે ઇલુરીકમ સુધી ઉપદેશ કીધો હતો, કારણ તે માકેદોનિયાની પશ્ચિમમાં આવેલું હતું. છતાં જો પાઉલનું પોતાનું કામ માકેદોનિયામાં આ ત્રણ શહેરોથી આગળ નહોતું એમ ગણીએ, તોપણ તેની અસર આખા પ્રાંતમાં જલદીથી ચોમેર ફેલાઈ ગઇ હતી. થેસ્સાલોનીકીઓ પર પત્ર જેટલો જલદી લખી શકાય તેટલો જલદી જ્યારે તેણે લખ્યો કે તરતજ તે આખા માકેદોનિયાના ભાઇઓ વિષે બોલ્યો, (૧ થેસ્સા. ૪; ૧૦.) અને કહ્યું કે પ્રભુના વચનનો અવાજ થેસ્સાલોનીકાથી માકેદોનિયા તથા આખાયાના એક છેડાથી બીજા છેડા સુધી નિકળ્યો.

આ પ્રમાણે પાઉલની પાછળથી શરૂ કરેલા એફેસસમાંના કામની માફક ફિલિપી, થેસ્સાલોનીકા, તથા બેરીઆમાં શરૂ કરેલું તેનુ કામ તેની મારફતે થએલા ખ્રીસ્તીઓની આસ્થાથી માકેદોનિયાના આખા પ્રાંતમાં જલદીથી ચોતરફ ફેલાઇ ગયુ એમ આપણે માનવાનુ છે.

## ૭. પાઉલ આથેન્સમાં.

આથેન્સની મુલાકાત વિષે પાઉલથીજ આપણને કેવળ એક સૂચના મળે છે, તે કહે છે કે કરીંથથી થેસ્સાલોનીકીઓ પર પત્ર લખવાની જરા આગળ આથેન્સમાં એકલા રહેવું એ તેણે દુરસ્ત ધાર્યું, તેથી મડળી સ્થાપવા તથા તેને દિલાસો દેવા સારૂ તેણે તીમોથીને પાછો થેસ્સાલોનીકામાં મોકલ્યો. (૧ થેસ્સા. ૩; ૧, ૨.) તે આથેન્સમાંના કામ વિષે કંઈ કહેતો નથી, અને તીમોથી થેસ્સાલોનીકાથી પાછો આવ્યો ત્યારે તે કરીથમાં હતો, તેથી એ વાત પરથી એમ ભાસે છે કે તે આથેન્સમાં લાંબો વખત રહ્યો નહિ.

પાઉલની આથેન્સની મુલાકાત વિષે લુકની હકીકતના ઐતિહાસિક ગુણ લક્ષણનો વિઝસેકર ઇનકાર કરે છે, પણ તે એવી રીતે કરે છે કે જેથી બીલકુલ એની ખાતરી થતી નથી. તે કહે છે કે જે બનાવોની નોંધ આપેલી છે તે બનાવોથી એમ માલમ પડતું નથી કે, તે ખરા બનેલા બનાવો હતા, પણ તેઓ કેવળ જાહેર વાતોનો સંગ્રહ છે, એમ કહે છે. પણ આ વાત લુકની હકીકતના વિષેજ લક્ષણ સૂચક તથા અસાધારણ મૂળતત્વોથી દેખીતી રીતે વિરૂદ્ધ છે, જેમકે દાખલા તરીકે જ્યારે પાઉલ ઇસુ તથા **પુનરૂત્થાન** વિષે બોલ્યો ત્યારે તે બધા નવા **અપદેવતાઓની** હૈયાતી વિષે શીખાડતો હતો, એમ આથેનીઓ સમજ્યા. આગળ વધીને વિઝસેકર એમ પણ કહે છે કે જ્યારે પાઉલ આથેન્સમાંની મંડળી વિષે ચુપ રહે છે, ત્યારે તેણે ત્યાં લાંબા વખત સુધી રહી મંડળી સ્થાપન કરી એ વિચાર નિશ્ચય પૂર્વક છે. પણ પાઉલ આથેન્સમાં લાંબા વખત સુધી રહ્યો એવું લુક બીલકુલ શીખાડતો નથી, તેમજ તે એમ પણ દાવો કરતો નથી કે પાઉલે ત્યાં મંડળી સ્થાપન કરી. પણ તેથી ઉલટું તેની હકીકત પરથી એવો ભાસ થાય છે કે, પાઉલે આથેન્સમાં કામ કરવાનો ઠરાવ કીધો નહોતો, (પ્રે. કૃ. ૧૭; ૧૬.) અને કે તેની મહેનત લગભગ તદન નિષ્ફળ નિવડી. બે ખ્રીસ્તીઓને નામથી ઓળખાવવામાં આવે છે, અને લખ્યું છે કે થોડાએક બીજા હતા. (પ્રે. કૃ. ૧૭; ૩૪.)

લુકની હકીકત મુજબ બેરીઆના ખ્રીસ્તીઓએ પાઉલને પોતાના શહેરમાંથી એકલો જવા દીધો નહિ. તેઓમાંના કેટલાએક સીલાસ તથા તીમોથીની જગ્યા લીધી, અને પાઉલ સાથે આથેન્સ સુધી ગયા કે જે જળમાર્ગે આસરે બસેં માઇલ દૂર હતું. (પ્રે. કૃ. ૧૭; ૧૫.)

લુકની વાત એ સૂચના કરે છે કે જ્યારે પાઉલ બેરીઆથી ઉપડયો ત્યારે દરિયા કાંઠાના બંદરે જવું તેથી આગળ તેનો કોઈ ચોક્કસ ઠરાવ નહોતો, અને તે ધાગું કરી દૂમ હતું, જે ત્યાંથી આસરે વીસ માઇલ દૂર હતું. તેની વધુ મુસાફરીનો આધાર ત્યાં મળી આવતાં વહાણો પર હતો એમ ગણવામાં આવે છે. પાઉલ જમીન માર્ગે આથેન્સ ગયો એ વિચાર પ્રેરિતોનાં કૃત્ય ૧૭; ૧૪થી દેખીતી રીતે વિરૂદ્ધ છે, અને વળી જો તે જમીન માર્ગે ગયો હોત તો રસ્તે આવતાં મોટાં શહેરોમાં થોભી તે ત્યાં ઉપદેશ કરત એવી આપણે આશા રાખત. આથેન્સ પહોંચ્યા પછી પાઉલે બેરીઆના મિત્રોના પોતાના વળાવાઓને બેરીઆ પાછા મોકલી એમ કહાવ્યુ કે સીલાસ તથા તીમોથી બનતી ઉતાવળે તેની પાસે આવે. (પ્રે. કૃ. ૧૭; ૧૫.) આનો હેતુ સ્પષ્ટ રીતે જણાતો નથી. થેસ્સાલોનીકીઓ પરના પહેલા પત્રથી આપણે એ શીખીએ છીએ કે થેસ્સાલોનીકા છોડ્યા પછી પાછા આવવા સારૂ પાઉલ આતુરતાથી પ્રસંગ ખોળતો હતો. તેને એમ લાગ્યું કે મંડળીને તેની જરૂર હતી. વારે વારે તેણે જવાનું ઇચ્છયું પણ શેતાને તેને અટકાવ્યો. (૧ થેસ્સા. ૨; ૧૮.) દેવ તેને થેસ્સાલોનીકા લઈ જાય એવી તેની હજી પ્રાર્થના હતી. (૧ થેસ્સા. ૩; ૨.) થેસ્સાલોનીકાથી તે ગયો અને ત્યાંની મડળી પર તેણે પહેલો પત્ર લખ્યો એ દરમિયાન તેના મનની વૃત્તિ આવી હતી. એટલા માટે આપણે એમ માનીએ કે થેસ્સાલોનીકાની મંડળી સાથે તેનો જે સંબંધ હતો, તેથીજ તે સીલાસ તથા તીમોથીને તેડી મંગાવવા સારૂ દોરાયો. લુકની હકીકત પરથી આપણે એમ અટકળ બાંધવી જોઇએ કે, સીલાસ તથા તીમોથી પાઉલને કરીંથમાં ફરી મળ્યા ત્યાં સુધી તેઓએ તેને જોયો નહોતો. (પ્રે. કૃ. ૧૭; ૫.) પણ થેસ્સાલોનીકીઓના પહેલા પત્ર ૩; ૧, ૨ પરથી જણાય છે કે પાઉલે તીમોથીને આથેન્સથી થેસ્સાલોનીકા મોકલ્યો, અને તેથી જો કે લુક તે વિષે કહેતો નથી તોપણ આપણે ધારવું જોઇએ કે તે પાઉલ પાસે આથેન્સમાં આવ્યો હતો. તેણે તેને તરતજ થેસ્સાલોનીકા મોકલ્યો તે વાતથી આ વિચારને પૃષ્ટિ મળે છે કે, એજ હેતુને માટે તેણે તેને બેરીઆથી તેડાવ્યો હતો, છતાં કદાચ સીલાસ તથા તીમોથીની સંગતની તૃષ્ણાને લીધે તેણે તેમને બેરીઆથી બોલાવી મંગાવ્યા, કારણ ૧ થેસ્સાલોનીકી ૩; ૧ માં પાઉલ એમ કહે છે કે જાણે આથેન્સમાં એકલા રહેવામાં દુઃખ હતું.

આથેન્સમાં કરેલું પાઉલનું કામ ત્યાંની મૂર્ત્તિપૂજાને લીધે હતું. આનેજ લીધે તેણે સભાસ્થાન તેમજ ચૌટામાં બોધ કીધો. (પ્રે. કૃ. ૧૭; ૧૭.) સભાસ્થાનમાંના તેના કામથી કંઈ ફળ નિપજ્યું કે નહિ એ કહેવામાં આવ્યું નથી, અને વિધર્મીઓ પ્રત્યેના તેના ઉપદેશનો તરેહવાર રીતે ઉંધો અર્થ કરવામાં આવ્યો હતો, અને તેથી થોડાજ ખ્રીસ્તી થયા. બીજાઓના નિબંધો-

થી ચુંટી કાઢેલા પાંડિત્યના ફકરાઓ છૂટક છૂટક વાપરવાને લીધે પાઉલને
ચોર ગણતા હતા, અથવા બરાબર રીતે કહીએ તો તે નવા અપદેવતાઓનો
ળખાણ કરાવનાર હતો. **પુનરૂત્થાન** એ શબ્દને પણ કોઈ દેવતાઈ વ્યક્તિના
મ તરીકે ગણવામાં આવતો હતો. ( પ્રે. કૃ. ૧૭ ; ૧૮. ) પણ નવા અપ-
તાઓ વિષે જે વાત તે શીખવતો હતો તેથીજ આથેન્સના માણસો થોડા
ત સુધી જીજ્ઞાસુ બન્યા, અને તેથી અરેઓપાગસ ભાષણને પ્રયોજન મળ્યું.
ઓપાગસ એને કોઈ જગ્યા અથવા સભા સમજવી, પાઉલને માર્સના પહાડ
લઈ જવામાં આવ્યો કે કેમ કે જ્યાં પુરાતન કાળથી મુખ્ય સભા ભરવામાં
વતી હતી, અથવા તો અરેઓપાગસ સભા કે જે ચૌટા પાસે મળી હશે
તેને લઈ જવામાં આવ્યો, એ વિષે વાદવિવાદ ચાલે છે છતા બેઉ બાબતમાં
ઉલની સુનાવણી અદાલતની તપાસ જેવી નહોતી. તે ચમત્કારિક અપ-
તાઓનો દેખાડનાર છે, એમ ધારવામાં આવતું હતું એ વાતને તેની સામેના
રદમાના આધાર તરીકે ગણી શકાય નહિ, કારણકે આથેન્સમાં સઘળા
શી ધર્મો માટે તદન છૂટ હતી. અને તે ઉપરાંત લુકની હકીકતમાં
દેસર તપાસની કોઈ નિશાની નથી. કોઈ તોહોમતો રજુ કરવામાં આવ્યાં
, કંઈ બચાવ કરવામાં આવ્યો નથી, અને જ્યારે પાઉલના ભાષણમાં
ત કરવામાં આવી ત્યારે તે અટકાવ વગર આગળ વધ્યો. પાઉલને મોટી
લત આગળ ઉભો કરવામાં આવ્યો હતો એ વાત સાથે આ વાતો મળતી
તી નથી.

પાઉલના નોંધેલાં ભાષણોમાંનુ કેવળ આ અરેઓપાગસ ભાષણજ કેળવા-
 વિધર્મી શ્રોતાજનોની આગળ આપવામાં આવ્યું હતું. લુકાનીઆના
ણમાં તથા રૂમીઓના પત્રમાં વિચારનું જે મોટાપણું આપણે જોઇએ છીએ
 વિધર્મીઓ બાબત આપણે તેમાં જોઇએ છીએ. ( પ્રે. કૃ. ૧૪ ; ૧૫-૧૭.
૨ ; ૧૨-૧૬. ) પાઉલ કબૂલ કરે છે કે આથેનાઇઓ દેવની સેવા કરે છે,
તે અજ્ઞાનતામાં કરે છે. તે કહે છે કે સઘળી પ્રજાઓનુ એક મૂળ તથા
ભવિષ્ય છે. હેલેની કવિઓ દેવ તથા માણસ વિષે કંઈ સત્ય શીખાડે છે
તે માને છે, કારણકે સઘળાં માણસો દેવનાં ફરજન છે એ એરેટ્સનો
પ્રાય તે પસંદગીથી ટાંકે છે. વિશ્વાસથી ન્યાયીપણું અથવા ખ્રીસ્તનું ફરી
તું એ વિષે તે બોલતો નથી, પણ, એ બાબત, બે ટીકાઓ થઈ શકે :
, કે પાઉલ પોતાનું ભાષણ પૂરૂં કરી રહ્યો ત્યાર પહેલાં તેને હરકત કરવામાં
 હતી એમ લાગે છે, તેથી તે કેવળ એક ટુકડો છે. અને બીજી, કે
 એકની એક ખરી વાતો દરેક ભાષણમાં મૂકવી જોઇએ એમ દાવો
પુછવાનો આપણને કોઈ હક નથી.

## ૮. કરીંથ મધ્યેનું કામ.

પાઉલને કોઈ સંદર્શને કરીંથ તેડ્યો નહોતો છતાં ત્યાં તેનું જવું તેના પોતા માટે તેમજ સુવાર્ત્તાના પક્ષ માટે અગત્યનાં પરિણામોથી ભરપૂર હતું. તેણે આથેન્સ શા માટે છોડયું અથવા કરીંથ ભણી તેણે પગલાં શા માટે ભર્યાં એ વિષે લુક સૂચના કરતો નથી. જ્યારે પાઉલ આખાયા પ્રાંત તરફ જવા સારૂ નિકળ્યો ત્યારે તેની નજરમાં કરીંથ ખાસ રીતે હતું એ અસંભવિત નથી. કારણકે આ શહેર જુલ્યસ સીઝરનું સ્થાપેલું રૂમી સંસ્થાન હતું, તથા તે તે પ્રાંતનું રાજધાનીનું શહેર હતું અને તે આથેન્સની પશ્ચિમમાં આસરે પચાસ માઇલ પર આવેલી મોટી તથા અગત્યની જગ્યા હતી.

જ્યારે પાઉલે કરીંથમાં કામ શરૂ કર્યું ત્યારે તેનો ત્યાં વધારે વખત રહેવાનો વિચાર નહોતો. ૧ લું થેસ્સા. ૩; ૧૧ થી આપણને માલમ પડે છે કે, થેસ્સાલોનીકા પાછા આવવા સારૂ તે પ્રાર્થના કરતો હતો. છતાં ઇશ્વરી દયાભાવના ફરમાવ્યા પ્રમાણે એફેસસ શિવાયના કોઈ પણ શહેરના કરતાં તે કરીંથમાં વધારે વખત રહ્યો. કરીંથ પહોંચ્યા પર તેની પહેલી ચિંતા ઘર શોધવાની તથા કામ શોધવાની હતી, કે જેથી તે પોતાનું ગુજરાન ચલાવી શકે. સારે ભાગ્યે આકુલા નામના પંતસના યહુદી તથા તેની સ્ત્રી સાથે તેની ઓળખાણ થઈ, અને તેમણે તેને પોતાને ઘેર રહેવા સારૂ આમંત્રણ કીધું. (પ્રે. કૃ. ૧૮; ૨.) પાઉલ તેમજ તેઓ પણ બકરાના વાળનાં કપડાં વણીને પોતાના ગુજરાન અર્થે પૈસા કમાતાં હતાં. પાઉલ તેમને ત્યાં (એ કામની) નોકરી કરતો હતો એ સંભવિત છે. જ્યારે પાઉલને ઘર મળ્યું ત્યારે તેને જેમ પ્રસંગ મળતો ગયો તેમ તેણે સભાસ્થાનમાં ઉપદેશ કરવાનું શરૂ કીધું, અને તે છતાં તેના વિચારો થેસ્સાલોનીકા ભણી દોરાતા હતા, અને કરીંથમાંના કામમાં તે પોતાના પૂરા બળથી દાખલ થઈ શકયો નહિ. લુકની હકીકતથી આ સ્પષ્ટ છે કે જ્યારે સીલાસ તથા તીમોથી માકેદોનિયામાંથી આવ્યા, ત્યારે પાઉલ પર વચનનું દબાણ થયું અને તેણે નવા બળ તથા ફતેહથી ઉપદેશ કર્યો. (પ્રે. કૃ. ૧૮; ૫.) પાઉલ તરફથી આપણને ખબર મળે છે કે તેઓ થેસ્સાલોનીકામાંથી સારો હેવાલ લાવ્યા, જેણે કરી તેના મનમાંની ઘણીએક ચિંતા દૂર થઈ. (૧ થેસ્સા. ૩; ૬.) તેના ઉપદેશના નવા જોસ્સાનું જલદીથી ચોક્કસ ફળ એ નિપજ્યું કે અવિશ્વાસુ યહુદીઓ તરફથી સતાવણી થઈ, અને તે મુજબ હું વિધર્મીઓ મધ્યે જઇશ એમ જાહેર કરી પાઉલે સભાસ્થાન છોડયું. (પ્રે. કૃ. ૧૮; ૬.) તીતસ, યુસ્તસ કે જે ભણેલો યહુદી અને ઘણું કરી ખ્રીસ્તી પણ હતો, અને તેના નામ પરથી જોતાં તે રૂમી હતો, તેણે પાઉલને પોતાના ઘરમાં આવકાર આપ્યો જે સભાસ્થાનની નજદીકમાં હતું. (પ્રે. કૃ. ૧૮; ૭.) ત્યાં પાઉલ દોઢ વર્ષ કરતાં વધારે રહ્યો. યહુદીઓમાં તેને થોડી ફતેહ મળી,

પણ દેખીતી રીતે તે બહુ મોટી નહોતી. ( પ્રે. કૃ. ૧૮; ૧૧, ૧૮. ) સૌથી જાણવાજોગ (નવો) ખ્રીસ્તી ક્રીસપસ હતો કે જે સભાસ્થાનનો અધિકારી હતો ( પ્રે. કૃ. ૧૮; ૮.) પાઉલ આપણને કહે છે કે આ માણસને તેણે પોતે બાપ્તિસ્મા આપ્યું, તોપણ એ ક્રિયા કરવાની તેને આદત નહોતી. (૧ કરી ૧; ૧૪.) થોડાં વર્ષ વિત્યા બાદ કરીંથની મંડળીમાં આપણે બે તડો જોઇએ છીએ, એક પીતરના નામનું અને બીજું ઇસુના નામનું, અને એમ સંભવે છે કે ઘણું કરી આ બે તડમાંનો મધ્ય ભાગ યહુદી ખ્રીસ્તીઓનો બનેલો હતો આ પરથી કરીંથમાં પાઉલને પોતાના લોકો મધ્યે થોડું ફળ મળ્યું એમ આપણે માનવું જોઇએ. પણ હેલેનીઓ મધ્યેની તેની ફતેહ એથી વધારે મોટી હતી પ્રભુએ પાઉલને સંદર્શનમાં કહ્યું કે તેને માટે શહેરમાં ઘણા લોકો હતા, ( પ્રે. કૃ. ૧૮; ૧૦. ) અને લુક કહે છે કે ઘણા કરીથીઓએ વિશ્વાસ કીધો. ( પ્રે. કૃ. ૧૮; ૮.) કરીંથીઓ પરના પાઉલના પત્રો કે જે મંડળી સ્થપાયા પછી બે ત્રણ વર્ષ બાદ લખવામાં આવ્યા હતા, તે પરથી આપણે વિશ્વાસ કરનારાઓની કંઇક મોટી ટોળી હતી એમ અનુમાન કરી શકીએ. તે જુદાં જુદાં ચાર તડો વિષે તથા ઘણાં આત્મિક કામો વિષે બોલે છે, ( ૧ કરી. ૧; ૧૨ : ૧૨; ૧-૧૨.) તેમનું ઉઘરાણું યરૂશાલેમ લઈ જવા સારૂ કેટલાએક સભાસદોની નિમણુક વિષે પણ તે બોલે છે, અને તેથી તે સંબંધે મડળી મોટી હતી એમ સૂચના થાય છે. (૧ કરીં. ૧૪; ૩.) ૧ કરી. ૧; ૨૬, ૨૮ માંની પાઉલની ઇબારત એમ જણાવે છે કે સિરસ્તા મુજબ હેલેની ખ્રીસ્તીઓ નીચલા વર્ગમાંના હતા. તે શહેરનો ખજાનચી એરાસ્તસ તથા ગાયસ કે જેણે પાઉલ તથા આખી મંડળીની આગતા-સ્વાગતા કીધી, તથા કલોએ અને સ્તેફન એ સિરસ્તાથી અલાયદા હતા. ( રૂમી ૧૪; ૨૩. ૧ કરીં. ૧; ૧૧, ૧૬. )

જ્યારે પાઉલ કરીંથમાં હતો ત્યારે નબળાઈ તથા બીકના વિચારથી પાઉલને અસાધારણ દુઃખ થતું હતું. ( ૧ કરીં. ૨; ૩. ) દેવ તેને સંદર્શન આપી ઉત્તેજીત કરે એ જરૂરનું હતું. ( પ્રે. કૃ. ૧૮; ૯, ૧૦. ) કંઇક તો કરીંથની અસાધારણ ભુંડાઇને લીધે તથા કંઇક આથેન્સના નિરાશા ઉપજાવનારા થોડા વખત પર થએલા અનુભવોને લીધે તેના મનની આ હાલત થઈ હશે. (રૂમી ૧; ૧૮–૩૨.) દુનિયાઈ જ્ઞાનની કોઈ પણ ચાતુરી વગર સહેલા (તથા સાદા) શબ્દોમાં વધસ્તંભ વિષેનો ઉપદેશ કરવાના પોતાના ઠરાવના સંબંધમાં આ નબળાઈ વિષે પાઉલ બોલે છે, એ પણ ઘણું કરી અર્થસૂચક છે. ( ૧ કરી. ૨; ૧–૫. ) તે જાણતો હતો કે પોતાના સાંભળનારાઓમાંના ઘણાને તેની સુવાર્તા મૂર્ખપણા જેવી લાગશે, (૧ કરીં. ૧; ૨૩.) કારણકે તેઓ વિદ્યા તથા વાક્ચાતુર્ય ચહાતા હતા, અને આ વિચારે તેના પર નબળો પાડનારી અસર કીધી હશે.

અને તે છતાં જો કે પાઉલને કરીંથમાં આ પ્રમાણે દુ:ખ થયું હતું, તોપણ આપણે જોઈ ગયા તેમ તેની ફતેહ મોટી હતી. યહુદીઓએ તેને હાંકી કાઢવાની કોશીશ કીધી પણ તેઓ નિષ્ફળ નિવડયા. નિયમથી વિરૂદ્ધ સેવા કરવા સારૂ તે લોકોને સમજાવે છે એવું તોહોમત મૂકી તેઓ તેને ન્યાયાસન આગળ લાવ્યા. (પ્રે. કૃ. ૧૮; ૧૩.) રૂમી અધિકારી તથા ન્યાયાધીશ ગાલીઓ હતો, અને તે સ્તોઇકી તત્વજ્ઞાની સેનિકેનો ભાઈ હતો. પાઉલની સામેનો મુકરદમો પોતાના અધિકાર હેઠળ આવેલી હદમાંનો નહિ હોવાને લીધે તેણે તે ચલાવવાની ના પાડી. તેને માટે તે કેવળ યહુદી કાયદાનો સવાલ હતો, અને તેનો નિવેડો તેઓએ માહોમાંહે કરવો જોઇએ. તોહોમત મૂકનારાઓને પછી ન્યાયાસન આગળથી કાઢી મૂકવામાં આવ્યા, અને જે હેલીનીઓનું ટોળું ત્યાં ઉભું હતું તેઓએ સભાસ્થાનના અધિકારી સોસ્થેનેસને પકડ્યો, અને ગાલીઓ તરફના વિરૂદ્ધ મત વગર (હુકમ શિવાય) તેને માર્યો. આ આચરણથી યહુદીઓનો સામાન્ય તિરસ્કાર સ્પષ્ટ રીતે દર્શાઈ આવે છે.

તેનું કામ અટકાવવા સારૂ આ કોશીશ થવા પછી પાઉલ કરીથમાં ઘણા દિવસ રહ્યો, અને ત્યાંથી તેના જવાના કારણ વિષે લુક સૂચના કરતો નથી. (પ્રે. કૃ. ૧૮; ૧૮.) પ્રેરિતોનાં કૃત્યમાં એક પ્રસિદ્ધ બનાવની નોંધ છે, જે પાઉલ સૂરિયા જવા સારૂ વહાણમાં બેઠો તેની સહેજ અગાઉ બન્યો હતો. કરીંથની પૂર્વ તરફનું બંદર કેંખરીઆ કે જે શહેરથી આસરે આઠ માઇલ દૂર હતું, ત્યાં માનતાની સંપૂર્ણતાની નિશાણી તરીકે પાઉલે પોતાના વાળ ટુંકા કરાવ્યા. વ્યાકરણાનુસાર સંભવિત રીતે આ માનતા આકુલાને લાગુ પાડી શકાય. અને તેને ટેકો આપવા સારૂ આપણાં મન પર ઠસાવવાને પ્રયત્ન કરવો જોઇએ કે, યહુદી ક્રિયાઓથી પોતાને મુક્ત રાખવાને પાઉલનું મન થયું હતું, અને જો તે માનતા પાઉલે લીધી તો તે માનતા લેવાના કારણ વિષે આપણે કંઇક સાંભળવાની આશા રાખવી જોઇએ, એ ઠસાવવાને પણ આગ્રહ કરવો જોઇએ. છતાં તે માનતા આકુલાની નહિ પણ પાઉલની હતી એ તદન સંભવિત છે. કારણકે આકુલાની માનતા દર્શાવવીજ જોઇએ એવું કોઈ કારણ નથી. તે હકીકતમાં પૂરી રીતે ઉતરતા દરજ્જાનો ગૃહસ્થ છે. તે ઉપરાંત, પાઉલ માનતા લે એ તેના સિદ્ધાંતોથી વિપરીત નથી. પોતાની ખ્રીસ્તી સ્વતંત્રતા ગુમાવ્યા વગર તે આ કરી શકે અને કોઈ પણ અર્થમાં તે તેને એક પુણ્યવાન કામ તરીકે ગણે એવી અગત્ય નહોતી. કરીંથમાંના કામ દરમિયાન કોઈ ખાસ સંકટ અથવા પરીક્ષણના વખતમાં તેણે માનતા લીધી હતી, એ તદન બનવાજોગ છે. પણ રેનનના ધારવા મુજબ નજદીક આવતું પર્વ યરૂશાલેમમાં પાળવાના પોતાના ઠરાવને ગંભીરતા આપવા તથા પોતાનું મન બદલાવાની સંભવ્યતાને અટકાવવા સારૂ તેણે માનતા લીધી હતી એ બીલકુલ

સંભવિત નથી. તેનું બાલ કાપવું માનતાની શરૂઆત નહિ પણ તેની સંપૂર્ણતા જણાવે છે.

આ પહેલી વિલાયતની મુસાફરી જે કરીંથમાં પૂરી થઈ તેને ચાલુ રીવાજ પ્રમાણે ગણતાં અઢી વર્ષ થયાં. આ ગણત્રીમાં આશિયા માઇનરની મંડળીઓની મુલાકાત કરવા તથા અંત્યોખથી ફરી અંત્યોખની આસપાસ પૂરી મુસાફરી કરવા સારૂ લાગેલા વખતનો સમાવેશ થાય છે. જો પાઉલ ઉત્તર ગાલીલમાં ગયો હોય તો તેણે જે મુસાફરી કરી તેની ઉપર ટપકે ગણત્રી કરતાં તે બે હજાર પાંચસો માઇલ થાય. એ મુસાફરીનુ જે પરિણામ આવ્યું તે એ કે, માકેદોનિયા તથા આખાયાના બે મોટા પ્રાંતોમાં સુવાર્ત્તાની સંપૂર્ણ સ્થાપના થઈ.

## ૯. પાઉલના પ્રસિદ્ધ સાથી કામદારો.

સુવાર્ત્તાના બોધ બાબત જો કે પાઉલ સ્વતત્ર હતો, તોપણ તે પોતાના કામમાં મિત્રોની હાજરી તથા દિલસોજી પર દેખીતી રીતે આધાર રાખતો હતો. આથેનાય શિવાય તેણે કદી કોઈ જગ્યાએ એકલાએ કામ કર્યુ નથી. દસમાંના સાત પત્રો કે જે ઘણું કરી બરાબર રીતે ખરા માનવામાં આવે છે, તેમાં પાઉલ પોતા સાથે પોતાના સોબતીઓમાંના એક અથવા વધારે ને સંયુક્ત કર્ત્તાઓ તરીકે સામેલ કરે છે. સુવાર્ત્તામાં જે માણસો તથા સ્ત્રીઓને પાઉલે ભાગિયા તરીકે લીધાં તેમાં તે અસાધારણ રીતે ભાગ્યશાળી હતો. જો આપણે પ્રથમ પ્રેરિતોમાંના બે અથવા ત્રણને બાતલ કરીએ તો પાઉલના સાથી કામદારોના સાંકળિયામાં તેના જમાનાના સૌથી હોશિયાર વિચારશીલ ખ્રીસ્તી તથા કામદારો આવી જાય છે. વખતને ધ્યાનમાં લેતાં તે ટોળામાં પહેલો બાર્નાબાસ છે. પાઉલની માફક કુપરસનો રહીશ હોવાને લીધે તે હેલેનિસ્ટ હતો. (પ્રે. કૃ. ૪; ૩૬, ૩૭.) પાઉલે પોતાનુ સતાવણીનુ કામ શરૂ કીધુ ત્યાર પહેલાં તે યરૂશાલેમની મંડળીમાં પ્રસિદ્ધ થયો હતો, અને જ્યારે સતાવણી ચાલુ થઈ ત્યારે ઘણું કરી શહેર છોડવાની તેને ફરજ પડી. (પ્રે. કૃ. ૮; ૧.) પ્રેરિતોનાં કૃત્ય મુજબ તેના બદલાણ પછી યરૂશાલેમ ભણીની પાઉલની પહેલી મુસાફરી વખતે તે તેને કામ લાગ્યો હતો. (પ્રે. કૃ. ૯; ૨૭.) તે શહેરમાં વિધર્મીઓ મધ્યે કામ શરૂ થયા પછી તેને યરૂશાલેમથી અંત્યોખ મોકલવામાં આવ્યો, (પ્રે. કૃ. ૧૧; ૨૨.) અને અંત્યોખની મંડળીએ તેને પ્રતિનિધિ તરીકે બે વાર યરૂશાલેમ મોકલ્યો. (પ્રે. કૃ. ૧૧; ૩૦: ૧૫; ૨.) ખ્રીસ્તને ખાતર તેણે પોતાની જીંદગી જોખમમાં નાખી હતી એ બેશક ખરૂં છે, છતાં યરૂશાલેમની મંડળીએ તેના વિષે એ સાક્ષી પૂરી કે નહિ, એ વિષે શક છે. (પ્રે. કૃ. ૧૫; ૨૬.) પ્રેરિતોનાં કૃત્યનું પુસ્તક તેને પ્રેરિત કહે છે, (પ્રે. કૃ. ૧૪; ૪, ૧૪.) અને લુકાનીઆના મૂર્તિપૂજક લોકો તેને જ્યુપિટરનો અવતાર ધારતા હતા.

(પ્રે. કૃ. ૧૪; ૧૨.) અંત્યોખમાંના ભવિષ્યવાદીઓ તથા શિક્ષકોએ વિધર્મીઓ મધ્યે કામ ચલાવવા સારૂ પાઉલ સાથે તેને પસંદ કીધો. (પ્રે. કૃ. ૧૩; ૨.) જ્યારે અંત્યોખના ભવિષ્વાદીઓએ બાર્નાબાસ તથા પાઉલને વિધર્મીઓ મધ્યેના કામ માટે જુદા કીધા, ત્યારે તેઓએ બાર્નાબાસને પહેલો દરજ્જો આપ્યો એમ લાગે છે, છતાં બાર્નાબાસે પાઉલની શ્રેષ્ઠતા માન્ય કીધી, અને તેમના સંયુકત કામમાં શાંતતાથી તેને આગળ પડતો ભાગ આપ્યો, એ વાતમાં બાર્નાબાસની મોટાઈ જેટલી સ્પષ્ટ રીતે જોવામાં આવે છે તેટલી બીજી કોઇ જગ્યાએ જોવામાં આવતી નથી.

**સીલાસ** અથવા સીલવાનસ કે જેને પાઉલે બાર્નાબાસ સાથેની હકીકત પછી અંત્યોખમાં પસંદ કીધો; તે યરૂશાલેમની મંડળીમાંના મુખ્ય માણસોમાંનો એક હતો, (પ્રે. કૃ. ૧૫; ૨૨.) અને તેનો સ્વભાવ પાઉલને મળતો હતો. પાઉલની માફક તેને પણ ભવિષ્ય કહેવાનું દાન, એટલે, અસરકારક તથા નીતિ સંબંધી જ્ઞાન આપનાર ભાષણ આપવાનું દાન હતું. (પ્રે. કૃ. ૧૫; ૩૨.) પાઉલની માફક તે રૂમી શહેરી હતો, (પ્રે. કૃ. ૧૬; ૩૭.) અને તેની માફક તે સુવાર્ત્તાને ખાતર દુઃખ વેઠવાને ખુશી હતો. (પ્રે. કૃ. ૧૬; ૧૯.)

પાઉલનો ત્રીજો સાથી કામદાર કે જેની સાથે અંત્યોખમાંની બીજી મુસાફરી વખતે આપણી પહેલ વહેલીજ મુલાકાત થાય છે, તે **તીમોથી** હતો. તે લુસ્રાનો રહેવાસી હતો અને પાઉલના હાથે ખ્રીસ્તી થએલો હતો. (પ્રે. કૃ. ૧૬; ૧. ૧ તીમો. ૧; ૨.) તેનો બાપ હેલેની હતો, અને તેની મા યુનીકે યહુદેણ હતી. (૨ તીમો. ૧; ૫. પ્રે. કૃ. ૧૬; ૧.) તેની માએ તેને નાનપણથી નિયમશાસ્ત્ર સંબંધી સારૂં શિક્ષણ આપ્યું હતું, (૨ તીમો. ૩; ૧૫.) તોપણ સઘળી યહુદી ક્રિયાઓ પાળવાનું તેણીએ તેને શીખવ્યું નહોતું, નિયમ પ્રમાણે તે બાળકની સુનત કરવામાં આવી નહોતી. તેથી જ્યારે પાઉલે તીમોથીને પોતાના સાથી તરીકે લીધો ત્યારે તેણે તેની સુનત કીધી, (પ્રે. કૃ. ૧૬; ૩.) એ માટે કે જે યહુદીઓ આગળ તે સુવાર્ત્તાનો ઉપદેશ કરે તેમાંના કોઇને તે વિના કારણ દુઃખવે નહિ. માકેદોનિયામાંના સુવાર્ત્તાના પૂરા કામ દરમિયાન તીમોથી પાઉલ સાથે હતો, અને થોડો વખત જુદો રહેવા પછી તે ફરી તેની સાથે કરીંથમાં હતો. પાઉલની યરૂશાલેમની છેલ્લી મુસાફરી વખતે તે પાઉલ સાથે ગયો, (પ્રે. કૃ. ૨૦; ૪.) તેની સાથે તે રૂમી કેદખાનામાં હતો, (ફિલિ. ૧; ૧.) એફેસસમાંની મોટી મંડળીનો કારભાર લેવા સારૂ પાઉલે તેની નિમણુક કરી, (૧ તીમો. ૧; ૩.) અને પાઉલની જીંદગીના છેલ્લા દિવસોમાં તેને રૂમ બોલાવવામાં આવ્યો હતો. (૨ તીમો. ૪; ૧૦.) પાઉલ પોતાના પત્રોમાંના છમાં તીમોથીનું નામ પોતાના નામની સાથે સામેલ કરે છે.

વિલાયતની પહેલી મુસાફરી વખતે જે બીજો માણસ પાઉલના સંબંધમાં આવ્યો, અને જે રેનનના કહેવા પ્રમાણે ખાસ કરીને પાઉલનો સાથી થવા સારૂ ઉભો કરવામાં આવ્યો હતો એમ જણાય છે, તે લુક હતો. પ્રેરિતોનાં કૃત્યના પુસ્તકના જે ભાગો પહેલા પુરૂષમાં લખેલા છે, તે લુકના નિત્ય નોંધમાંના છે, એ કલ્પના પરથી આપણે પહેલાં તેને ત્રોઆસમાં મળીએ છીએ. પાઉલ પાસેથી આપણે એ શીખીએ છીએ કે લુક વિધર્મી હતો, (કલો. ૪; ૧૦–૧૩.) તથા વૈદ્ય હતો. (કલો. ૪; ૧૪.) તે પાઉલ સાથે ત્રોઆસથી ફિલિપી ગયો અને યરૂશાલેમની પોતાની છેલ્લી મુસાફરી વખતે પાઉલે ફિલિપીની મુલાકાત લીધી ત્યાં સુધી તે ત્યાં નજર આગળથી ગુમ થઈ જાય છે. (પ્રે. કૃ. ૨૦: ૬.) આ મુસાફરી વખતે તે પાઉલ સાથે ગયો. (પ્રે. કૃ. ૨૧; ૧૭.) અને કાઇસારીઆથી રૂમ સુધીની મુસાફરી વખતે પણ તે તેની સાથે હતો. (પ્રે. કૃ. ૨૭; ૧.) રૂમમાં બીજી વખતે પાઉલને કેદખાનામાં નાખવામાં આવ્યો, તે વખતે તે તેની સાથે હતો અને એની પ્રત્યે વિશ્વાસુ રહેનાર એ એકલોજ હતો. (૨ તીમો. ૪; ૧૧.) લુકે પાઉલની જે સૌથી મોટી સેવા બજાવી તે પ્રેરિતોનાં કૃત્યનું લખાણ છે કે જેમાં પાઉલના કામ વિષેની ઘણી ખબર જળવાઈ રહી છે, કે જે બીજી કોઈ રીતે આપણી પાસે હોત નહિ. પાઉલથી બીજે નંબરે નવા કરારમાં સૌથી વધારે લખાણ કરનાર લુક છે.

પાઉલના સૌથી પ્રસિદ્ધ સાથી કામદારો તથા પ્રથમ મંડળીના સેવકો મધ્યેનાં **આકુલા** તથા **પ્રિસ્કીલા** હતાં. જે ઘડીથી તેઓએ તેને કરીંથમાં પોતાના ઘરમાં આવકાર આપ્યો, ત્યારથી તેની જીંદગીની આખર ઘડી સુધી તેઓ પ્રેરિતને ભક્તિભાવથી વળગી રહ્યાં. આકુલા પંતસનો યહુદી હતો, અને પ્રિસ્કા અથવા પ્રિસ્કીલા એ નામ જો કે લૅટિન્ ભાષાનું છે તોપણ તે ઘણું કરી જે દેશનો તેણીનો ધણી હતો તેજ દેશની હતી. જ્યારે આકુલા વિષે ( કંઈ ) કહેવામાં આવે છે, ત્યારે હમેશાં તેનું નામ પણ આવે છે, અને ૭ વાક્યોમાંના ચારમાં તેના ( ધણીના ) નામની આગળ તેણીનું નામ છે. આ પ્રમાણે તે પોતાના ધણી કરતાં કંઈ ઓછી પ્રસિદ્ધ નહોતી એમ જણાય છે. પાઉલના કરીંથ આવ્યાની સેહેજ અગાઉ આકુલા તથા પ્રિસ્કીલા કરીંથ આવ્યાં. કલાદીઅસ રાજાના હુકમને લીધે તેઓને રૂમ છોડવું પડયું હતું, કે જેણે સુએટોનિયસ તથા પ્રેરિતોનાં કૃત્ય ( પ્રે. કૃ. ૧૮; ૨. ) એ બેઉના કહેવા મુજબ યહુદીઓને રૂમમાંથી કાઢી મૂકયા હતા. ઓરોસિયસ રાજાના આ હુકમને કલાદીઅસના નવમા વર્ષમાં મૂકે છે, એટલે ઇસવી સન ૪૯ માં. પણ સ્પુરર એમ ધારે છે કે તે ઇસવી સન પચાસ અને બાવનની વચમાં કાઢવામાં આવ્યો હતો. શહેરમાંથી બધા યહુદીઓને કાઢી મૂકવામાં આવ્યા હતા કે કેમ એ વિષે શક જણાય છે, પણ રાજાના એ હુકમથી આકુલા તથા પ્રિસ્કીલાને જવું પડયું હતું, એ લુકની હકીકત વિષે વાદવિવાદ કરવાનું કોઈ કારણ નથી.

આકુલા તથા પ્રિસ્કીલા જ્યારે કરીંથ આવ્યાં ત્યારે તેઓ ખ્રીસ્તીજ હતાં અથવા તો તેઓ પાઉલની મારફતે ખ્રીસ્તી થયાં કે કેમ એ બાબત તદ્દન કલ્પનાની છે, કારણકે લુક તેમજ પાઉલ તેઓ કયારે ખ્રીસ્તી થયાં તે વિષે કાંઈ સૂચના કરતા નથી. પાઉલ સાથે તેમનો સંબંધ ઘાડો હતો. કરીંથથી લખતી વખતે તે સાક્ષી આપે છે કે, મારે ખાતર તેઓએ પોતાની જીંદગી જોખમમાં નાખી હતી. (રૂમી ૧૬; ૪.) જ્યારે પૂર્વ તરફ જવા સારૂ તેણે કરીંથ છોડયું ત્યારે આકુલા તથા પ્રિસ્કીલા તેની સાથે ગયાં, અને એફેસસમાં વસ્યાં. (પ્રે. કૃ. ૧૮; ૧૮, ૧૯.) એફેસસમાં તેઓ પાઉલને મદદ કરી શકે એ માટે તેઓએ આ ફેરફાર કર્યો એ અસભવિત નથી. જ્યારે પાઉલ રૂમની મુસાફરીની ધારણા બાંધતો હતો, ત્યારે આકુલા તથા પ્રિસ્કીલા કરીંથથી પોતાનો મુકામ તે શહેરમાંથી ઉપાડી ગયાં એમ લાગે છે, અને તે એવા ઇરાદાથી કે જાણે તેઓ ત્યાં તેના કામમાં સહભાગી થાય અને એ વાતથી ઉપલી વાતને પુષ્ટિ મળે છે. (રૂમી ૧૬; ૩.) થોડા વખત પછી તેઓ એફેસસમાં પાછાં આવ્યાં. (૨ તીમો. ૪; ૧૯.) ખ્રીસ્તી કામદારો તથા શિક્ષકો તરીકે તેમની પ્રસિદ્ધતા એ પરથી જણાય છે કે, એફેસસ તથા રૂમ એ બેઉ જગ્યાએ તેમના ઘરમાં મંડળી (ચાલતી) હતી, (૧ કરી. ૧૬; ૧૯. રૂમી ૧૬; ૫.) અને જ્યારે તેઓ એફેસસમાં હતાં, ત્યારે આપોલસ જેવા માણસ પર તેઓનું ચલણ હતું, અને તેના ખ્રીસ્તી જ્ઞાનને તેઓએ ઘણુંજ ઉત્તેજન આપ્યું. (પ્રે. કૃ. ૧૮; ૨૬).

વિધર્મી **તીતસ** પણ પાઉલનો પ્રસિદ્ધ મદદગાર હતો, અને તેના વિષે આપણે જે જાણીએ છીએ તે ભેગું કરવાનું બાકી છે. તે કયા દેશનો હતો એ ખબર નથી, પણ જ્યારે પાઉલ નિયમ પ્રત્યે વિધર્મીઓના સંબધ બાબત વિચાર ચલાવવા સારૂ યરૂશાલેમ ગયો, ત્યારે તે તેને અંત્યોખથી લઈ ગયો જેથી તે હેલેની અથવા સૂરિયાનો રહેવાસી હશે એમ આપણે સ્વાભાવિક રીતે ગણી શકીએ. વિધર્મીઓ મધ્યેનું પોતાનું કામ દેવ તરફથી છે, તેના દેખીતા સુદૃઢ વાદવિવાદ તરીકે પાઉલ તેને યરૂશાલેમ લઈ ગયો, તેથી તે તેને બહુ પૂજ્ય માનતો હતો એમ સાબિત થાય છે. (ગલા. ૨; ૧.) કરીંથીઓ પર લખેલો પહેલો પત્ર લઈ જવા સારૂ પાઉલે તેને કરીંથ મોકલ્યો એમ લાગે છે, (૨ કરી. ૭; ૭, ૮.) પણ તેમ હોય કે નહિ એ નક્કી નથી, પણ કરીંથની મંડળીનો કારભાર અસલ સ્થિતિમાં લાવવા તથા તેના સભાસદોની ખ્રીસ્તી જીંદગીને ઉત્તેજન આપવા સારૂ તીતસને પસંદ કરવામાં આવ્યો હતો એ વાત નક્કી છે. (૨ કરી. ૭; ૬, ૭, ૧૩.) એટલા માટે પાઉલે તેને એક ઘણા વિચારવંત, મન વશ કરી લે એવા તથા કાબેલ માણસ તરીકે લેખવ્યો હશે. યરૂશાલેમની મંડળીમાંના ગરીબો માટે કરીંથ તથા આખાયામાં થતા ઉઘરાણાનું કામ તીતસે

હાથમાં લીધુ. (૨ કરી. ૮, ૬, ૧૬, ૧૭.) તીતસ પરના પત્ર મુજબ તેને ક્રેતેમાંના કામનો હવાલો આપવામાં આવ્યો, (તીત. ૧; ૫.) અને જ્યારે પાઉલ શિયાળો નિકોપોલીસમાં ગાળવાનો ઠરાવ કરતો હતો ત્યારે તેણે તીતસ વિષે લખ્યું કે, તે તેની પાસે આવે. (તીત. ૩; ૧૨.) રૂમમાં પાઉલ કેદખાનામાં હતો તેના આખર વખતે તે પાઉલની સાથે હતો, અને તેના વિષેની જે છેલ્લી ખબર આપણી પાસે છે તે એ કે, તે રૂમથી દાલમાથીઆ ગયો જે ઇલુરીકમ પ્રાંતનું પાછળથી અપાએલુ નામ છે. (૨ તીમો. ૪; ૧૦.)

## પ્રશ્નો.

૧. યરૂશાલેમની કૉન્ફરન્સ પછી પાઉલ તથા બાર્નાબાસે શું કર્યું?

૨. આ વખતે અંત્યોખમાં મોટી ખ્રીસ્તી મંડળી હતી એવું આપણે શા ઉપરથી જાણી શકીએ?

૩. અંત્યોખમાં કેટલોએક વખત ગાળ્યા પછી તેઓએ શુ કરવુ જોઇએ, એ વિષે પાઉલે બાર્નાબાસને કઈ સૂચના કરી?

૪. પાઉલ તથા બાર્નાબાસની વચ્ચે જે ગેરસમજુતી થઈ તે વિષે બોલો.

૫. બીજી મિશનેરી મુસાફરીની વખતે માર્કને તેમની સાથે લઈ જવાને પાઉલે શો વાંધો લીધો?

૬. આખરે પાઉલે પોતાની સાથે કોને લીધો?

૭. બાર્નાબાસ તથા માર્ક મિશનેરી મુસાફરીને માટે કયાં ગયા?

૮. સૂરિયા તથા કીલકીમાં પાઉલ અને સીલાસે કઈ જગ્યાઓની મુલાકાત લીધી?

૯. પાઉલ અને સીલાસ એફેસસમાં કેમ ગયા નહિ?

૧૦. બીજી મિશનેરી મુસાફરીમાં પાઉલને કેટલાં દર્શનો થયાં—અને કયાં શહેરોમાં થયાં, અને દર્શનોની શી અસર થઈ?

૧૧. યૂરોપમાં પહેલી મંડળી કયાં સ્થાપિત થઈ?

૧૨. લુદીઆ કોણ હતી? અને પાઉલના કામમાં તેણીએ કેવી રીતે મદદ કરી?

૧૩. પાઉલના ઉપદેશથી ફિલિપીમાં બીજી કઈ પ્રખ્યાત બાઇઓનું બદલાણ થયું હતું?

૧૪. પાઉલ તથા સીલાસે જે રાત બંદીખાનામાં ગાળી તે સંબંધી બોલો અને તેનું પરિણામ શું આવ્યું?

૧૫. પાઉલે ફિલિપીમાં કેટલો વખત ઉપદેશ કર્યો અને તેને શહેર શા માટે છોડવું પડયું?

૧૬. થેસ્સાલોનીકામાં પાઉલે શું કામ કર્યું?

૧૭. ફિલિપીથી થેસ્સાલોનીકા કેટલુ દૂર છે? અને તેના ઇતિહાસ સંબંધી થોડું વર્ણન કરો.

૧૮. થેસ્સાલોનીકામાં પાઉલ કેટલો વખત રહ્યો? અને તેને શા માટે તે શહેર છોડવું પડયું?

૧૯. યાસન કોણ હતો અને તેણે પાઉલને કેવી રીતે મદદ કરી?

૨૦. બેરીઆમાં પાઉલે શું કામ કર્યું?

૨૧. આથેન્સમાં પાઉલે શું કર્યું?

૨૨. અરૈઓપાગસના ભાષણ સંબંધી બોલો—તે શા માટે પ્રખ્યાત છે, અને આપણા બૈબલમાં સંપૂર્ણ શું નથી આપેલું?

૨૩. પાઉલ કરીંથમાં શા માટે ગયો અને ત્યાં તેણે શું કર્યું?

૨૪. ક્રિસ્પસ કોણ હતો?

૨૫. કરીંથમાં પાઉલ કેટલો વખત રહ્યો અને ત્યાંથી તે કયાં ગયો?

૨૬. બીજી મિશનેરી મુસાફરીમાં પાઉલે કેટલો વખત ગાળ્યો અને કેટલે દૂર સુધી તેણે મુસાફરી કરી?

૨૭. મુસાફરીનું પરિણામ શું આવ્યું?

૨૮. આ મિશનેરી મુસાફરીમાં પાઉલે જે શહેરોની મુલાકાત લીધી તેનો નકશો યાદદાસ્ત ઉપરથી પાડો અને તે શહેરો દર્શાવો.

૨૯. બાર્નાબાસ, સીલાસ, યોહાન માર્ક, લુક, આકુલા અને પ્રિસ્કીલા, લુદીઆ, તીમોથી અને તીતસ એઓનો ખાનગી ઇતિહાસ આપો.

---

# પ્રકરણ ૧૦ મું.

## પાઉલ એફેસસમાં.

### ૧. શહેર.

એફેસસ કેસ્ટર નદી પર તેના મુખ પાસે આવેલું હતું, અને પાઉલના જમાના પહેલાં સૈકાંઓ સુધી તે આશિયા માઇનરના હેલેની શહેરોમાંનું મુખ્ય શહેર હતું. જે વખતથી આશિયાનો રૂમી પ્રાંત બનાવવામાં આવ્યો, (ઈ. સ. પૂર્વે ૧૩૩ માં) કે જેમાં મુસિયાથી કેરીઆ સુધી ઇજીઅન સમુદ્રના કાંઠે આવેલો સઘળો દેશ તેમજ ફ્રુગિયાનો પશ્ચિમ ભાગ આવે છે, તે વખતથી એફેસસ તેનું રાજધાની શહેર હતું. તેમાં યહુદીઓની પુષ્કળ વસ્તી હતી, જેમાંના ઘણા રૂમી શહેરીઓ હતા, અને એ બધા એફેસસના શહેરીઓ હતા. પાઉલના વખતમાં જેમ તાર્સસ આશિયા માઇનરનું જ્ઞાન સબંધીનું મધ્ય બિંદુ હતું, તેમ એફેસસ ધર્મ સંબંધીનુ મધ્ય બિંદુ હતું, અને આર્તેમિસ અથવા દીઆનાનું મંદિર એફેસસનું મધ્ય બિંદુ હતું. નવા કરારના વખતના વિદ્યાર્થી માટે જે મુખ્ય આસ્થા ધરાવે છે, તે તે શહેરનુ આજ ખાસ લક્ષણ છે. પાઉલના વખતમાં જે મંદિર હતું તે ત્રણ સૈકાં કરતાં પણ વધારે જૂનું હતુ. અને વુડના (બનાવેલા) માપ પ્રમાણે તે ત્રણસો બેતાળીસ ફીટ અને સાડા છ ઇંચ લાંબુ, તથા એકસો ત્રેંસઠ ફીટ અને સાડા નવ ઇંચ પહોળું હતું. તે એકી વખતે દેવળ, હુન્નર સંબંધીનુ સંગ્રહસ્થાન તથા બેંક (પેઢી) હતું. મંદિર તરીકે તેનો મોટો ખજાનો તે આર્તેમિસની મૂર્ત્તિ હતી, જે આકાશમાંથી પડી હતી, (પ્રે. કૃ. ૧૯ ; ૩૫.) હુન્નરના સગ્રહસ્થાન તરીકે તેનો મુખ્ય ખજાનો એપેલેનું ચિત્રેલું સિકદરનું બાવલું હતું, અને તેની કિમ્મત સોનાના વીસ તાલંત અથવા આસરે ૭ લાખ રૂપિયા આંકવામાં આવતી હતી. પેઢી અથવા બેંક તરીકે તેમાં કીમતી જવાહીર તથા પૈસા પુષ્કળ હતાં.

મંદિરને લગતા મુખ્ય રોજગારોમાંનો એક દેવીનાં દેવસ્થાનો બનાવવાનો હતો. (પ્રે. કૃ. ૧૯; ૨૪, ૨૫.) એ ખરચી ચુના, આરસપહાણ તથા રૂપાનાં બનાવવામાં આવતાં હતાં. મંદિરે આવતા જાત્રાળુઓ યાદગિરી તરીકે ઘેર લઈ જવા સારૂ અથવા દેવીને અર્પણ કરવા સારૂ આ દેવસ્થાનો ખરીદતા હતા.

### ૨. પાઉલનું એફેસસમાં આવી પહોંચવું તથા આપ્રિસ્કની નિશાળ સાથે સંયોગ.

જ્યારે પાઉલનો વિચાર પહેલો આશિયા ભણી વળ્યો ત્યારે પવિત્ર આત્માએ તેને ત્યાં જતાં અટકાવ્યો. (પ્રે. કૃ. ૧૬; ૬.) જ્યારે સૂરિયા જવા

સારૂ તે કરીંથથી વહાણમાં ઉપડ્યો ત્યારે તેણે એફેસસમાં બંદર કીધું, અને ત્યાં રહેવાનો તેને આગ્રહ કરવામાં આવ્યો. આ તેણે મંજુર રાખ્યું નહિ, પણ ઇશ્વરની ઇચ્છા હશે તો પાછો આવીશ એવું વચન આપ્યું. (પ્રે. કૃ. ૧૮; ૨૧.) કેટલાએક મહિના પછી આ વચન પૂરૂં કરવામાં આવ્યું. એ અરસામાં પાઉલ થોડા વખત સુધી અંત્યોખમાં હતો, અને બધી મંડળીઓના પાળક તરીકે મુલાકાત લેવા સારૂ ગલાતી તથા ફ્રુગિયા પ્રાંતના એક છેડાથી બીજા છેડા સુધી પણ ગયો હતો, (પ્રે. કૃ. ૧૮; ૨૨, ૨૩.) પ્રેરિતોનાં કૃત્ય ૧૮; ૨૨ ના સામાન્ય તરજુમા પ્રમાણે પાઉલે એ અરસામાં યરૂશાલેમની મુલાકાત પણ લીધી પણ એને ઐતિહાસિક બિના તરીકે ગણવી મુશ્કેલ છે. કારણકે પહેલી વાત તો એ કે જો લુક વિશ્વાસુપણાની રીતે ચાલ્યો હોય તો પાઉલ "ગયો અને મંડળીને કુશળતા કહી" કેવળ એટલુંજ કહીને તે પાઉલની યરૂશાલેમની મુલાકાત વિષે આવી ગેરવાજબી રીતે સૂચના કરે એ અસંભવિત છે. (ગલા. ૨; ૧૦.) ફરી, મોટા પ્રેરિતો સાથે સમજુતી થયા પછી આમ ધારી શકાય કે, પાઉલ યરૂશાલેમ ખાલી હાથે જાય નહિ. વળી, એ પછી ત્રણ વર્ષ બાદ જ્યારે પાઉલ ઉઘરાણું લઇને ગયો, ત્યારે યહુદાહના આડા માણસોથી તેનો છુટકો કરવામાં આવશે કે નહિ, તે જાણ્યા વગર તે ત્યાં બિહીતો તથા ધ્રુજતો ગયો, અને આ વાતથી પ્રેરિતોનાં કૃત્ય ૧૮; ૨૨થી થતા અનુમાન પ્રમાણે તેણે યરૂશાલેમની મુલાકાત લીધી એ વિચારને પુષ્ટિ મળતી નથી.

એફેસસમાં આવ્યા પછી તરતજ પાઉલની કેટલાએક શિષ્યો સાથે અચાનક મુલાકાત થઈ, કે જેઓનું ખ્રીસ્તી શિક્ષણ અપૂર્ણ હતું. તેઓનું બાપ્તિસ્મા યોહાનનું બાપ્તિસ્મા હતું, એટલે પસ્તાવાનુ બાપ્તિસ્મા, અને તેઓએ આત્માના દાન વિષે સાંભળ્યું નહોતું. (પ્રે. કૃ. ૧૯; ૧–૭.) આપોલસ કે જે પાઉલ પછી કરીંથમાં શિક્ષક થયો, તે આ મતનો હતો અથવા તેણે આ ઓદ્ધો મેળવ્યો હતો. તે યોહાનનું બાપ્તિસ્મા જાણતો હતો, પણ ખ્રીસ્તી બાપ્તિસ્મા તથા આત્માના દાન વિષે જાણતો નહોતો (પ્રે. કૃ. ૧૮; ૨૧.) જે બાબતમાં તે અધુરો હતો તેમાં આકુલા તથા પ્રિસ્કીલાએ તેને શીખાડ્યુ. અને જ્યારે શિષ્યો આપોલસના વિચારોને અનુસરનારા હતા, તેમની પાઉલ સાથે તેઓએ મુલાકાત કરાવી એ અસંભવિત નથી. આ કાચા ખ્રીસ્તીઓ એફેસસના રેહેવાસીઓ હતા કે કેમ અને તેઓએ યોહાનના બાપ્તિસ્મા વિષે કેવી રીતે સાંભળ્યું, એ એવા સવાલો છે કે જેને માટે કોઈ ચોક્કસ જવાબ નથી. તેઓ આપોલસના હાથે થએલા ખ્રીસ્તીઓ હતા એમ સંભવે છે, કારણકે આકુલા તથા પ્રિસ્કીલા સાથે તેની મુલાકાત થઈ ત્યાર પહેલાં તે સભાસ્થાનમાં હિમ્મતથી શીખાડતો હતો. (પ્રે. કૃ. ૧૮; ૨૬.) પચાસમા દિવસ પછી જો આપોલસ આલેકસાંદ્રીઆમાં બધાં વર્ષો રહ્યો અને (તે છતાં) તેણે કેવળ યોહાનના બાપ્તિસ્મા

વિષેજ જાણ્યું, એ આશ્ચર્યકારક છે. પ્લુમટર એમ ધારે છે કે તે તેમજ (તેની સાથેના) બારે જણ એકાંતવાસમાં રહ્યા હતા એ સંભવિત છે. પણ તેઓમાં એવું શું હતું કે જેથી તેઓ એકાંતવાસ શોધવા સારૂ દોરાય, અને ત્યાર બાદ તેઓ ફરી એકાંતવાસમાંથી નિકળી આવી છચોક એક મોટા શહેરના મધ્ય ભાગમાં પેસી જઈ બીજા લોકો સાથે સેળભેળ થાય, એનાં આપણે કયાં કારણો બતાવી શકીએ? છતાં એ વાતનો આ પ્રમાણે ખુલાસો થઈ શકે કે, તેઓ વ્યવહારિક રીતે પવિત્ર આત્માના જ્ઞાન રહિત હતા દેખીતી રીતે તેઓએ ઇસુનો મસીહ તરીકે સ્વીકાર કર્યો હતો, (પ્રે. કૃ. ૧૮; ૨૫.) પરંતુ ઘણું કરી પચાસમા દિવસ પહેલાં યરૂશાલેમમાંના શિષ્યોની જેવી સ્થિતિ હતી તેવી તેમની હતી. તેઓ તથા જીવતા ખ્રીસ્ત વચ્ચે કશો સબંધ નહોતો. પાઉલ સાથે મસલત થયા પછી તેઓનું બીજીવાર બાપ્તિસ્મા થયું, આ વખતે તે ઇસુના નામે થયું, અને જ્યારે પાઉલે પોતાના હાથ તેમના પર મૂકયા, ત્યારે પચાસમે દિવસે જેમ શિષ્યોએ કર્યું તેમ તેઓ પણ જુદી જુદી ભાષાઓ તથા ભવિષ્યવચનો બોલવા લાગ્યા. (પ્રે. કૃ. ૧૯; ૬.) ઇસુમાં પોતાના તારણનું મહત્વ તથા સંપૂર્ણતાના નવા તથા ઇશ્વર પ્રેરિત જ્ઞાનથી તેઓ ભરપૂર થયા, અને તે તેઓએ એટલા તલ્લીનપણાથી પ્રગટ કર્યું કે જેવું આપણે તે પછી થોડા વખત બાદ કરીથની મંડળીમાં જોઇએ છીએ. (૧ કરી. ૧૫.) યોહાન બાપ્તિસ્મા કરનારની અસર કેટલી વિશાળ તથા ચિરસ્થાયી હતી, પાપોની માફી માટેનુ બાપ્તિસ્મા તથા ઇસુના નામે ને તેની મનોવૃત્તિ પ્રમાણે લીધેલુ બાપ્તિસ્મા એની વચ્ચેનો તફાવત તે વખતના પ્રેરિતોએ કેવી સ્પષ્ટ તથા ગંભીર રીતે અનુભવથી ખરો માન્યો તે એફેસસમાંનો આ બનાવ દર્શાવે છે.

## ૩. એફેસસમાંના કામની સીમા.

હજી સુધી બીજા કોઈ પણ શહેરમાં કરેલા કામ કરતાં એફેસસના યહુદીઓ તેમજ વિધર્મીઓમાં પાઉલે અટકાવ વગર વધારે લાંબા વખત સુધી કામ કર્યું હતું. અગર જો કે તે છૂટથી બોલતો હતો તોપણ ત્રણ મહિના સુધી સભાસ્થાનમાં તેની સામે કોઈ અટકાવ કરવામાં આવ્યો નહિ, અને ત્યાર પછી બે વર્ષ કરતાં પણ વધુ વખત તે ટીરેનસની નિશાળમાં દરરોજ શીખાડતો રહ્યો. (પ્રે. કૃ. ૧૯; ૮, ૯.) થોડા વખત બાદ એફેસસના કામ વિષે તેણે એવું કહ્યું કે, ત્યાં કામ કરવાને ત્રણ વર્ષ થયાં. (પ્રે. કૃ. ૨૦; ૩૧.) એફેસસમાંના પાઉલના કામની મુદત વિષે પ્રેરિતોનાં કૃત્યમાં કરેલી સૂચનાઓને પાઉલના પત્રોમાં કરેલા ઇશારાથી પુષ્ટિ મળે છે. આ મુજબ, એફેસસમાંના તેના રહેઠાણના છેલ્લા દિવસોમાં જ્યારે તે કરીંથમાંના પોતાના ખ્રીસ્તીઓ પર લખે છે, ત્યારે તે આશિયાની મંડળીઓને કુશળતા મોકલે છે. (૧ કરીં. ૧૬; ૧૯.) પણ આશિયા ખંડમાં તેણે પોતે સુવાર્તાનું બી વાવ્યું, અને જે મંડળીઓ

કુશળતા મોકલે છે તેઓ જો કે તેના પોતાના હાથ નીચે ઉભી થઈ નહોતી, તોપણ તેઓ તેનાજ ઉપદેશથી ઉભી થઈ હતી. (રૂમી. ૧૬; ૫.) પણ એફેસસમાં આ મંડળીઓની સ્થાપનાની મુદત લુક જેટલી બતાવે છે તેટલીજ છે. (સરખાવો ૧ કરી. ૧૬, ૮, ૯: ૧૫; ૩૨. ૨ કરી. ૧; ૮–૧૦.)

લુક કહે છે કે પાઉલની અસર કેવળ એફેસસમાં ચારોગમ થઈ હતી એટલુજ નહિ, પણ તે આખા પ્રાંતમાં ફેલાઈ હતી, અને આ વાતને આશિયાની મંડળીઓ વિષે કરેલી ઉપલી સૂચનાથી પુષ્ટિ મળે છે. આ પ્રાંત કદમાં આસરે ન્યુ ઈંગ્લાંડના જેટલો છે. લુકની ભાષા ઘણી સખત છે. તે કહે કે આશિયામાં જેઓ રહેતા હતા તેઓ સઘળાએ પ્રભુનું વચન સાંભળ્યું, એટલે, યહુદીઓ તેમ હેલેનીઓએ. (પ્રે. કૃ. ૧૯; ૧૦.) પાઉલના કામની અસર ચોતરફ પ્રસરી ગઈ હતી એવો પુરાવો જો તેની પાસે ન હોત, તો તે આવી ભાષા વાપરી શકત નહિ.

આ અસર આખા પ્રાંતમાં બે રીતે ફેલાવા પામી એવું આપણે ધારવું જોઇએ. પહેલી એ કે, પ્રાંતના દરેક ભાગમાંથી લોકો ધંધા રોજગાર અથવા મંદિરમાં ભજન કરવા સારૂ આવતા હતા, અને તેમાંના ઘણાએ પાઉલને બોલતાં સાંભળ્યો હતો, બીજી એ કે, જેઓને પાઉલે ખ્રીસ્તી કર્યાં તેમાંના કેટલાએક સુવાર્ત્તિકો તરીકે આમતેમ નિકળી ગયા, અને તેથી સુવાર્ત્તાનાં બી ચોમેર વવાયાં. જો કે પાઉલ કદી કલોસેમાં ગયો નહોતો, (કલો. ૧; ૧. ફિલે. ૧૯.) તોપણ તે જગ્યાના તેના હાથે થએલા ખ્રીસ્તી ફિલેમોનથી આપણે એક રીત જોઈ શકીએ છીએ કે, જ્યારે તે એફેસસમાં હતો ત્યારે તે કેવી રીતે આઘેના લોકો પાસે જઈ તેમને સુવાર્ત્તા પ્રગટ કરતો હતો, અને એપાફ્રાસ એ પણ પાઉલના હાથે થએલો ખ્રીસ્તી તથા ઘણું કરી કલોસેની મંડળીનો સ્થાપનાર હતો, તેનાથી આપણે બીજા પ્રકારની અસર જોઇએ છીએ. (કલો. ૧; ૭.)

જાદુના ક્ષય થવાની પ્રખ્યાત વાર્ત્તાથી એફેસસ શહેરમાં પાઉલના ઉપદેશની અસર કેટલી હદ સુધી પ્રસરી હતી તે નક્કી થાય છે. (પ્રે. કૃ. ૧૯; ૧૩–૨૦.) આ વાર્ત્તાને આપણે પૂરી રીતે ઐતિહાસિક માની શકતા નથી, તેથી તે તદન ખોટી છે એમ કહેવાની કોઈ જરૂરત નથી. આપણે સારી પેઠે માનીએ છીએ કે યહુદી ભૂત કાઢનારાઓ જાદુ કરવામાં ઇસુ તથા પાઉલનાં નામોને શુભ નામો ધારતા હતા, (પ્રે. કૃ. ૧૯; ૧૩.) અને એમ કરવામાં તેઓએ એક કરતાં વધારે વખત તે નામોનો ઉપયોગ કીધો. જે યહુદી જાદુ કરતો, તે પરથીજ તરત જણાઈ આવતું કે તેણે પોતાના બાપદાદાનો ધર્મ તજી દીધો છે, અને ઇસુ પર તેને કંઈ પણ વિશ્વાસ અથવા પાઉલ પ્રત્યે કોઈ પણ માનની લાગણી નહિ હોવા છતાં પણ દૈહિક લાભને અર્થે તે તેમનાં

નામોનો ઉપયોગ કરતો. એ યહુદીઓ કે જેઓ પ્રમુખ્ય યાજકના દીકરાઓ હોવાને લીધે ઘણું કરી પ્રખ્યાત હતા, તેઓ ઇસુ તથા પાઉલને નામે એક ભુંડો આત્મા કાઢવાને કેવા મથ્યા તે વિષે લુક કહે છે. ભૂત કાઢનારાઓ આ નામો વાપરતા તેથી ભૂત વળગેલો માણુસ ક્રોધિત થઈ બીજા માણુસોને ઘાયલ કરતો, અને એમ તેઓ પોતાનો જીવ બચાવવાને તેની આગળથી નાસતા. ભૂત વળગેલો માણુસ એમ કહેતો કે ઇસુ તથા પાઉલને હુ ઓળખુ છું, તે તેમનાથી બિહીતો પણ આ અજાણ્યા ઢોંગીઓની તેને લેશ માત્ર પણ બિહીક લાગતી નહોતી. (પ્રે. કૃ. ૧૯; ૧૫, ૧૬.) આ બનાવ ચોમેર લોકોના જાણુવામાં આવ્યો, અને તેઓ તેથી એમ માનવા લાગ્યા કે ભુંડા આત્માની અદૃશ્ય શક્તિ ખરેખર ઇસુને ઓળખે છે. તેમાંનુ એક પરિણામ એ હતું કે ઘણા જાદુગરોએ પોતાની રાજીખુશીથી પોતાની જાદુની ચોપડીઓ બાળી નાખી. (પ્રે. કૃ. ૧૯, ૧૯.) તેઓને એમ જણાયું કે ઇસુ તથા પાઉલ વગર કોઈ પણ ભૂત કાઢવાની વિદ્યાથી ભુંડા આત્માના પરાક્રમનો નાશ થતો નથી, તેમજ તેઓને એમ પણ માલમ પડ્યું કે તેઓ શિવાય બીજો કોઈ પણ માણુસ જો તેને કાઢવાનો પ્રયત્ન કરે, તો તેને માટે તે તદન જોખમ ભરેલુ હતું. હમણા સુધી તેઓએ જે જે કર્યું હતું તેના જેટલીજ આ વાત પણ તેઓ મધ્યે વહેમ ભરેલી થઈ પડી હશે. પણ એ પાઉલની વ્યક્તિના પરાક્રમ તથા તેની સુવાર્ત્તાથી જે ભારે છાપ પડી તે વિષે સાક્ષી પૂરે છે.

### ૪. એફેસસમાં કરેલા પાઉલના કામનાં ખાસ ગુણ લક્ષણ.

લુક એવી હકીકત આપે છે કે એફેસસમાં પાઉલને હાથે ચમત્કારો કરવામાં આવ્યા હતા, અને તે વિલક્ષણ પ્રકારના હતા. જે રૂમાલો અથવા લુગડાંના કકડાઓનો પાઉલના શરીર સાથે સ્પર્શ થયો હોય તેમને અડકવાથી માંદાં તથા ભૂત વળગેલાં માણુસો સાજાં થતાં હતાં. (પ્રે. કૃ. ૧૯, ૧૧, ૧૨.) એ બાબત તે કોઈ ખાસ દાખલાની વિગતવાર હકીકત આપતો નથી, પરંતુ કેવળ આ સામાન્ય હેવાલ આપે છે. અને તે ઉપરાંત રૂમાલો તથા લુગડાંના કકડા સંબંધીના પાઉલના કોઇ કામ વિષે એ હેવાલ સ્પષ્ટ રીતે પુષ્ટિ આપતો નથી. ફક્ત એટલુંજ કહેવામાં આવ્યું છે કે તે **તેના શરીર પરથી,** એટલે, તેના શરીરને અડકાડીને લેવામાં આવતા હતા. જો પાઉલે આમ કરવા દેવાની સત્તા આપી હોય તો જે અમુક માણુસોને અગત્ય હતી, તેઓને આ રીતે સાજા થવાનો વિશ્વાસ હતો એ તે જાણુતો હોવો જોઇએ, અને આ વિલક્ષણુ રીત એફેસસના વહેમોની બક્ષિસ હોવી જોઇએ. આ સંબંધમાં આ વાત કાંઈક મહત્વની છે કે, એફેસસ (આ વખતે) આશિયા માઇનરમાં જાદુનુ મુખ્ય ધામ હતું. "એફેસીઓના પત્રો" એટલે જાદુનો વિધિ મંત્રતંત્ર તરીકે ચોતરફ વાપરવામાં આવતો હતો, અને એ વિધિએ એટલાં તો ઉંડાં મૂળ

નાખ્યાં હતાં કે પાઉલના હાથે થએલા કેટલાએક પ્રીસ્તીઓએ અમુક વખત સુધી આ લાક્ષણિક શબ્દોનો ચાલુ ઉપયોગ કર્યાં કીધો. (પ્રે. કૃ. ૧૯; ૧૮.)

અને તે છતાં એફેસસમાં વહેમનો ફેલાવો થતો રહ્યો એ વાતથી લુકની હકીકત પૂરેપૂરી વિશ્વાસયોગ્ય ઠરતી નથી. રામસે એવો મત દર્શાવે છે કે, "આ સ્થળે કર્ત્તા ખરો ઇતિહાસકર્ત્તા નહિ પણ ચાલુ ગપાટાઓની વાતો ટાંકી લેનાર (જેવો) જણાય છે," અને કેટલીએક વાતોથી આ વિચારને પુષ્ટિ મળે છે. આ પ્રમાણે એફેસસમાં કરેલા પોતાના કામની હકીકતમાં પણ પાઉલ ચમત્કારો વિષે સૂચના કરતો નથી. (પ્રે. કૃ. ૨૦; ૧૮-૩૫.) વળી, પાઉલના કામમાં ચમત્કારોની ઘણીજ અછત માલમ પડે છે. આ વાકયની બહાર લુક કેવળ ત્રણ ચમત્કારોની વિગતવાર હકીકત આપે છે, એટલે, એલીમાસનુ આંધળા કરાવુ, લુસ્ત્રામાંના લંગડાનું સાજા થવુ તથા પબ્લિયસના બાપનુ સાજા થવુ. પાઉલ પોતાના બધા પત્રોમાં પોતે કરેલા એક પણ ચમત્કાર વિષે સૂચના કરતો નથી, તોપણ મોઘમમાં તે એમ કહે છે કે, મેં પ્રેરિતપણાનાં ચિન્હો દેખાડયાં છે. (૨ કરીં ૧૨; ૧૨.) અને બીજા સામાન્ય વાકયમાં ચિન્હો તથા આશ્ચર્યકૃત્યો સહિત પોતા મારફતે કરાએલાં પ્રીસ્તનાં કામ વિષે તે સૂચના કરે છે. (રૂમી. ૧૫, ૧૮,૧૯.) **પ્રેરિતપણાનાં ચિન્હોનો** જો પાઉલે એવો અર્થ કર્યો હોય કે, તેણે કરીથમાં ખરેખર ચમત્કારો કર્યા તો લુક બીજી જગ્યાએ કરેલા પાઉલના ત્રણ ચમત્કારોની નોંધ આપે છે, અને આ વિષે તે કહેતો નથી એ અજાયબ જેવું છે.

એફેસસમાંના પાઉલના કામનું જે બીજું ખાસ લક્ષણ હતુ તે એ કે ઘેર ઘેર જઇ તે લોકોની મુલાકાત કરતો હતો. (પ્રે. કૃ. ૨૦; ૨૦.) આ પ્રમાણે તેણે બીજી જગ્યાઓમાં પણ કર્યું હશે, પણ તેની નોંધ નથી. આ ઘેરઘેર જઇને કરેલું કામ પાળક તરીકેનુ એટલે પ્રીસ્તીઓનીજ મુલાકાત કરવાનું નહોતું, પણ તે સુવાર્ત્તિક કામ હતું અને તે વિધર્મીઓ તેમજ યહુદીઓ મધ્યે કરવામાં આવતું હતું. (પ્રે. કૃ. ૨૦; ૨૧.) પાઉલ પસ્તાવો તથા વિશ્વાસ એ બાબત શીખાડતો ફર્યો અને દેવના રાજ્યની સુવાર્ત્તાનો ઉપદેશ કરતો રહ્યો. દેવનો પૂરો ઠરાવ એટલે પસ્તાવો નહિ કરનારાઓ માટે તેની ધમકીઓ તથા શ્રાપો જાહેર કરવામાં તે પાછો હઠતો નહિ ને તે એવા માયાળુપણે કરતો કે જેથી સાંભળનારાઓની આંખોમાંથી આંસુ ટપકતાં. (પ્રે. કૃ. ૨૦; ૨૭, ૩૧.)

એફેસસમાંના કામની બીજી હકીકત જે આપણે મીલેતસના વડીલો પર મોકલેલી કુશળતા પરથી જાણીએ છીએ, તેથી આપણને સાફ માલમ પડે છે કે તેના હાથની મેહેનત તેનું ગુજરાન થઈ શકે તે કરતાં વધારે હતી. (પ્રે. કૃ. ૨૦; ૩૪.) જેથી કરી એ બાબત બીજાઓને મદદ કરવાને તે શક્તિવાન હતો. આ વાત પાઉલના મોટા પરાક્રમની અસરમાં વધારો કરે છે. તે જાહેરમાં

દરરોજ શીખાડતો હતો, અને ઘેરઘેર જતો હતો. તેણે જે કામની સ્થાપના કરી તેની અસર મુકાબલે થોડાજ વખતમાં આખા એફેસસમાં તથા પૂરા આશિયા પ્રાંતમાં પ્રસરી ગઈ, અને તે છતાં સાથે સાથે પોતાના તથા પોતાની સાથેનાં માણસોના ગુજરાન માટે તેણે જાતે જોઇતો હુન્નર કીધો.

છેવટે, એફેસસમાંના પોતાના મુકામ દરમિયાન પાઉલ પર મોટાં તથા તરેહવાર સંકટો આવ્યાં. કરીંથીઓ પરના પોતાના પત્રોમાં તે બે પ્રસંગો વિષે સૂચના કરે છે કે, જે વખતે તેની જીંદગી ખાસ કરી જોખમમાં આવી પડી હતી. એક વખત તે પશુઓ સાથે લડયો, અને જો આપણે આ ભાષાનો શબ્દેશબ્દ અથવા અલંકારિક રીતે અર્થ લઈએ તોપણ તે ભારે જોખમ દર્શાવે છે. કારણકે જો કે "પશુઓ" માણસના અર્થમાં હોય કે જેને નીચલી વાતોથી પુષ્ટિ મળે છે કે પાઉલને રૂમી શહેરી તરીકે પ્રાંતનો સુબો મરણદંડની સજા કરી શકે નહિ, તથા અખાડામાં તેને રાની પશુઓ આગળ છોડી શકે નહિ, તેમજ પાઉલ પોતે પણ પોતાના દૈહિક સંકટોની ટીપમાં આ બનાવ વિષે કંઈ કહેતો નથી. (૨ કરીં. ૧૧; ૨૩-૨૭.) તેથી પણ એને પુષ્ટિ મળે છે તોપણ આ સરખાપણાના શબ્દો પરથી તથા આગળ દર્શાવેલા "હુ રોજ મરૂ છું," એ શબ્દોના કરતાં "પશુઓ સાથે લડયો," એ શબ્દો વધારે સખત છે તે પરથી આપણને એમ ધારવાની ફરજ પડે છે કે, ખાસ કરીને એ કોઇ ક્રૂર હુમલો હશે કે જે પાઉલે ઘણીજ મુશ્કેલીથી પાછો હઠાવ્યો.

ફરી થોડા મહિના બાદ જ્યારે તે હજી આશિયા પ્રાંતમાં અને ઘણું કરી એફેસસમાં હતો ત્યારે તે એવા સંજોગોમાં આવી ગયો કે તેણે જીંદગીની આશા છોડી દીધી. (૨ કરીં. ૧; ૮.) અને તેનો બચાવ થવાથી તેને એમ લાગ્યુ કે તે દેખીતી રીતે દેવ તરફથી હતો. આ સંકટ યહુદીઓનાં કાવતરાંને લીધે (પ્રે. કૃ. ૨૦; ૧૯.) અથવા વિધર્મીઓ તરફથી આવ્યું તે વિષે તે કાંઈ સૂચના આપતો નથી. એફેસસમાંનાં આ બે ખાસ સંકટો ઉપરાંત પાઉલ કહે છે કે, હર ઘડી હું જોખમમાં રહુ છું, (૧ કરી. ૧૫; ૩૦.) હું રોજ મરૂ છું, (૧ કરીં. ૧૫; ૩૧.) મારા ઘણા દુશ્મનો છે, (૧ કરી ૧૬; ૯.) વળી તે એમ પણ કહે છે કે, ખ્રીસ્તનાં દુઃખો મારામાં પુષ્કળ છે. (૨ કરી. ૧; ૫.) આ પરથી એમ જણાય છે કે એફેસસમાંનાં પાઉલનાં દુઃખો તથા જોખમો સુવાર્તિક તરીકેની તેની અદ્ભૂત ફતેહ સાથે સમપ્રમાણ હતાં.

## ૫. એફેસસમાં પાઉલના કામની સમાપ્તિ.

ફિલિપીની માફક એફેસસમાં પણ પાઉલનું કામ વિધર્મીઓથી બંધ થયું, કારણકે તેના ઉપદેશથી તેમને પૈસા સંબંધી નુકસાન પહોંચ્યું. એફેસસના મહત્વનું મધ્ય બિંદુ (તે) મંદિર હતું, અને મંદિરમાં ધર્મ સંબંધી મુખ્ય

મનોહર વસ્તુ તે દીઆનાની મૂર્ત્તિ હતી, અને શહેરનો પ્રસિદ્ધ રોજગાર તે આ દેવી માટે દેવસ્થાનો બનાવવાનો હતો. આ સ્થળે એક રચના તરીકે વિધર્મી લોકો પર પાઉલની પહેલવહેલી ભારે છાપ પડી, તથા તેની સામે કટ્ટી વિરૂદ્ધતા ઉભી થઈ. દેમેત્રિઅસ કે જે વધારે મોઘી કિમ્મતનાં દેવસ્થાનો બનાવતો હતો તથા જે ઘણા મજુરો રાખતો હતો તે આ વિરૂદ્ધતાનો આગેવાન હતો. દેખીતી રીતે તેનું વેચાણ મંદ પડી જવાને લીધે નિઃસંશય તે ઉશ્કેરાઈ ગયો હતો, કારણકે જ્યાં સુધી તેના ધંધામાં તેને નુકસાન નહિ પહોંચત ત્યાં સુધી પાઉલની વિરૂદ્ધ થવાની તે ભાગ્યેજ તસ્દી લેત. ( પ્રે. કૃ. ૧૯, ૨૪. ) તેણે એ ધંધો કરનારા પોતાના કારીગરોને ભેગા કર્યાં અને તેમને એમ કહીને ઉશ્કેર્યાં કે પાઉલના ઉપદેશથી આપણા રોજગારનો નાશ થાય છે એટલુજ નહિ, પણ આપણી દેવીના વૈભવનો નાશ થવાની પણ ધાસ્તી છે. (પ્રે. કૃ. ૧૯; ૨૬, ૨૭.) આ ભયંકર શક્યતાની સહેજ સૂચના થતાં દીઆનાના મહત્વ વિષે ભારે ચરચા થઈ, અને એમ ધારવામાં આવે છે કે જેઓ સભાની બહાર હતા તેઓએ એ ચરચા ઘેર ઘેર ફેલાવી, અને તે એટલે સુધી કે આખા શહેરમાં ગડબડ ફેલાઈ. ( પ્રે. કૃ. ૧૯; ૨૮. ) જો દેમેત્રિઅસનો ઠરાવ એક મોટો સમુદાય ભેગો કરી પાઉલ તથા તેના કામની વિરૂદ્ધ જનસમૂહની લાગણી ઉશ્કેરવાનો હોત, તો તેમાં તે પ્રખ્યાત રીતે ફતેહમંદ નિવડયો હોત. જેઓ તેની સાથે સભામાં હતા તેઓ એ ધસારો ( ધાડુ ) નાટકગૃહમાં લઈ ગયા, કે જેમાં પચીસ હજાર માણસોને બેસવાની સોઈ હતી, અને પાઉલના સાથીઓ ગાયસ તથા આરીસ્તાર્ખસને પકડનારા પણ તેઓજ હતા. (પ્રે. કૃ. ૧૯; ૨૯.) જો પાઉલ તેમની નજરે પડયો હોત તો નિઃસંશય તેને પણ તેઓ પકડત.

જોતજોતાંમાં લોકોનું ટોળું એટલુ વધી ગયું કે તેમના પર કાબુ રાખવાનું તથા ભેગા મળવાના ખરા હેતુ વિષે તેમને ખબર આપવાનું દેમેત્રિઅસ તથા તેની સાથેના ઉશ્કેરણી કરનારાઓને અશક્ય માલમ પડયું. પરિણામ એ આવ્યું કે નાટકગૃહમાં આવીને જેઓએ ભીડ કરી હતી તેમાંનો મોટો ભાગ સમજી શકયો નહિ કે તેઓ શા માટે ત્યાં ભેગા થયા હતા. દીઆનાના માનને ખાતર કરેલા પોકારથી લોકોનાં ટોળેટોળાં ભેગાં થયાં હતાં, તે ( પોકાર ) ચાલુ રહ્યો અને તેથી કરી દેમેત્રિઅસ તેઓ પર કાબુ મેળવી શકયો નહિ. ( પ્રે. કૃ. ૧૯; ૩૨. ) એક જણ બૂમ પાડીને એક વાત કહેતો અને બીજો બીજી વાત કહેતો, અને ઘણું કરી એમ કરવાનું કારણ એ હતું કે આ પ્રમાણે એકત્ર થવામાં લોકોનો ખરો હેતુ શો હતો, તે તેઓ જાણી શકે. એ સભા તથા એના સામાન્ય મનસુબા વિષે પાઉલને ખબર મળી, અને તેના શિષ્યો તથા કેટલાએક મુખ્ય યાજકો કે જેઓ તેના મિત્ર હતા તેઓએ તેને રોકયો ન હોત, તો પોતાના બચાવને અર્થે તે નાટકગૃહમાં જરૂર જાત. ( પ્રે. કૃ. ૧૯; ૩૦, ૩૧. )

નાટકગૃહમાંથી અવાજ બહાર સંભળાતો હતો એ વાત સ્પષ્ટ છે, અને તેઓ યહુદીઓ વિરૂદ્ધ તોહોમતો રજુ કરતા હતા, કારણકે પોતાના બચાવ માટે આલેકસાંદરની મારફતે તેઓએ કોશીશ કરી હતી. (પ્રે. કૃ. ૧૯; ૩૩.) દીઆનાનો નાશ થઇ જવાના જોખમ બાબતનાં તોહોમતો ઉઘાડી રીતે યહુદીઓ પર મૂકવામાં આવ્યા હતા, કારણકે બધા જાણતા હતા કે પાઉલ યહુદી હતો અને તેથી આપણે એમ ધારવું જોઈએ કે જો આલેકસાંદરને તેનો બચાવ કરવાની છૂટ મળત તો તે આમજ દેખાડવાનો પ્રયત્ન કરત કે, દીઆનાની ભક્તિને જોખમમાં લાવનાર સાધારણ રીતે યહુદીઓ નહિ પણ પાઉલ તથા તેના શિષ્યો હતા. પરંતુ કોઇ પણ યહુદી નજરે પડવાથી લોકોમાં વધારે ઉશ્કેરણી થતી, કારણકે લોકો ચોતરફ યહુદીઓને ધિક્કારની નજરે જોતા હતા, અને બે કલાક સુધી અવાજોને લીધે તે ધાંધળની જગ્યા થઈ પડી હતી, જે જબરદસ્ત અવાજ થતો હતો તેથી એ ખાતરી થતી હતી કે દીઆના અથવા ઘણું કરી તેની ભક્તિ પ્રત્યે તેઓ વફાદાર હતા.

તેઓ દૈહિક રીતે થાકી ગયા એમ જણાય છે, અને તેથી કરી છેવટે આખા સમુદાયને કોઈ બુદ્ધિપૂર્વક વચન સંભળાવવાની જરૂરિયાત જણાઈ. એ વચનો શહેરના મુખી અથવા ચિટણીસે કહી સંભળાવ્યાં કે જેના હાથમાં ભારે સત્તા હતી. પહેલુ, કંઈ પણ સંદેહ વગર દીઆનાનો દરજ્જો સલામતીમાં છે એવું તેમનાં મન પર ઠસાવવાનો તેણે પ્રયત્ન કીધો. જે મૂર્ત્તિ આકાશમાંથી નીચે પડી તે મંદિરની માલીકીની છે એ કોઈ ના પાડી શકે નહિ. ખ્રીસ્તીઓ વિરૂદ્ધ કોઈ કાયદેસર ફરિયાદ નોંધવામાં આવી નથી એ તેની બીજી દલીલ હતી. ત્રીજી દલીલ એ હતી કે પોતાના હકો મેળવવા સારૂ દેમેત્રિઅસ તથા તેના કારીગરો માટે કાયદાનાં જોઇતાં સાધનોનો કોઈ ટોટો નહોતો, અને આ હુલ્લડ જે હમણાં થયું છે તેથી આખા શહેર પર ગંભીર તોહોમતો આવી પડશે એ તેની ચોથી દલીલ હતી. (પ્રે. કૃ. ૧૯; ૩૫–૪૦.) આ દલીલોને શહેરના ચિટણીસની સત્તાએ કરી મદદ મળવાથી પરિણામ એ આવ્યું કે લોકોનો સમુદાય વિખેરાઈ ગયો, અને કરીંથની પેઠે ત્યાં પણ પાઉલનો ઉપદેશ બંધ કરવાની કોશીશ નિષ્ફળ નિવડી.

તોપણ આ પછી તે પોતાની ખુશીથી તરતજ શહેર છોડી ચાલી ગયો કારણ વખતે તેને એવી બિહીક લાગી હશે કે, તેના ત્યાં રહેવાથી મામલો વધારે ગંભીર થઈ પડે અને એમ સુવાર્ત્તા આગળ વધારવાના તેના કામમાં ખલેલ પહોંચે.

આ પ્રમાણે સાહસ ખેડી કરેલા પાઉલના છેલ્લા મોટા સુવાર્ત્તિક કામની સમાપ્તિ થઈ કે જે કામ વિષે આપણે જાણીએ છીએ. તેણે પોતાનો પરિશ્રમ કેટલાંએક વર્ષો સુધી ચાલુ રાખ્યો, પણ તે દરમિયાન ઘણો વખત કેદખાનામાં

રહ્યો. આશિયામાં સુવાર્ત્તાનું બી વાવ્યા બાદ પાઉલે એમ ધાર્યું કે પૂર્વમાં મારૂં સુવાર્ત્તિક કામ પૂરૂં થયું છે. તે પ્રાંતોમાં તેણે કોઈ જગ્યા પડતી મૂકી નહોતી, અને તેથી તેણે પોતાનું મુખ રૂમ તથા સ્પેઇન તરફ ફેરવ્યું. (રૂમી. ૧૫; ૨૩, ૨૪.)

## પ્રશ્નો.

૧. એફેસસ શહેર શાને માટે પ્રખ્યાત હતું?

૨. એફેસસમાં ખ્રીસ્તી ધર્મની સ્થિતિ કેવી હતી? શું પાઉલ એનો સ્થાપક હતો?

૩. પાઉલે શહેરમાં કેવી રીતે કામ કર્યું? રૂમી. ૧૫; ૧૮, ૧૯. પ્રે. કૃ. ૨૦; ૨૦, ૨૧, ૨૭.

૪. જાદુની યુક્તિનું ભાગી પડવુ તે સંબંધી બોલો.

૫. એફેસસ શહેરમાં પાઉલે કેટલો વખત કામ કર્યું અને તે શહેર છોડવાની તેને શા માટે ફરજ પડી?

૬. એફેસસમાં પાઉલના કામનું ખાસ ભવિષ્ય શું હતું?

૭. આશિયામાં સુવાર્ત્તા પ્રગટ કર્યા બાદ તેણે કયાં જવાની ઇચ્છા કરી?

૮. જ્યારે પાઉલ એફેસસમાં હતો ત્યારે તેનું ગુજરાન કેવી રીતે થયું? જુઓ પ્રે. કૃ. ૨૦; ૩૪.

૯. દેમેત્રિઅસ કોણ હતો?

---

# પ્રકરણ ૧૧ મું.

## પાઉલની યરૂશાલેમ ભણી છેલ્લી મુસાફરી તથા યુરોપની બીજીવાર લીધેલી મુલાકાત.

### ૧. યરૂશાલેમમાંના ગરીબ ખ્રીસ્તીઓ માટેનું ઉઘરાણું.

જ્યારે પાઉલે એફેસસ છોડયું ત્યારે તેના મનમાં એક ચોક્કસ તથા દીર્ઘ-દર્શી ઠરાવ હતો. પ્રથમ તેણે માકેદોનિયા તથા આખાયાની મુલાકાત કરવાનો, ત્યાંથી યરૂશાલેમ જવાનો અને ત્યાર બાદ રૂમ તથા સ્પેઇન જવાનો ઠરાવ કીધો. (પ્રે. કૃ. ૧૯; ૨૧.) પાઉલે એફેસસ છોડયુ ત્યાર પહેલાં તેણે રૂમ જવાનો ઈરાદો કીધો હતો, એ લુકની હકીકતના ખરાપણા વિષે સવાલ કરવાનું કોઈ કારણ નથી, કારણકે થોડા વખત બાદ રૂમની મંડળી પર પાઉલ પોતે લખે છે કે, "તમારી મુલાકાત કરવાનો હુ બદોબસ્ત કરૂ છું અને એમ કરવાનું મેં **ઘણાં વર્ષોથી** આતુરતાથી ઇચ્છયું છે." (રૂમી. ૧; ૧૩.) ઘણું કરી માકેદોનિયાના ખ્રીસ્તીઓમાં ઉઘરાણું કરવા સારૂ તીમોથી તથા એરેસ્તસ આગળ ગયા. આખાયામાં ઉઘરાણાનું કામ કયારનું શરૂ થઈ ચુકયું હતું, (૨ કરીં. ૯; ૨.) અને પાઉલે એ બાબત ગલાતીની મંડળીઓ પર હુકમ મોકલાવ્યો હતો. (૧ કરીં. ૧૬; ૧.) હાલ તુરત તેનો હેતુ એ હતો કે ઉઘરાણું પૂરૂં કરીને તે યરૂશાલેમ લઈ જવુ. (ગલાતી. ૨, ૧૦.) યરૂશાલેમની કૉન્ફરન્સ (સભા) વખતે પ્રેરિતોએ જે અભિલાષા પ્રદર્શિત કરી હતી તેના જવાબમાં આ ઉઘરાણું હતું, છતાં પાઉલની પોતાની ખ્રીસ્તી અનુકંપા તેમજ આવા દાનથી યહુદી તથા વિદેશી મંડળીઓ વચ્ચે સુલેહ જાળવી રાખવાને મદદ મળશે એવી તેની આશાને લીધે પણ આ ઉઘરાણું આપવાને લોકો પ્રેરાયા હતા એમાં કોઇ શક નથી. ગત કાળમાં તેઓમાં મતભેદ, વહેમો તથા જુદાઈ હતાં અને યહુદી તથા વિધર્મીઓ મધ્યેથી થએલા ખ્રીસ્તીઓ પોતપોતાના મતોને કેટલી પ્રમાનદારીથી વળગી રહેતા હતા તે પાઉલ જાણતો હતો, તેથી ભવિષ્ય માટે સાવચેત રહેવા સારૂ તે ગાફેલ રહ્યો નહિ. યહુદીઓની મૂળ મંડળી માટે વિધર્મી મધ્યેથી થએલા ખ્રીસ્તીઓ ઉઘરાણું આપે એ પણ પાઉલને તદન વાજબી લાગ્યું. સુવાર્ત્તા માટે વિધર્મીઓ યહુદીઓને આભારી હતા, એટલે કે યહુદીઓ મારફતે તેમને સુવાર્ત્તા પ્રાપ્ત થઈ હતી, જેથી તેના બદલામાં તેમની દૈહિક જરૂરિયાતો માટે તેઓ ઉઘરાણું આપે એ વાજબી હતું. (વળી) આવી સેવાથી યહુદી ખ્રીસ્તીઓની ખાતરી થાય કે વિધર્મીઓએ ખરા મનથી સુવાર્ત્તાનો અંગીકાર કીધો છે, અને તેથી તેઓ તેમના હકમાં દેવને મહિમા આપવા સારૂ દોરાયા એ વાત ઉઘાડી છે. (૨ કરીં. ૯; ૧૨, ૧૩.)

પાઉલે જે મંડળીઓ સ્થાપી હતી તેઓમાંની દરેકમાં આ ઉઘરાણું સામાન્ય રીતે કરવામાં આવ્યું હતું એમ જણાય છે. ગલાતી, માકેદોનિયા તથા આખાયાની મંડળીઓએ એમાં ભાગ લીધો હતો એમ જણાવવામાં આવ્યું છે, (૧ કરી. ૧૬; ૧. ૨ કરી. ૯; ૨–૪.) અને જો તુખીકસ તથા ત્રોફીમસ ઉઘરાણું લઈ જવા સારૂ પ્રતિનિધિઓ તરીકે યરૂશાલેમની છેલ્લી મુસાફરી વખતે પાઉલની સાથે ગયા હોય, તો આશિયા પ્રાંતની મંડળીઓ પણ એમાં આવી જાય, કારણકે ત્રોફીમસ એફેસી હતો, (પ્રે. કૃ. ૨૧; ૨૯.) અને તુખીકસ એજ પ્રાંતની કોઈ જગ્યામાંનો હતો, (પ્રે. કૃ. ૨૦; ૪.) અને ઘણું કરી એફેસસમાંનોજ હોય.

આ ઉઘરાણામાંના કંઈ પણ પૈસા પાઉલના પોતાના હાથમાં આવ્યા હોય એમ જણાતું નથી, અને પત્રની મારફત શિવાય તેણે કોઈ પાસે જાતે જઈ ઉઘરાણાની માગણી કરી હોય એવી કોઈ સૂચના નથી. માકેદોનિયામાં ઉઘરાણું કરવા સારૂ જેમ તીમોથી તથા એરેસ્તસને મોકલવામાં આવ્યા તેમ તીતસને બે માણસો સહિત કરીંથમાં ઉઘરાણું કરવાનુ સોંપવામાં આવ્યું, જેમાંનો એક નનામો ભાઈ બધી મંડળીઓમાં વખાણ પામ્યો હતો તે હતો, (૨ કરીં. ૮; ૧૮.) અને બીજા માણસનું નામ આપવામાં આવ્યું નથી. (૨ કરીં. ૮; ૬, ૨૨.) એફેસસ આવવા પહેલાં પાઉલ જ્યારે છેલ્લી વખત ગલાતીમાં હતો (૧ કરીં. ૧૬; ૧.) ત્યારે અથવા તો ઘણું કરી એફેસસથી પત્ર મારફતે ગલાતીની મંડળીઓને ઉઘરાણા બાબત હૂકમ આપવા વિષે બોલે છે, અને એ ઉઘરાણાનો હવાલો લેવા સારૂ પ્રતિનિધિઓની નિમણુકનો આ ભાષામાં સ્વાભાવિક રીતે સમાવેશ થાય છે. પણ જો કે પાઉલે એ કામનો અખત્યાર બીજાઓને સોંપ્યો, તોપણ તેમાં તેને ભારે આસ્થા હતી, તે ખાસ કરી કરીંથીઓ પરના બીજા પત્રથી (૨ કરીં. ૮; ૯.) તથા ઉઘરાણું લઈ જવાના ખાસ હેતુથીજ તેણે યરૂશાલેમ ભણી મુસાફરી કીધી એ વાત પરથી આપણે જોઇએ છીએ. (રૂમી. ૧૫; ૨૫.)

આસપાસની કેટલીએક હકીકત પરથી એમ જણાય છે કે ઉઘરાણું વધારે થયું હતું. આ મુજબ વિધર્મીઓ મધ્યે સ્થાપેલી પાઉલની બધી મંડળીઓમાંથી ઉઘરાણું આવ્યું હતું એ વાત ખરી છે, અને તે આસરે બે વર્ષના અરસામાં ભેગું કરવામાં આવ્યું હતું, (૨ કરીં. ૮; ૧૦.) અને એ ઉઘરાણું લઈ પાઉલ સાથે યરૂશાલેમ જવા સારૂ ઓછામાં ઓછા સાત માણસો ઠરાવવામાં આવ્યા હતા એ વાત પણ ખરી છે, (પ્રે. કૃ. ૨૦; ૪.) પાઉલ આપણને જણાવે છે કે માકેદોનિયાની મંડળીઓએ પોતાની શક્તિ કરતાં વધારે આપ્યું, અને કરીંથ તથા આખાયામાંની બીજી મંડળીઓમાંથી પુષ્કળ ઉઘરાણું એકઠું કરવાને તેણે ભારે કોશીશ કીધી. આ સઘળી હકીકત પરથી એમ જણાય છે કે વિધર્મીઓ મધ્યેથી થએલા ખ્રીસ્તીઓએ આપેલું ઉઘરાણું મોટું હતું.

## કરીંથમાંની મુસીબતો.

એફેસસથી નિકળવા પહેલાં પોતાનો માર્ગ નક્કી કરવામાં પાઉલનો બીજો હેતુ કરીંથની મંડળી માટેની તેની ફિકર બાબત હતો. કલોએના ઘરનાં અમુક માણસોએ એફેસસ આવી તેને મંડળીની સ્થિતિ બાબત દુઃખદાયક હેવાલ આપ્યો, (૧ કરી. ૧ ; ૧૧.) કરીંથની મંડળીના ત્રણ ભાવિક સભાસદો—સ્તેફાનસ, ફોર્તુનાતસ, તથા આખાઇકસ (૧ કરીં. ૧૬ ; ૧૭, ૧૮.)ની હાજરી તથા તેમનાં દાનોને લીધે આ હેવાલ સમતોલ થયો હશે, પણ તે છતાં હેવાલમાં જે વાતો કહેવામાં આવી હતી તે ભય ઉપજાવનારી હતી. કલોએના ઘરનાં માણસો તરફથી સાંભળવા અગાઉ પણ એકવાર પાઉલને કરીથની મંડળી બાબત માઠા સમાચાર મળ્યા હતા, જેનો તેણે પત્રદ્વારે જવાબ આપ્યો હતો. તે હાલ મોજુદ નથી, પણ આ બીજો હેવાલ પહેલાના કરતાં વધારે ખરાબ જણાય છે. હમણાં લોકોની પ્રકૃતિ પોતપોતાના પક્ષને વળગી રહેવાની થઈ હતી, અને તેથી મંડળીની વૃદ્ધિ તથા તેની સમાધાનીનો અંત આવવાની ધાસ્તી હતી. વ્યભિચાર થવા લાગ્યો હતો તથા લોકો (ઈનસાફ કરાવવા સારૂ) અદાલતમાં વિધર્મીઓ આગળ જવા લાગ્યા. પોતાના ભાઇઓને ઠોકરરૂપ થવા છતાં લોકો મૂર્ત્તિઓને અર્પેલુ માંસ ખાવા લાગ્યા, તેઓમાં છાકટાઈ પેઠી, અને તેઓ પ્રભુભોજનનો ભંગ કરવા, પોતાની જીભથી વ્યર્થ વાતો બોલવા તથા પુનરૂત્થાનનો નકાર કરવા લાગ્યા. કરીથીઓ પર પહેલો પત્ર લખીને પાઉલે આ હેવાલનો જવાબ આપ્યો. જે બે મુલાકાતો વિષે લુક લખે છે, તે દરમિયાન તેણે કરીંથની મુલાકાત પણ લીધી હતી કે કેમ તે બાબત હજી વાદવિવાદ ચાલે છે. બીજા પત્રમાંની હકીકત પરથી એવી મુલાકાતનુ કાંઇક અનુમાન થાય છે. ત્યાં એમ કહેવામાં આવ્યું છે કે, (૨ કરીં. ૧૨, ૧૪ : ૧૩, ૧.) "જુઓ, આ **ત્રીજીવાર** હુ તમારી પાસે આવવા તૈયાર થયો છુ." ૨ કરી. ૨ ; ૧ માં વાપરેલી પાઉલની ભાષાથી પણ ત્રીજી મુલાકાત બાબત વાદવિવાદ થએલો ધારવામા આવે છે, કારણકે ત્યાં તે એમ કહે છે કે, "મેં પોતાને સારૂ એવું ઠરાવ્યું, કે હું ફરી ખેદથી તમારી પાસે નહિ આવુ." આથી એ સિદ્ધ થાય છે કે આની પહેલાં તે તેઓ પાસે એકવાર ખેદ સહિત આવી ચુકયો હતો, પણ પહેલી મુલાકાત વખત જ્યારે તેણે મંડળી સ્થાપી ત્યારે એવી સ્થિતિ નહોતી. પણ આ બિનાઓમાંની એક પણ ત્રીજી મુલાકાત વિષે સાક્ષી આપતી હોય એ તપાસ કરતાં શકમંદ જણાય છે. આ મુજબ ૨ કરી. ૨ ; ૧ ની મતલબ આ હોય; "મેં પોતાને સારૂ એવું ઠરાવ્યું કે, હું **ફરી** ખેદથી તમારી પાસે નહિ આવું," તેજ પ્રમાણે ૨ કરી. ૧૨ ; ૧૪ ખરેખર કરીંથની મુલાકાત નહિ પણ ત્યાં જવાના ઇરાદા બાબતની સૂચના જણાવે છે. તે અગાઉ બે વાર તૈયાર થયો હતો, હવે તે ત્રીજીવાર તૈયાર છે. એક વાર માકેદોનિયા થઈ કરીંથ જવાનો

તેણે ઠરાવ કીધો હતો, (૧ કરીં. ૧૬, ૫-૯.) અને જ્યારે આ વિચાર તેના મનમાં હતો ત્યારે તેની એવી આશા જણાય છે કે, મારા પત્રથી કરીંથની મંડળીમાં ફરી સમાધાન થશે અને તેથી મારૂં જવું આનંદકારક થશે. ફરી તેને કરીંથ જવાનું તથા ત્યાંથી માકેદોનિયામાં ફરી પાછા બીજીવાર કરીંથ આવવાનું મન થયું (૨ કરી. ૧; ૧૫, ૧૬.) તેનો આ ઇરાદો કદી પાર પડયો નહિ. મંડળી તરફથી તેને એવા સમાચાર મળ્યા કે જેથી કરી પોતાની મુલાકાત મુલતવી રાખવાનું તેણે ડહાપણ ભરેલુ ધાર્યું. કરીંથમાંના તેના દુશ્મનોએ આ વિલબ તથા તેની યોજનાના બદલાણનો લાભ લીધો, (૨ કરીં. ૧; ૧૮.) પણ "મારા ઇરાદા પ્રમાણે જો હુ આવ્યો હોત તો તેથી મને તેમજ તેમને ખેદ થાત" એમ કહી "જે મેં કર્યું છે તે વાજબી કર્યું છે" એ તેણે સાબિત કરી આપ્યું. (૨ કરી. ૨, ૧.) જેઓ તેની વિરૂદ્ધ થયા હતા તેમની સાથે સખતાઇથી વર્તવાની તેને અગત્ય પડત. (૨ કરીં. ૧; ૨૩.) ૨ કરીં. ૧; ૧૫, ૧૬ મુજબ કરીંથ જવાનો પોતાનો ઇરાદો પાર પાડવાને બદલે પોતાનો પ્રતિનિધિ થવા તથા દુશ્મનો સાથે પોતાની સત્તા જાળવી રાખવા સારૂ તેણે તીતસને કરીંથ મોકલ્યો એમ જણાય છે. (૨ કરીં. ૧૨; ૧૮.) આ કામમાં તીતસ ઘણોજ ફતેહમંદ નિવડયો, અને પાછા આવતાં તેણે પાઉલને માકેદોનિયામાં મળી જે હેવાલ આપ્યો, તે પરથી કરીંથીઓ પર બીજો પત્ર લખવાનો પ્રસંગ પડયો. (૨ કરી. ૨, ૧૩ ૭; ૫-૧૬.) આ પ્રમાણે ૨ કરીં. ૧૨; ૧૪માં વાપરેલી પાઉલની ભાષાથી કરીથની ખરેખર મુલાકાત નહિ પણ ત્યાં જવાના ઇરાદા બાબત સૂચના જણાય છે. હવે જો ૨ કરી. ૧૨; ૧૪નો એ અર્થ હોય તો ૨ કરી. ૧૩; ૧ની વાત પણ દેખીતી રીતે તેને મળતી છે, તેથી આપણે એમ માનવું જોઇએ કે "ત્રીજીવાર" એ ત્રીજી મુલાકાત સૂચવતું નથી, પણ મુલાકાત બાબત ત્રીજો ઠરાવ સૂચવે છે. અને આ ખુલાસો વાકયાન્વય સાથે મળતો આવે છે. કરીંથીઓથી જુદા પડવા સારૂ આવવા માટેનો બીજો ઠરાવ તજી દેવામાં આવ્યો. પાઉલની સત્તા સામે જે વિરૂદ્ધતા દેખાડવામાં આવતી હતી તેની સામે ટક્કર લઈ તે પર જીત મેળવવા સારૂ એક માણસને મોકલવામાં આવ્યો. આ પ્રતિનિધિએ ઘણી વાતો પાર પાડી, પરંતુ પ્રેરિત પ્રત્યે હજી પણ દુશ્મનાઇ હતી. આથી કરી તેણે માકેદોનિયામાંથી એક સખત પત્ર લખ્યો, જેમાંનો થોડો ભાગ દુશ્મનાઇ કરનારાઓની (નાની) ટોળી માટે ખાસ લખેલો હતો, અને છેવટનો ભાગ આ ધમકી સહિત સમાપ્ત કીધો હતો કે જે કોઈ મારી વિરૂદ્ધ પોતાના દુષ્ટ મનસુબામાં આલ્યા કરશે, તેની હું આવીને ખરેખરી ખબર લઇશ. (૨ કરીં. ૧૩; ૨, ૧૦.)

પાઉલે કરીંથની મુલાકાત કીધી એવા અનુમાન માટે કરીંથીઓના ૨ જા પત્રમાં કોઇ ચોક્કસ આધાર નથી, અને એ વિષે પ્રેરિતોનાં કૃત્યમાં લુક પણ

કંઇ કહેતો નથી, તેથી તેમજ કરીંથીઓના ૨ જા પત્રના કોઇ પણ ભાગનો ખુલાસો કરવાને આ અનુમાન દેખીતી રીતે અગત્યનુ નથી, તેથી લુકની હકીકતમાં વધારો કરવાનું આપણે ના પાડીએ છીએ.

ત્યાં લાંબો વખત રહ્યા પછી જ્યારે પાઉલ એફેસસ જવા નિકળ્યો ત્યારે તે કરીંથ ફક્ત એકજ વાર ગયો હતો. તેમજ આખાયા ભણી તરતજ મુસાફરી કરવા સારૂ તે હમણાં તૈયાર નહોતો. જે કામ વાસ્તે તેણે તીતસને મોકલ્યો હતો તેનું પરિણામ જાણવા સારૂ પહેલાં તો તીતસને મળવાની તેને અગત્ય હતી. તીતસને તે ત્રોઆસમાં મળવાની આશા રાખતો હતો એમ જણાય છે, અને ત્યાં પહોંચવા પર તે તેને જડયો નહિ ત્યારે તે ઘણોજ દુઃખી થયો. (૨ કરીં ૩, ૧૨.) ત્રોઆસમાં સુવાર્ત્તાની શરૂઆત ઘણી સુંદર રીતે થઇ હતી, પણ તે એવા ઉચાટ તથા ફિકરમાં હતો કે જેથી કરી તે ઉપદેશ કરી શકયો નહિ. તેથી ત્રોઆસ છોડી તે માકેદોનિયામાં આવ્યો. (૨ કરી. ૨ ; ૧૩.) તેનું સંકટ જારી રહ્યુ. "બહાર કજીયા હતા, માંહે ચિંતા હતી." (૨ કરીં. ૭; ૫.) છેવટે તીતસ કરીંથથી આવી પહોંચ્યો અને તેથી પાઉલને દિલાસો મળ્યો. તીતસે આવીને કરીંથની મડળી વિષે એવો હેવાલ આપ્યો કે તેની સ્થિતિ હમણાં ઘણીજ સુધરી ગઇ છે. વળી એવી પણ તે ખબર લાવ્યો કે ઘણા સભાસદો પ્રેરિતને (પાઉલને) જોવા સારૂ આતુર થઈ રહ્યા છે, તથા પહેલા પત્રમાં આવેલા તેના ઉપદેશ મુજબ તેઓ આસ્થાથી ચાલે છે. (૨ કરીં. ૭ ; ૭, ૧૧ : ૧ , ૨૪.) આમ હોવાને લીધે જ્યારે પાઉલને કરીંથીઓ માટે સારી હિમ્મત આવી, ત્યારે તેણે તેમના પર પોતાનો બીજો પત્ર લખ્યો. પત્રમાંનો જે ભાગ કરીંથમાંના યહુદી ધર્મ પાળનારાઓ બાબત લખેલો છે તેમાં જીવનચરિત્ર સંબંધીના કેટલાએક મુદ્દા છે. આ પ્રમાણે એમ જણાય છે કે જ્યારે તે થેસ્સાલોનીકામાં હતો ત્યારે જેમ તેને ફિલિપીમાંથી મદદ મળી હતી, તેમ કરીંથમાં મંડળી સ્થાપતી વખતે તેને માકેદોનિયામાંથી મદદ મળી હતી. (૨ કરીં. ૧૧ ; ૯.) આપણે જાણીએ છીએ કે તે કરીંથમાં પોતાનો રોજગાર કરતો હતો, (પ્રે. કૃ. ૧૮ ; ૩.) તો પણ કોઇ વાર તે તંગીમાં આવી જતો હતો. (૨ કરીં. ૧૧ ; ૯.) એમ છતાં કરીથના ખ્રીસ્તીઓને તે ભારરૂપ થયો નહિ કારણકે તેની જરૂરિયાતો માકેદોનિયામાંથી પૂરી પાડવામાં આવતી હતી.

ફરી જે દુઃખો પાઉલ પર આવ્યાં અને જેઓ વિષે બીજી કોઈ જગ્યાએ કહેવામાં આવ્યું નથી તેઓની હકીકત આપણને આ પત્રમાંથી મળે છે. હુ કેદખાનાંમાં નંખાયો એમ તે કહે છે, પરંતુ કરીંથીઓ પર તેણે બીજો પત્ર લખ્યો તે પહેલાં આપણે એમ જાણતા હતા કે તે ફક્ત એકજ વાર કેદમાં

નંખાયો. ફરી તે કહે છે કે પાંચ વાર મેં યહુદીઓથી કોરડાનો માર ખાધો, પણ એમાંના એક પણ મારની હકીકત આપણને બીજે કોઇ ઠેકાણે મળતી નથી. વળી તે કહે છે કે ત્રણ વાર મેં સોટાનો માર ખાધો પણ આમાંના એકજ પ્રસંગ વિષે આપણે જાણીએ છીએ કે જે વખતે તેણે એવો માર ખાધો હતો. તે કહે છે કે ત્રણ વખત મારૂં વહાણ ભાંગી ગયું અને આ ત્રણમાંના એક પ્રસંગે હું ચોવીસ કલાક પાણીમાં રહ્યો. તેના આ અનુભવો વિષે પણ આપણી પાસે આ શિવાય બીજી કોઇ હકીકત નથી. આ ટુંકાં ટુંકાં વાકયોમાં પાઉલના ઇતિહાસના કેટલા બધા આ લિખિત પણ મનોરંજક અધ્યાયો વિષે કહેવામાં આવે છે.

છેવટે, કરીંથીઓ પર લખેલા પોતાના આજ પત્રમાં પાઉલ પોતાના દેહના કાંટા વિષે બોલે છે. (૨ કરી. ૧૨; ૭.) આ કાંટો એ સારૂ મૂકવામાં આવ્યો હતો કે જે પ્રકટીકરણો તેને મળ્યાં હતાં તેઓને લીધે તે અયોગ્ય રીતે ફુલાઈ ન જાય. કરીંથીઓ પરનો બીજો પત્ર લખવા પહેલાં ચૌદ વર્ષ પર તેને એક દર્શન થયું હતું તેની સાથે તે એ વિષે બોલે છે, એટલે, ઇ. સ. ૪૩ અથવા ૪૪ માં. તે વખતે તે અંત્યોખમાં હતો, અને પ્રેરિતોનાં કૃત્ય મુજબ અંત્યોખની મંડળીના પ્રતિનિધિ તરીકે તેમનું ઉઘરાણું દુકાળ ફંડમાં લઈ જવા સારૂ તે બાર્નાબાસની સાથે યરૂશાલેમ ગયો. પરંતુ એ દર્શન યરૂશાલેમમાં થયું કે અંત્યોખમાં તે કહી શકાય નહિ, તેમજ તે કયા પ્રસંગપર થયું તે પણ આપણે જાણતા નથી. આપણે ફક્ત આટલુજ જાણીએ છીએ કે એ દર્શન પાઉલ માટે પણ અદ્‌ભૂત હતું, અને એ દર્શન પછી તેના પર જે વિત્યું તેનો ઈશ્વરી હેતુ તેને ગર્વહીન રાખવાનો હતો. તેનો એ અર્થ તરતજ ધ્યાનમાં આવ્યો નહોતો કારણકે જો એમ હોત તો પાઉલ એવી વિનતી ન કરત કે, "હે પ્રભુ, એ મારાથી દૂર કર." પણ પાછળથી તેનો આ હેતુ તે સમજવા લાગ્યો. તે દૂર થાય એ સારૂ તેની પ્રાર્થના જો કે ઘણીજ આતુરતા ભરેલી હતી તોપણ તે નિરર્થક થઇ; (કારણકે) કાંટો તેમજ રહ્યો. અને આથી પાઉલને ખ્રીસ્તની કૃપાનો નવો અનુભવ થવાને લીધે તેણે તેમાં આનંદ માન્યો. તેના વિષે બોલતાં તે તેને **નબળાઈ** કહે છે, અને ખ્રીસ્તને લીધે થતા ઉપદ્રવ, જરૂરિયાતો, સતાવણીઓ તથા દુઃખો સાથે તેનો સમાવેશ કરે છે. (૨ કરીં. ૧૨; ૧૦.) એ વાકય પરથી આપણને એમ ધારવાનું મળે છે કે તે કોઇ દૈહિક દુઃખ હશે, પણ તે પરથી તેનું ખાસ લક્ષણ શું હતું એ આપણને ચોક્કસ જણાતું નથી. ફેફરૂં, ઝેરી તાવ, માથાનો દુખાવો, આંખોનું દરદ તથા એવા પ્રકારની બીજી દૈહિક બેચેનીઓ ધારવામાં આવે છે, પણ એ બધી કેવળ કલ્પના છે. છતાં પાઉલના જીવનચરિત્ર બાબત જે અગત્યની વાત તે આ છે કે, તેને એક અમુક પ્રકારનું દુઃખ હતું કે જે ઘણું તીવ્ર તથા તેને દીન (ગર્વહીન) કરનારૂં હતું.

## ૩. માકેદોનિયા તથા આખાયામાં પ્રવાસ.

લુક એમ કહે છે કે એફેસસ છોડયા પછી પાઊલે માકેદોનિયાના ખ્રીસ્તીઓની મુલાકાત કીધી, અને તેઓને ઘણો બોધ આપ્યો. (પ્રે. કૃ. ૨૦, ૨.) પાઊલની પોતાની હકીકતથી આપણને એ માલમ પડે છે કે, તીતસ કરીંથથી પાછો આવ્યો તથા ઘણું કરી કરીથીઓ પરનો બીજો પત્ર રચવામાં આવ્યો ત્યાર પછી મંડળીઓ મધ્યે આ મુસાફરી કરવામાં આવી. કારણકે જ્યાં સુધી તેણે તીતસને જોયો નહિ તથા તેની પાસેથી હેવાલ સાંભળ્યો નહિ, ત્યાં સુધી મંડળીઓની મુલાકાત કરી તેમને બોધ આપવાનું તેને વલણ થયું નહોતું. (૨ કરીં. ૨; ૧૩. ૭; ૫–૧૬.) પણ કરીંથની મંડળી બાબત તેનુ મન શાંત થયા પછી જે મંડળીઓ પોતે સ્થાપી હતી, તેમજ બીજી મડળીઓ કે જે ઘણું કરી તેના હાથે થએલા ખ્રીસ્તીઓએ સ્થાપી હતી તેમની મુલાકાત કરતો કરતો તે આખા માકેદોનિયામાં ફર્યો. આ વખતે તેણે કોઈ નવાં ક્ષેત્રોમાં ઉપદેશ કીધો કે નહિ તે વિષે કોઇ પુરાવો નથી. તેણે ખ્રીસ્તીઓને બોધ આપી ખ્રીસ્તી જીવનમાં આગળ વધવા સારૂ તેમને ઉત્તેજન આપ્યું કેવળ એમ નહિ, પણ યરૂશાલેમની મંડળી માટેના ઉઘરાણા બાબતની વાત તેણે બહુજ લક્ષમાં રાખી હતી એમ જણાય છે. (૨ કરીં. ૮; ૩, ૪.) જ્યારે તે માકેદોનિયામાં મુસાફરી કરતો હતો, ત્યારે ઉઘરાણું કરવા ખાતર તેણે તીતસને કરીંથ મોકલ્યો, અને તેની સાથે બીજા બે માણસોને મોકલ્યા જેઓનાં નામ જણાવવામાં આવ્યાં નથી. (૨ કરી. ૮; ૧૮, ૨૨.) આમાંના એક વિષે ખુલ્લી રીતે કહેવામાં આવે છે કે તેની નિમણુક મંડળીઓથી, એટલે, માકેદોનિયાની મડળીઓથી કરવામાં આવી હતી, અને બીજાને પણ નિમવામાં આવ્યો હતો એમ જણાય છે, કારણકે તે મંડળીઓનો "કાસદ" એ નામથી ઓળખાય છે. આ મુજબ આખાયામાં ઉઘરાણું કરવાનું કામ ત્રણ માણસોની બનેલી કમિટિના હાથમાં હતું. માકેદોનિયાથી પાઊલ ગ્રીસ ગયો અને ત્યાં તે ત્રણ મહિના રહ્યો (પ્રે. કૃ. ૨૦; ૩.) જ્યારે તે એફેસસ હતો ત્યારે ત્યાંથી તેણે કરીથીઓને જે ઇચ્છા દર્શાવી હતી તે જો પાર પડી હોય, તો આમાંનો ઘણો વખત તેણે કરીંથમાં ગુજાર્યો (૧ કરીં. ૧૬; ૬.) જ્યારે તે ત્યાં હતો ત્યારે ગાયસે તેની આગતાસ્વાગતા કરી, અને એમ જણાય છે કે બધા ખ્રીસ્તીઓને આવકાર આપવા સારૂ તેનું ઘર હમેશાં ખુલ્લું રહેતું, એટલે કે, તે ખુશીથી બધાની પરોણાગત કરતો. (રૂમી. ૧૬; ૨૩.) તેના જુના યજમાનો, આકુલા તથા પ્રિસ્કીલા, હમણાં એફેસસમાં હતાં. આ મહિનાઓ પાઊલે આખાયામાં કેવી રીતે ગુજાર્યાં તે વિષે આપણને કંઈ કહેવામાં આવ્યું નથી. તેની એવી આશા હતી કે મારા કરીંથ આવી પહોંચ્યા પહેલાં ઉઘરોણું તૈયાર થઇ જશે. (૨ કરીં. ૯; ૫.) પણ તે પ્રમાણે થયું હતું કે કેમ તે આપણે જાણતા નથી. પાઊલના પત્રો તથા તીતસની મારફતે આ મંડળી માટે

ઘણું કરવામાં આવ્યું હતું, છતાં પણ તેના સભાસદોને દઢ કરવા તથા ઘણું કરી તેમને સંપીલા કરવા સારૂ બીજું ઘણું કરવાનુ બાકી રહ્યું છે, એમ પાઉલને જણાયું એ ધારણા સ્વાભાવિક છે. વળી આજ અરસામાં રૂમીઓ પર પત્ર લખવામાં આવ્યો. વળી યહુદીઓએ પાઉલને મારી નાખવા સારૂ કાવતરૂં રચ્યું, તે પરથી પણ સાબિત થાય છે કે આ ત્રણ મહિના તે ચાલુ બોધ કરતો રહ્યો, અને તેથી લોકો પર તેની ભારે છાપ પડી હતી. (પ્રે. કૃ. ૨૦; ૩.) આ કાવતરાની જાણ પડવાથી તેણે પોતાની મુસાફરીની ગોઠવણ ફેરવી નાખી, અને અગાઉ ઠરાવ્યા મુજબ વહાણમાં બેસી યરૂશાલેમ જવાને બદલે તેણે માકેદોનિયામાં થઈ પાછા જવાનું નક્કી કર્યું. આ કાવતરાનો અમલ વહાણમાં કરવામાં આવનાર હતો, એ સંભવિત છે અને તે કારણને લીધે પાઉલે પોતાની ગોઠવણ ફેરવી નાખી.

## ૪. યરૂશાલેમ ભણી પાંચમી તથા છેલ્લી મુસાફરી.

મંડળીઓનું ઉઘરાણું લઈ યરૂશાલેમ જવા સારૂ પાઉલ ઓછામાં ઓછા સાત માણસો સાથે કરીંથથી નિકળ્યો કે જેઓ મંડળીઓ તરફના પ્રતિનિધિઓ હતા, એમ માનવામાં આવે છે. (પ્રે. કૃ. ૨૦ ; ૪.) તે એફેસસમાં હતો ત્યારે પણ એવા પ્રતિનિધિઓની નિમણુક વિષે બોલતો હતો, (૧ કરીં. ૧૬ ; ૩, ૪.) અને જે માણસોનાં નામ આપવામાં આવ્યાં છે, તેમાંનો એક યરૂશાલેમમાં હાજર હતો એવી અનિયમિત સૂચના આપણા જેવામાં આવે છે. (પ્રે. કૃ. ૨૧; ૨૯.) તે ઉપરાંત પાઉલના સુવાર્તિક ક્ષેત્રની મુસાફરી દરમિયાન આ સાત માણસો ઘણા વખત સુધી તેની સાથે હતા, એ વાત પરથી પણ સાબિત થાય છે કે, આ મુસાફરી વખતે તેઓ અધિકારીની રૂએ તેની સાથે હતા. સોપાતર બેરીઆનો હતો અને ઘણું કરી તે કરીંથમાં પાઉલ સાથે હતો. (રૂમી. ૧૬ ; ૨૧.) આરીસ્તાર્ખસ તથા સકુંદસ થેસ્સાલોનીકામાંના હતા. આમાંનો પહેલો એફેસસમાં પાઉલ સાથે હતો. (પ્રે. કૃ. ૧૯; ૨૯.) અને ત્યાર બાદ રૂમની મુસાફરી વખતે આપણે તેને પાઉલ સાથે જોઈએ છીએ. (પ્રે. કૃ. ૨૭; ૨.) ગાયસ આશિયા માઇનરની વચ્ચે આવેલા દેર્બેમાંનો હતો, અને તીમોથી લુસ્ત્રામાંનો હતો. તુખીકસ તથા ત્રોફીમસ આશિયાના રૂમી પ્રાંતમાંના હતા, અને ત્રોફીમસ ઘણું કરી તેના રાજધાની શહેરમાંનો હતો. (પ્રે. કૃ. ૨૧; ૨૯.) આ ટીપમાં આપેલા નામથી દર્શાવવામાં આવ્યું નથી તેમજ જો આપણે દક્ષિણ ગલાતીની તર્કની વાત ન માનીએ તો એ ટીપમાં ગલાતીની મંડળીઓ પણ દર્શાવવામાં આવી નથી. કરીંથની મંડળીનો પ્રતિનિધિ પાઉલ પોતે થવાનો હતો, એ સંભવિત છે, (૧ કરીં. ૧૬ ; ૪.) અને આ પણ બનવાજોગ છે કે લુક જે ફિલિપીથી જઈ ત્રોઆસમાં આ ટોળી સાથે જોડાયો, તેણે ફિલિપીની મંડળીના પ્રતિનિધિ તરીકે કામ બજાવ્યું. (પ્રે. કૃ. ૨૦; ૫, ૬.)

ઘણું કરી યરૂશાલેમ ભણીની શરૂઆતની મુસાફરી ઠંડા પેટની હતી. એ ટોળીએ ત્રોઆસના રૂમી સંસ્થાનમાં એક અઠવાડિયું મુકામ કીધો, (પ્રે. કૃ. ૨૦; ૬.) ત્યાં કેટલાએક ખ્રીસ્તીઓ હતા અને પોતાના મુકામની છેલ્લી રાત તેઓએ કેવી રીતે ગુજારી, તે વિષે લુક આપણને કહે છે. (પ્રે. કૃ. ૨૦; ૭–૧૨.) પ્રભુભોજનનો સંસ્કાર પાળવા સારૂ ત્રોઆસના શિષ્યો તથા ખ્રીસ્તી મુસાફરો અઠવાડિયાના પહેલા દિવસે એકત્ર થયા. એ સભા મકાનના ત્રીજા માળે ભરવામાં આવી હતી. પાઉલે મધરાત સુધી સંભાષણ કીધુ. આસરે તે વેળાએ યુતુખસ નામનો એક જુવાન માણસ કે જે એક બારીમાં ઉંઘી ગયો હતો (**ઘણી બતીઓના** અજવાળાથી થએલી ગરમીને લીધે તે બારી પાસે ગયો હશે) તે ત્યાંથી ભોંય પર પડી ગયો, અને દેખીતી રીતે મરણ-તોલ હાલતમાં તેને ઉપાડી લેવામાં આવ્યો. રામસે એમ ધારે છે કે તે જુવાન માણસ લગભગ મરણની અણી પર છે એમ ધારી લુકે પોતાને રાજી કીધો હતો, અને લુક વૈદ હતો તેથી તેણે એ જાણવુ જોઈએ. અને તેમ છતાં લુકની ભાષાનો કેવળ આ પણ અર્થ થાય કે જેઓએ યુતુખસને ભોંય પરથી ઉપાડયો તેઓએ એમ ધાર્યું કે તે મરણ પામ્યો છે. પાઉલની ભાષા પરથી આની ખરેખર અગત્ય જણાય છે, કારણકે "તેનો જીવ તેનામાં છે" એમ કહી તેણે તેના મિત્રોને રડવાથી અટકાવ્યા. મુએલા માણસને જીવતો કરવા માટેના પાઉલના વિચાર બાબત કોઈ સૂચના નથી. દરકાસના બિછાના પાસે જેમ પીતરે પ્રાર્થના કરી તેમ તેણે પ્રાર્થના કરી નહિ, (પ્રે. કૃ. ૯; ૪૦.) તેણે ફક્ત પેલા બેભાન માણસને બાથમાં લીધો અને પછી જાહેર કર્યું કે તેનો જીવ તેનામાં છે. વળી તે જુવાન એકદમ ઉભો થયો એમ પણ કહેવામાં આવ્યું નથી, કારણ જો તે ચમત્કારિક રીતે સાજો કરાત તો એવી આશા રાખવામાં આવત. જ્યારે પાઉલની ખાતરી થઇ કે તેનો જીવ તેનામાં છે, ત્યારે તે પાછો માળ પર ગયો, અને સવાર સુધી તે જુવાન માણસનું નામ લેવામાં આવતું નથી, કે જે વખતે તેના મિત્રો તેને **જીવતો તેડી ગયા,** એટલે ઘણું કરી તેને તેના ઘેર લઈ ગયા, એમ કહેવામાં આવે છે.

ત્રોઆસથી પગે ચાલી પાઉલ આસોસ ગયો કે જે આસરે વીસ માઈલ દૂર હતું, જ્યારે ટોળીના બીજા માણસો વહાણમાર્ગે ગયા. (પ્રે. કૃ. ૨૦; ૧૩, ૧૪.) આસોસમાં તે તેમની સાથે અને ત્યાંથી આખી ટોળી ત્રીજે દિવસે મીલેતસ પહોંચી, કે જે એફેસસથી આસરે પાંત્રીસ માઈલ દૂર મીએન્ડર નદીના મુખ આગળ આવેલું હતું. (પ્રે. કૃ. ૨૦; ૧૪, ૧૫.) આ ઇઓનીઆનું મુખ્ય શહેર હતું. પોતાની મુલાકાત કરવા સારૂ એફેસસ માણસો મોકલી ત્યાંના વડીલોને તેડી મંગાવવા માટે પાઉલ ત્યાં જોઈતો વખત થોભ્યો. જે સંભાષણ (પ્રે. કૃ. ૨૦; ૧૮–૩૫.) તેણે તેમને આપ્યું કે જેમાંનું કેટલુંએક વર્ણન

આપણે ક્યારનું કરી ચુકયા છીએ, તેથી યરૂશાલેમ ભણી જતી વખત જે લાગણીઓથી પાઉલનું હૃદય ભરાઇ ગયું હતું, તેમની પ્રતિછાયા પડે છે. કરીંથથી રૂમ લખતી વખત તેને જે ભાન થયું હતું તે તીવ્ર થએલું જણાય છે, અને હમણાં તેને ખાતરી છે કે બંધનો તથા સંકટો તેની વાટ જુએ છે (રૂમી. ૧૫; ૩૦, ૩૧.) તેને શું શું વિતશે તે તે ચોક્કસ જાણતો નહોતો, પણ દુઃખ તેની આગળ છે એની તેને ખાતરી હતી. અને અગર જો કે આ તે આગળથી જાણતો હતો તો પણ યરૂશાલેમ જવા સારૂ તેને માંહેથી દબાણ થતું જણાતું હતું. કયા બનાવોથી પાઉલને આ ખાતરી થઇ હતી તે આપણે જાણતા નથી. યહુદીઓ કે જેઓ તેને મારી નાખવા સારૂ તેની શોધમાં જૂદાં જૂદાં શહેરોમાં ફરતા હતા તેમનાં કાવતરાંના અનુભવ પરથી તથા યરૂશાલેમમાં તેના સ્વદેશબંધુઓનો તેની સામે ઘણોજ કટ્ટો શત્રુભાવ હતો, એ તે જાણતો હતો તે પરથી તેને ખાતરી થઈ હશે. (પ્રે. કૃ. ૨૧; ૧૨-૧૪.) જેમ જેમ તે પોતાની મુસાફરીના અંતસ્થાન (જ્યાં મુસાફરી પૂરી થાય તે જગ્યા) ની નજદીક આવતો ગયો, તેમ તેમ તેનું ભાન તીવ્ર થતું ગયું એ સ્વાભાવિક હતું. જ્યારે તે મીલેતસમાં હતો ત્યારે આગળ જતાં પોતા પર જે જે વિતવાનું હતું, તેના વિચારથી તેને એટલી પીડા થઇ કે જેથી તેણે પોતાના મિત્રોને એમ કહ્યું કે ફરી તમે મારૂ મુખ જોશો નહિ. હવે આ ઈશ્વરી પ્રેરણા મારફતે થએલું ભવિષ્યવચન હતું એમ માનવાનુ નથી, પણ પાઉલના અંતઃકરણમાં જે લાગણીનો ઉભરો હતો તેનું તે તીવ્ર ઉચ્ચારણ હતું એમ સમજવું જોઇએ. મીલેતસમાંની વિદાયગીરી જન્મચરિત્રના સંબંધમાં મન રંજન કરનારી છે, કારણકે તે આપણને એ દેખાડે છે કે પાઉલે જેવી રીતે ત્યાંના લોકોનાં મન હરણ કરી લીધાં તેવીજ રીતે તેમનાં અંતઃકરણોને પણ જીતી લીધાં. વડીલો ખૂબ રડયા અને પાઉલને બાથમાં લઈ તેઓએ તેને ચુંબન કીધુ. (પ્રે. કૃ. ૨૦; ૩૭.)

પાતારા કે જે લુકીઆનાં શહેરોમાંનું એક હતું ત્યાં પાઉલ તથા તેના મિત્રોએ વહાણ બદલી નાખ્યું અને જે વહાણ સૂરનો સામાન લઇ જતું હતું તેમાં બેઠા. (પ્રે. કૃ. ૨૧; ૧-૩.) ત્યાં તેઓ ફરી આઠ દિવસ રહ્યા, અને આજ મુસાફરીથી આપણને ખબર મળે છે કે આ વખતે સૂરમાં મંદિર હતું. પાઉલ યરૂશાલેમ ન જાય એ સારૂ સૂરના ખ્રીસ્તીઓએ તેને આગ્રહ કીધો, (પ્રે. કૃ. ૨૧; ૪.) અને તેઓએ ધાર્યું કે પવિત્રાત્માએ તેમને આ સલાહ આપી એમ જણાય છે. મીલેતસમાં પાઉલના કેટલાએક મિત્રો હતા, અને તેથી પોતાને જે વાતોની ખબર પડી તે તેણે તેમને કહી હશે એમ આપણે ધારી શકીએ, અને તેનું પરિણામ એ આવ્યું હતું કે પોતાનો ઇરાદો પડતો મુકવા સારૂ તેને સમજાવવાને તેઓ કોશીશ કરવા લાગ્યા. છતાં આપણે વિચારવું જોઇએ કે આત્માનો ઉંધો અર્થ સમજનાર પાઉલ નહિ પણ સૂરના ખ્રીસ્તીઓ હતા.

સૂરથી વહાણમાર્ગે ફક્ત વીસ માઇલની મુસાફરી કર્યાંથી પાઉલ તાલેમીસ આવી પહોંચ્યો, કે જેને થોડા વખતથી કલાદીઅસે રૂમી સંસ્થાન બનાવ્યું હતું, (પ્રે. કૃ. ૨૧; ૭.) અને ત્યાં શિષ્યો સાથે એક દિવસ રહ્યા બાદ તે પગ રસ્તે કાઇસારીઆ ગયો કે જે આસરે પચીસ માઇલ દૂર હતું. ત્યાં એ ટોળી કેટલાએક દિવસ રહી પણ લુક આગળ એમ કહ્યું છે કે, પાઉલ ઉતાવળે આગળ વધતો હતો એ સારૂ કે પચાસમાને દિવસે તે યરૂશાલેમમાં હાજર થઇ શકે. ત્યાં યહુદાહના આગાબસ ભવિષ્યવાદી સાથે પાઉલની મુલાકાત થઈ અને જે વખતે પાઉલ તથા બાર્નાબાસ અંત્યોખમાં ઉપદેશ કરતા હતા, તે વખતે જે ત્યાં આવ્યો હતો તે ઘણું કરી એજ હતો એમ જણાય છે. પાઉલના ભવિષ્ય બાબત તેણે સહેજ નવો પ્રકાશ પાડયો, કારણકે પવિત્રાત્માની મારફતે તેણે તેને એવી ખાતરી કરી આપી કે યહુદીઓથી તે વિધર્મીઓના હાથમાં સોંપાશે (પ્રે. કૃ. ૨૧, ૧૧.) પાઉલ કેદ થવાથી તેનું પરિણામ શુ નિપજશે તેની આગાબસને આગળથી ખબર પડી હતી એવી કોઇ સાબીતી નથી. તેને ફક્ત આટલુજ ખબર પડયું હતું કે રૂમી અધિકારીઓની સામે તેને ઉભો કરવામાં આવ્યો. આ વાત લક્ષમાં લેવાજોગ છે કે યરૂશાલેમ જવાનો વિચાર માંડી વાળવા માટે પાઉલને સમજાવવાની આગાબસે કોશીશ કીધી નથી. તેના પર આગળ જે વિતવાનુ હતુ તે તેણે તેને કહ્યું પણ આગાબસે એ વાત જાહેર કીધી તે પરથી પાઉલે યરૂશાલેમ જવું ન જોઇએ એવું અનુમાન પાઉલના સાથીઓ તથા મિત્રો જેઓ કાઇસારીઆમાં હતા તેઓએ કર્યું. પાઉલ ખાતરીપૂર્વક એમ માનતો હતો કે આ અનુમાન ખોટું છે, અને તેથી તેણે પોતાના મિત્રોના કાલાવાલાનો અંગીકાર કર્યો નહિ. તેના પાછલા ઇતિહાસ પરથી તેનો વિચાર વાજબી હતો એમ જણાય છે, છતાં જો પોતાના મિત્રોની સલાહ માનીને તે યરૂશાલેમથી છેટો રહ્યો હોત તો દેવના રાજ્યને માટે તે કેટલુ કરી શકત એ આપણે કહી શકીએ નહિ.

કાઇસારીઆથી નિકળતી વખતે પાઉલના વળાવાઓ પહેલાંના કરતાં વધારે હતા, કારણકે ત્યાંના કેટલાએક શિષ્યોએ તેનો સાથ કીધો હતો. પાઉલ તથા તેના સાથીઓ યરૂશાલેમમાં નાસોન નામનો માણસ કે જે કુપરસનો યહુદી હતો તેને ઘેર ઉતરે એવો બંદોબસ્ત કાઇસારીઆથી ઉપડવા અગાઉ કરવામાં આવ્યો હતો.

## પ્રશ્નો.

૧. એફેસસ છોડયા બાદ કઈ નક્કી અને દૂર સુધી પહોંચે એવી ગોઠવણ તેના મનમાં હતી?

૨. યરૂશાલેમના ગરીબોને માટે ઉઘરાણું આપવાને પાઉલે વિદેશીઓને કેમ ઉત્તેજન આપ્યું?

૩. આ ઉઘરાણું ઘણું મોટું હશે એ આપણે શા ઉપરથી જાણીએ?

૪. જ્યારે પાઉલે એફેસસ છોડયું ત્યારે તેણે કરીંથ જવાને શા માટે ઇચ્છા કરી?

૫. યરૂશાલેમમાં પાઉલની પાંચમી તથા છેલ્લી મુસાફરી સંબંધી બોલો.

૬. યરૂશાલેમમાં પાઉલ કોની સાથે રહેતો હતો?

૭. પાઉલના યરૂશાલેમ જવા સબંધી તેના મિત્રો કેમ ઘણા ચિંતાતુર હતા?

---

# પ્રકરણ ૧૨ મું.

## યરૂશાલેમમાં પકડાવું તથા કાઇસારીઆમાં કેદમાં નંખાવું. યહુદી વહેમ પ્રત્યે મૂકેલી છૂટ.

લુક કહે છે કે યરૂશાલેમમાંના ભાઇઓએ પાઉલ તથા તેના સાથીઓનો ખુશીથી આવકાર કીધો, (પ્રે. કૃ. ૨૧ ; ૧૭.) વિધર્મી મધ્યેના ભાઈઓ તરફથી જે વખાણવા લાયક ઉઘરાણું આવ્યું તેની યરૂશાલેમની મંડળીએ કદર બુજી, તે બાબત આપણી પાસે આજ ટુક હકીકત છે. પાઉલની આશાઓ ફળીભૂત થઇ કે નહિ, પવિત્રોની નજરમાં તેની સેવાનુ કામ સ્વિકારવા લાયક ગણાયું કે નહિ, (રૂમી. ૧૫ ; ૩૧.) આ ઉઘરાણાથી યરૂશાલેમના ખ્રીસ્તીઓ પર કોઈ ભારે અસર થઇ કે નહિ, વિધર્મીઓ મધ્યેની મડળીઓ પર ઉપકારના સમાચાર મોકલવામાં આવ્યા કે નહિ, અને તેનાથી તે પછીનાં વરસોમાં યહુદી તથા વિધર્મીઆ મધ્યેથી થએલા ખ્રીસ્તીઓ વચ્ચે દિલસોજીની ગાંઠ મજબૂત બંધાવા જેવી કોઈ અસર થઈ કે નહિ, એ એવા સવાલો છે કે જેના જવાબ આપણી પાસે નથી. પણ પાઉલ જ્યારે યરૂશાલેમ તથા કાઇસારીઆમા લાંબા વખત સુધી કેદખાનામાં હતો, ત્યારે યરૂશાલેમની મડળીએ તેની પ્રત્યે પોતાની દિલસોજી જાહેર કીધી નથી, તેમજ તેને છોડાવવા માટે કોઈ કોશીશ કીધી નથી એમ કહેવામાં આવે છે, જે પરથી એમ જણાય છે કે ત્યાંની મંડળીએ તેને એક ખ્રીસ્તી ભાઇ જાણ્યો નહોતો અને તેથી એમ માલમ પડે છે કે, ઉઘરાણાની મારફતે જે હેતુ પાર પાડવાની આશા રાખવામાં આવી હતી તે મોટે ભાગે નિષ્ફળ નિવડી હતી.

યરૂશાલેમ પહોંચ્યા પછી બીજે દિવસે પાઉલ તથા તેના સાથીઓ યાકૂબ પાસે ગયા કે જે મડળીનો ઠરાવેલો આગેવાન હતો, અને પછી બધા વડીલોની રૂબરૂમાં વિધર્મીઓ મધ્યેના પોતાના કામ વિષે પાઉલ બોલ્યો. (પ્રે. કૃ. ૨૧ ; ૧૮, ૧૯.) યાકૂબ તથા વડીલોની આગળ આ હેવાલ ફરી કહી સભળાવવાનુ કારણ દર્શાવવામાં આવ્યું નથી. પાઉલને પોતાના કામ બાબત કહેવાની વિનંતી કરવામાં આવી હશે, અથવા તો પરમેશ્વરે તેની મારફતે કેવી રીતે કામ કીધુ હતું તથા ખ્રીસ્ત તરફ વિધર્મીઓનુ બદલાણ કેટલી શુદ્ધ રીતે થયું હતું, એ યહુદી ભાઇઓને દેખાડી શત્રુવટ ભરેલી ટીકા અટકાવવાની તેની ઇચ્છાને લીધે એ હેવાલ આપવાને તે દોરાયો હશે. મૂળ મંડળીમાંના ખ્રીસ્તીઓની મોટી સંખ્યા પાઉલ પ્રત્યે શકની નજરે જોતી હતી એ વાત તરતજ ઉઘાડી થઈ. તેઓએ એવું સાંભળ્યું હતું કે તે ચોતરફ યહુદીઓને મુસાને તજી દેવાનું શીખાડે

છે, અને દેખીતી રીતે તેઓએ એ વાત ખરી માની. પરમેશ્વરની ઓળખાણ તથા ઉપકારસ્તુતિને અર્થે થોડુંએક બોલવા પછી વડીલોએ એવી દરખાસ્ત કીધી કે, યાજકના સંસ્કારની જાહેરમાં ક્રિયા કરી યરૂશાલેમની મડળી સાથે પાઉલનો બરાબર રીતે મેળ કરાવવામાં આવે. દેખીતી રીતે વડીલોએ એવું ધાર્યું કે પાઉલને લગતી વાત ખોટી હતી, અને તેથી તે તેનો ઉઘાડી રીતે નકાર કરે એ તેમને ઉચિત લાગ્યુ, કે જેથી ચોક્કસ રીતે તેઓ તેને માટે ભલામણ કરી શકે. ચાર યહુદી ખ્રીસ્તીઓ હતા કે જેઓએ થોડા વખતથી માનતા માનેલી હતી. તે માનતાની મુદત હમણાં પુરી થઈ હતી અને તેથી ફરી તેમના વાળ કાપવાની તથા યાજકની રીત પ્રમાણે શુદ્ધ કરવાની તેમની ફરજ હતી. હવે આવી શુદ્ધતાનો જો કોઈ ખરચ ઉઠાવે તો તે એક પવિત્ર કામ ગણવામાં આવતુ. આ મુજબ આગ્રીપાના વખાણમાં એમ કહેવામાં આવ્યું છે કે તેણે ઘણા નાઝારીઓની શુદ્ધતાનો ખરચ ઉઠાવ્યો હતો

કેટલાંએક વર્ષ અગાઉ યરૂશાલેમની સભા વખતે તેનો જે દરજ્જો હતો તેને, તેમજ સુવાર્તિક તરીકેની તેની પદ્ધતિને, તથા સઘળા માણસોમાં સઘળા જેવુ થવું અને કોઈ ભાઇને ઠોકરરૂપ ન થવાય માટે સાવધ રહેવું એ તેના નિયમને અનુસરીને પાઉલે આ દરખાસ્ત મજુર રાખી (રૂમી ૧૪, ૨૧.) યરૂશાલેમની સભા વખતે તેણે કહ્યું કે યહુદીઓ નિયમશાસ્ત્રના વિધિઓ હમેશ મુજબ પાળ્યા કરે કારણ તેમાં કંઈ ખોટું નથી, પણ તે સાથે જણાવ્યુ કે તેમનાથી તેઓનુ તારણ થશે નહિ (ગલા. ૨, ૭, ૯.) સુનતની સુવાર્તા બેસુનતની સુવાર્તાની પડખે રહેવાની હતી. હવે જો તે હેવાલ ખરો હોય, ને મુસાને તજી દેવાનુ પાઉલે યહુદીઓને શીખવ્યુ હોત તો મોટા વડીલો સાથે તેનો જે સ્નેહભાવ હતો તેમાં ભંગાણુ પડત. પણ પાઉલનાં પત્રો તથા પ્રેરિતોનાં કૃત્ય પરથી સાફ જણાય છે કે જે વાતનું તોહોમત તેના પર મુકવામાં આવ્યું હતું તે તેણે કીધી નહોતી. યહુદીઓ ઇસુ પર મસીહ તરીકે વિશ્વાસ લાવે એ સારૂ તેણે મહેનત કીધી હતી, તથા તેણે એવુ શીખાડયું કે તારણ નિયમ-શાસ્ત્રનાં કામોની મારફતે નહિ પણ દયાની મારફતે છે, આ પ્રમાણે નિયમશાસ્ત્ર બાબત **ફરોશીઓનો** જે મત હતો તેની વિરૂદ્ધ તે ખચિત થયો, પરંતુ યહુદીઓ મુસાને તજી દે એવું શીખાડવાની તેણે જરા પણ કોશીશ કીધી નથી એ વાત તદન ખરી છે. આ અફવા હતી અને એ ખોટી હતી. પાઉલ હરકત વગર યાજકને લગતી ક્રિયામાં પ્રતિજ્ઞા આપી આ હેવાલ ખોટો છે એમ જાહેર કરી શકે. હા, હુ નિયમશાસ્ત્ર પાળું છું એમ તે કહી શકયો નહિ એવો દરખાસ્ત માટે મુકેલી વાતોનો અર્થ થાય છે એમ યહુદી ભાઇઓ કહેતા હતા, (પ્રે. કૃ. ૨૧, ૨૪.) પરંતુ આ સાબિત કરવાને અર્થે તેણે તે દરખાસ્ત મંજુર રાખી એમ આપણે માનવાનું નથી. તેણે એ દરખાસ્ત મંજુર રાખી તેનું કારણ એ

હતું કે તેથી તે તેમને એ દેખાડી શકે કે તેને લગતો હેવાલ ખોટો છે, અને તે હેવાલ આ પ્રમાણે નહોતો કે વિધર્મીઓ નિયમશાસ્ત્રથી છૂટા છે એવું તે તેમને શીખાડે છે, તેમજ યહુદી વિધિઓ પાળવા સારૂ તે પોતે નિષ્ફળ નિવડયો પણ મુસાને તજી દેવાનું તે યહુદીઓને શીખાડે છે એવો પણ તેનો ભાવાર્થ નહોતો. તેથી કરીને તેનુ કાર્ય એ કંઈ એવી કબૂલાત નથી કે તારણ પામવા સારૂ મુસાના નિયમશાસ્ત્રનું પાળણ યહુદી માટે તો આવશ્યક છે. મોટા ભાગે તે એવી કબૂલાત હતી કે મુસાના વિધિઓ કૃપા મેળવવા સારૂ સાધનભૂત છે. પણ જ્યારે પાઉલ આ પ્રમાણે સારા મનથી યહુદી ભાઈઓની દરખાસ્ત મજૂર રાખી શકે, ત્યારે તેના કાર્યનો સહેલાઈથી ઉંધો અર્થ કરવામાં આવે. કારણકે યરૂશાલેમમાંના વિશ્વાસુ યહુદીઓ કે જેઓ નિયમશાસ્ત્ર માટે આસ્થાવાન હતા, તેઓ માટે તો તેનું પાલન નિ:સશય એક **મનની** બાબત હતુ. તેથી જો પોતામાંના એકની પેઠે યાજકની ક્રિયા પાઉલ પર થતી તેઓ જુએ તો તેની અગત્યતા સંબંધી પોતાના અંત.કરણનો નિશ્ચય તેજ તેનો પણ છે એમ તેઓ માને એ સ્વાભાવિક હતું. પરંતુ તેના કાર્યનો તેઓ ઉંધો અર્થ સમજે એમ હતું તેથી એ ક્રિયા કરવાનું તેણે ના પાડવુ એ કોઈ સબળ કારણ નહોતું.

## ૨. પાઉલ પર યહુદીઓનો હુમલો તથા રૂમીઓથી થએલો તેનો બચાવ.

વડીલોની હિતકારક દરખાસ્તથી પાઉલ માટે લગભગ પ્રાણઘાતક પરિણામો નિપજ્યાં. જ્યારે શુદ્ધિકરણના સાત દિવસો લગભગ પૂરા થયા ત્યારે આશિયામાંના અમુક યહુદીઓ કે જેઓ ઘણું કરી એફેસસમાંના હતા (કારણકે તેઓ ત્રોફીમસ એફેસીને ઓળખતા હતા) તેઓએ મંદિરમાં પાઉલને ઓળખી કાઢી તેની વિરૂદ્ધ હુલ્લડ ઉભું કીધુ. (પ્રે. કૃ. ૨૧, ૨૭, ૨૯.) જ્યારે પાઉલને મંદિરમાં પકડવામાં આવ્યો ત્યારે તેના પર તોહોમતો મુકવામાં આવ્યાં. પહેલું કે એ બધા લોકોને યહુદીઓ વિરૂદ્ધ તથા નિયમશાસ્ત્ર અને મંદિર વિરૂદ્ધ શીખાડે છે, અને બીજુ કે, એણે પવિત્ર જગ્યાને મલીન કીધી છે. (પ્રે. કૃ. ૨૧; ૨૮.) પહેલુ તહોમત દેખીતી રીતે ખોટું હતું. પોતાના વિધર્મીઓ મધ્યેથી થએલા ખ્રીસ્તીઓને યહુદી ખ્રીસ્તીઓથી વિમુખ કરવાને બદલે તેમની પાસેથી યરૂશાલેમમાંના ગરીબ સંતો માટે ભરપૂરપણાએ ઉઘરાણું ભેગું કરવા સારૂ તેણે પોતાથી જેટલુ બની શકે તેટલું કર્યું હતું, અને અગર જો કે સુવાર્ત્તાના તેના ઉપદેશનો એવો અર્થ થતો હતો કે, તારણ મેળવવા સારૂ નિયમશાસ્ત્ર તથા મંદિર અગત્યનાં નથી તોપણ યહુદી ધર્મ વિરૂદ્ધ પોતાનો મત પ્રવર્તાવવાની તેને કદી આદત નહોતી. બીજું તોહોમત, કે હેલેનીઓને મંદિરમાં દાખલ કરી તેણે મંદિરને અપવિત્ર કીધું એ વાતને લોકોએ ત્રોફીમસને પાઉલ સાથે શહેરમાં જતાં જોયો હતો એ શિવાય બીજો કોઈ આધાર નથી.

અને લુકની હકીકત કોરે મુકીએ તો પણ સુનત વગરના એક હેલેનીને પાઉલ મંદિરમાં લઇ ગયો હોય એ તદન અસંભવિત છે. આવું કાર્ય કરવાને કોઈ પણ ઇરાદો નહોતો, અને એવા કાર્યથી એકલા ત્રોફીમસનેજ નહિ પણ સાથે પાઉલને પણ મારી નાખવામાં આવત. ઈસ્રાએલીઓની ન્યાયસભાનો એક એવો પણ કાયદો હતો કે કોઈ પણ વિધર્મીને તેમાં દાખલ થવા દેવો નહિ, અને એ કાયદાનો ભંગ કરવાથી પાઉલ માટે બહુ ખોટું થાત એટલુજ નહિ પણ એવા અવિચારી સાહસથી તે જોખમમાં આવી પડત. પરંતુ મદિર પ્રત્યે યહુદીઓનો સ્નેહ ધર્માંધ હતો અને તેથી કરી એક ભારે હુલ્લડ ઉભું કરવા સારૂ આ તોહોમતો પુરતાં હતાં. તે ઉપરાંત યરૂશાલેમમાં પાઉલના નામથી ઘણું કરી બધા વાકેફ હતા, અને તેને માટે સાધારણ લોકલાગણી એવી હતી કે તે સતધર્મત્યાગી છે. તે તોફાન કરનાર લોકોનું ટોળું પાઉલને વિદેશીઓના દરબારમાં લઈ ગયું, અને તેને મારી નાખવા પ્રયત્ન કર્યો. ( પ્રે. કૃ. ૨૧ ; ૩૧. ) મંદિરના વાયવ્ય ખૂણા આગળ ઉભેલો રૂમી પહેરેગીર વચમાં પડયો ન હોત તો સ્તેફનના જેવી દશા તેની થાત. કપ્તાન કલાદીઅસ લુસયસના ચાલાક અને દૃઢ કાર્યને લીધે પાઉલ ખીજવાએલા તોફાન કરનાર લોકોના ટોળાના હાથથી મરણમાંથી બચી ગયો. ( પ્રે. કૃ. ૨૧ ; ૩૨. ): મંદિરના પહેરેગીરોમાં લશ્કરની ટુકડીનો દશમો ભાગ હતો, અને તેમાં પાંચસોથી છસો માણસની સખ્યા હતી. એકદમ અને દૃઢ રીતે કામ કરવાની તેને કેળવણી કે કવાયત શીખવવામાં આવી હતી. યરૂશાલેમમાં હુલ્લડો થતાં હતાં તેનાં લક્ષણ ઉપરથી રૂમીઓ શીખ્યા હતા કે બીજી કોઈ રીત કામ લાગશે નહિ. પશ્ચિમ અને ઉત્તરના મહોમાં જવાને મિનારાને દરવાજા હતા તેથી એક પળની ચેતવણી ઉપરથી સિપાઇઓ મંદિરના દરબારમાં પહોંચી શકતા. જ્યારે પાઉલ ઉપર હુલ્લડ થયું ત્યારે અલબત તેના ઉપરની દિલસોજીને લીધે તો નહિ, પણ તેઓને બીક લાગી કે રખેને બળવો થાય તેથી તેઓ વચમાં પડ્યા. એક મિસરીની આગેવાની નીચે થોડા વખત ઉપર થએલા બળવાને લીધે રૂમી લશ્કર ખાસ કરીને સાવધ થયું હશે. જોસેફસના લખવા પ્રમાણે ફેલીકસ હાકેમે આ બળવા વખતે ચારસો યહુદીઓને મારી નાખ્યા હતા, પણ તેમનો આગેવાન નાસી છુટયો હતો. કપ્તાને ધાર્યું કે પાઉલની ઉપરનું તોફાન તે થોડા વખત ઉપર થએલા હુલ્લડનું સંધાણ છે અને કે પાઉલ તે મિસરી છે ( પ્રે. કૃ. ૨૧ ; ૩૮. ).

## ૩. કિલ્લાનાં પગથીઆં ઉપરથી પાઉલનું ભાષણ.

કરીંથમાં પાઉલના શત્રુઓએ જાહેર કીધું કે તેના શરીરનો દેખાવ નબળો છે અને તેનું ભાષણ નકામુ છે, ( ૨ કરીં. ૧૦ ; ૧૦. ) પણ ઍન્ટૉનીઆની સીઢી ઉપરથી જે ભાષણ આપવામાં આવ્યું તેથી આ તોહોમતો જુઠાં સાબિત

કરવામાં આવે છે. પાઉલની રીતભાત અને ભાષણમાં એવું કંઈ હશે કે જેથી સારી છાપ પડે, નહિ તો જે તોફાન કરનાર માણસો તેની જીંદગીને માટે તરસ્યા હતા તેઓને તે શાંત કરી શકત નહિ. લોકોને ભાષણ કરવાની તેને રજા આપવાને તેણે કપ્તાનની વિનતી કરી, અને પોતાની સ્થિતિમાં ઘવાએલો તથા હમણાંજ પોતાના શત્રુઓના પગ નીચેથી ખેંચી કઢાએલો, તે એકદમ તેઓનું ધ્યાન ખેંચી શકયો તે તેની અજાયબ જેવી હિંમત અને સમયસૂચકતાની સાબિતી છે. તેની ચાલાકી અને સંપૂર્ણ શાંત વૃત્તિ તેના આખા ભાષણમાં માલમ પડે છે. જે સાધારણ લોકો તથા રાબ્બીઓ તેને મારી નાખવાના પ્રયત્નમાંથી દમ લેતાં તેની આગળ ઉભા હતા તેઓને તેણે માન ભરેલા અવાજે ભાષણ આપ્યું. પોતાની ફરોશી કેળવણી તથા ખ્રીસ્તી ધર્મ તરફ તેના દ્વેષ વિષે તે બોલ્યો; પછી દમસ્ક જતાં રસ્તામાં થએલા તેના અનુભવ વિષે તથા પરમેશ્વરે તેને વિદેશીઓમાં જવાની આજ્ઞા આપી તે વિષે પણ તે બોલ્યો. તેની માફીની આ રીત હતી. તેઓએ કહ્યુ હતું કે તે યહુદીઓ તથા નિયમો તથા મંદિર વિરૂદ્ધ લોકોને શીખવે છે. તેનો જવાબ એ હતો કે યહુદી લોકોના મસીહ તરફથી મને જે ઇશ્વરી આજ્ઞા મળી તેને લીધે મેં જે કર્યું છે તે કર્યું છે.

વિદેશીઓને માટે તેને આજ્ઞા આપવામાં આવી છે એમ જ્યારે પાઉલ બોલ્યો ત્યારે લોકોમાં નવેસર ગુસ્સો ફાટી નિકળ્યો અને તેથી ભાષણ બંધ કરવું પડ્યુ. (પ્રે. કૃ. ૨૨; ૨૨.) મસીહથી છુટકારો વિદેશીઓને મફત આપવામાં આવે તે વિચાર યહુદીઓ અહંકારને લીધે સહન કરી શકતા નહોતા; અને એમ તેઓના માન પામેલા હક અને ક્રિયાઓ રદ કરવામાં આવે. તેઓ માનતા નહોતા કે ઈસુ તે મસીહ છે, અને તેના નામને લીધે તેઓ ગુસ્સે થયા નહોતા. એક યહુદી જે એમ કહેતો હતો કે યહુદીઓનો મસીહ આવ્યો છે અને તેણે મને વિદેશીઓમાં તેનું રાજ્ય સ્થાપવાને મોકલ્યો છે તેને જોઈને તેઓ ગુસ્સે થયા હતા. એવો સંભવ છે કે જ્યારે પાઉલે પરમેશ્વરના શાહેદ તરીકે સ્તેફન વિષે કહ્યું ત્યારે સાંભળનારાઓમાં ગુસ્સો ઉત્પન્ન થયો, કારણકે તેઓ એમ માનતા હતા કે સ્તેફન પરમેશ્વરનો દુશ્મન હતો અને તેની જે ભયંકર દશા થઈ તેને યોગ્ય હતો. (પ્રે. કૃ. ૨૨; ૨૦.)

જ્યારે ફરીથી બળવો જાગ્યો, ત્યારે પાઉલને ઍન્ટૉનીઆમાં લઇ ગયા, અને જે અપરાધનો તે ગુન્હેગાર હતો તેનુ સત્ય શોધી કાઢવાની આશાથી લુસયસે તેને ફટકા મારવાનો હુકમ કર્યો. (પ્રે. કૃ. ૨૨; ૨૪.) આ ઉપરથી જણાય છે કે પાઉલનું અરામી ભાષામાં આપેલું ભાષણ કપ્તાન સમજ્યો નહોતો. તે બાબતમાં તેણે જોયું હોત કે પાઉલનો અપરાધ ફક્ત ધર્મની માન્યતા વિષેનો છે અને તે માન્યતા તેના સતાવનારાઓની માન્યતાથી જુદી પડે છે, પોતે રોમનો શહેરી છે એવું જાહેર કરવાથી પાઉલને ફટકા માર્યાં નહિ અને

તેણે કપ્તાન ઉપર કેટલીક સત્તા મેળવી, કારણકે પાઉલને બાંધવાને તથા ફટકા મારવાને હુકમ આપવામાં લુસયસ પોતાની સત્તા કરતાં આગળ વધ્યો હતો. (પ્રે. કૃ. ૨૨ ; ૨૫-૨૯.) પાઉલનાં બીજાં ભાષણોની માફક, આ ભાષણ જેવી રીતે પ્રેરિતોનાં કૃત્યોમાં લખેલું છે, તે ખચિત તેના રૂપમાં કારીગરીવાળું છે, પણ તે છૂટથી કરવામાં આવ્યું હતું એમ ગણવાને એકે કારણ જણાતું નથી. જાણે કે નજરે જોનારની માફક આ ભાષણની શરૂઆત તેની સ્થિતિને અનુસરીને હતી, અને કદાપિ એમ હોય કે, જેમ એથ્ગે ધારે છે, કે "અમે" ફકરાઓનો કર્ત્તા હાજર હતો. પાઉલ અને કમાન વચ્ચે વાતચિત, પાઉલને ગ્રીક ભાષા આવડે છે કે નહિ, અને તે મિસરી છે કે નહિ, અને પાઉલનો જવાબ કે હું મોટા શહેર તાર્સસનો યહુદી છુ, ( પ્રે. કૃ. ૨૧, ૩૭, ૩૯. ) આ બધામાં તેની હુશિયારીની છાપ પડે છે. જ્યારે પાઉલ બોલતો હતો ત્યારે તે ઍન્ટૉનીઆની સીઢી ઉપર ઉભો હતો, તેણે હાથથી ઈસારો કરીને લોકોને શાંત કર્યાં, અને જ્યારે તેણે કહ્યુ કે મને વિદેશીઓમાં મોકલવામાં આવ્યો છે ત્યારે લોકોએ પોતાના લૂગડાં નાખી દઈને તથા પવનમાં ધુળ ઉરાડીને તેને આગળ બોલવા દીધો નહિ—આ બધા હેવાલથી આખી વાર્તાની સત્યતાને માટે સારી છાપ પડે છે. તે ભાષણ પણ તેની સ્થિતિને અનુસરીને હતું, અને ૧૭–૨૧ કલમોમાંની નવી બાબત લુકને લાગુ પાડી શકાય, કારણકે તેના બદલાણ પછી પાઉલની યરૂશાલેમની પહેલી મુલાકાત વિષે તે કાંઇ લખતો નથી, પરંતુ પાઉલે તે શહેર કેમ છોડયું તેના કારણ વિષે પરદેશી યહુદીઓની દુશ્મનાવટ હતી એમ તે કહે છે. અને તેણે લખ્યું હતું કે પાઉલને તેના બદલાણ વખતે ખાતરી થઇ કે મને વિદેશીઓમાં મોકલવામાં આવ્યો છે, તેથી યરૂશાલેમમાં રહેવાની તે ઇચ્છા કરે એવો સભવ નથી. તેથી આખું ભાષણ જે સ્થિતિમાં તેને મૂકવામાં આવ્યું છે તેને અનુસરીને છે.

## ૪. પાઉલ સેન્હેદ્રીનમાં.

પાઉલને ફટકા મારીને તેનો અપરાધ શોધી કાઢવાનું કામ લુસયસને માટે કાયદા વિરૂદ્ધ હતું, તેથી તે તેને સૅન્હેદ્રીન આગળ લાવ્યો. મંદિરમાં પાઉલ ઉપર હુલ્લડ થયું ત્યાર પછીના દિવસે આ બન્યું. ( પ્રે કૃ. ૨૨. ૨૩. ) સૅન્હેદ્રીન તરફથી ખરી ખબર મળશે એવી આશા લુસયસ રાખતો હતો તે ઉપરથી જણાય છે કે, તે પાઉલના કામ વિષે અને યહુદી લોકો તેના પ્રત્યે જે ધિક્કાર રાખતા હતા તે વિષે અજાણ્યો હતો. પાઉલની કાંઇ પરીક્ષા થઈ નહિ, અને મુકરદમો જોતાં કાંઈ પણ પરીક્ષા થાય નહિ. તે મુકરદમાએ ઈનસાફનું રૂપ પણ લીધું નહિ, કારણકે પાઉલે ફરોશી તથા સાદુકીઓને એક બીજાની વિરૂદ્ધ કર્યાં, અને તેથી જે તડ પડયાં તેને લીધે કપ્તાનને પાઉલને લઇ જવાની જરૂર પડી. ( પ્રે. કૃ. ૨૩. ૧–૧૦. ). સભાના બનાવો તદ્દન નાટકીય છે, અને

તેઓ અઘરા પણ છે. પાઉલે દેખીતી રીતે પોતાના બચાવની શરૂઆત કરી હતી, અને એમ કહીને શરૂઆત કરી હતી કે જે મેં કર્યું છે તેમાં હુ પ્રેરકબુદ્ધિ પ્રમાણે વર્ત્યો છુ. પ્રમુખ્ય યાજક અનાન્યાને આ હેવાલ નિંદાપાત્ર લાગ્યો, અને જેઓ પાસે ઉભા હતા તેઓને તેણે પાઉલના મોં ઉપર મારવાની આજ્ઞા કીધી. આ અનાન્યાને ચાલસીસના રાજા હેરોદે પ્રમુખ્ય યાજક ઠરાવ્યો હતો, અને યહુદીઓનો વિગ્રહ જાગ્યો તે વખતે યહુદીઓના હાથથી દુ:ખદાયક રીતે મરણ પામ્યો. પ્રમુખ્ય યાજકના ગેરઇનસાફનો પાઉલે એવા શબ્દોમાં જવાબ વાળ્યો કે તેવા શબ્દો અનાન્યાએ પોતાને માટે કદી સાંભળ્યા નહોતા તેણે તેને ધોળેલી ભીત કહી, કાયદા વિરૂદ્ધ તે વર્તે છે એવુ તોહોમત તેણે મૂકયુ, અને તેને એવી ધમકી આપી કે દેવ તારો ન્યાય કરશે આ જવાબથી જો કે ભારે ઉશ્કેરણી થઈ તો પણ પાઉલ પોતાના શિક્ષણના ઉચ્ચ ધોરણથી નીચે પડયો હોય એમ દેખાય છે. જે ભુંડું તેને સારાથી જીતવાને તેણે પ્રયત્ન કીધો નહિ. પ્રીતિ જે ગુસ્સે થતી નથી તે નમુનો તેના જવાબથી દેખાયો નહિ, તથા જે પ્રીતિ ભુંડાને ગણુતી નથી તે નમુનો પણ દેખાયો નહિ. આવી સ્થિતિમાં ઇસુના કરતાં તેનું સહન કરવું તે તદન જુદુ છે. જ્યારે અમલદારોમાંના એકે તેને માર્યો, ત્યારે તેણે મનની મોટાઇથી જવાબ આપ્યો કે, "જો મેં ભુંડું કહ્યુ હોય તો તે ભુંડાઇ વિષે શાહેદી આપ, પણ જો સારૂ, તો તું મને કેમ મારે છે?" (યોહા. ૧૮; ૨૨, ૨૩.) જ્યારે પ્રમુખ્ય યાજક પ્રત્યે અસભ્યતા ભરેલી વાણીને માટે પાઉલને જવાબ દેવો પડયો, ત્યારે તેને એમ લાગ્યું કે મેં ખોટું કર્યું છે, પણ તે અજાણ્યો હતો એમ કહે છે. તે કહે છે કે હુ જાણતો નહોતો કે તે પ્રમુખ્ય યાજક છે. ફેરર એમ ધારે છે કે પાઉલને અપૂર્ણ સંદર્શન થયું હશે, અને તેથી તે શબ્દો પ્રમુખ્ય યાજકના મોંમાંથી નિકળે છે કે નહિ તે તે ઓળખી શકયો નહિ. પાઉલનું સદર્શન આવુ અપૂર્ણ હતું એવી શાહેદી અસંતોષકારક લક્ષણની છે. મેયર એવું ધારે છે કે પાઉલના શબ્દો અન્યોક્તિવાળા છે. જાણે કે તેણે એમ કહ્યુ હોય કે "આવી રીતે જે વર્તે છે, તે પ્રમુખ્ય યાજક હશે એમ હુ ધારતો નથી!" નિયમ પુસ્તક જે એવુ શીખવે છે કે અધિકારી યોગ્ય હોય કે અયોગ્ય હોય, તો પણ તેની જગ્યાને લીધે તેને માન આપવું જોઇએ, તે વાત જે નિયમ પુસ્તકમાંથી કહેવામાં આવે છે તેને તે બરોબર લાગુ પડતી નથી. બેન્ટ એમ કહે છે કે પાઉલ જાણતો હશે કે જેણે હુકમ કર્યો તે પ્રમુખ્ય યાજક છે, અને ઇતિહાસકર્તા તેની સ્થિતિ સમજી શકયો નહિ તેથી તેને ખોટા રૂપમાં લખી છે. બેથ્ગે એવું કારણ આપીને પાઉલના શબ્દોની તરફેણ લે છે કે પ્રમુખ્ય યાજક હમેશાં પ્રમુખની જગ્યાએ બેસતો નહોતો. પાઉલ જેવા પ્રખ્યાત માણસના મુકરદમા વિષે વિચાર કરવાને રૂમી અધિકારીએ આ સભા બોલાવી તેમાં પ્રમુખ્ય યાજક ગેરહાજર

રહે અથવા પાઉલ જેવો માણસ જે સેન્હેદ્રીનથી માહિતગાર હતો તે એમ ધારે કે પ્રમુખ્ય યાજક ગેરહાજર રહે એવો સંભવ નથી. એવો નિર્ણય કરવાનું દેખાય છે કે બધા અગત્યના પ્રસંગો ઉપર સેન્હેદ્રીનમાં પ્રમુખસ્થાને ખરેખર પ્રમુખ્ય યાજક બિરાજતો હતો.

તેથી પાઉલની કબૂલ કરેલી અજ્ઞાનતાનો ખુલાસો સંતોષકારક રીતે થઇ શકે નહિ, પણ લુક તેને અજ્ઞાન બતાવે છે તેના કરતાં તે પોતે ખરેખર અજ્ઞાન હતો તે બધુ જોતાં સંભવિત છે.

આ અપ્રસન્ન શરૂઆત પછી, એમ કહેવામાં આવે છે કે ફરોશી અને સાદુકી વચ્ચે જે વેરભાવ હતો તેનો લાભ લીધો અને તેને પોતાના બચાવને માટે ઉપયોગમાં લીધો. તેણે કહ્યુ કે હુ ફરોશી છું અને ફરોશી માબાપથી જન્મેલો છું, અને પુનરૂત્થાનમાં મારા વિશ્વાસને લીધે મારો ન્યાય થાય છે આ શબ્દો બોલવાનુ તાત્કાળિક પરિણામ એ આવ્યું કે ભારે ગડબડ થઇ અને ફરોશી તથા સાદુકી વચ્ચે તડ પડયાં કે ફાટફુટ થઇ અને પછી કપ્તાન પાઉલને લઇ ગયો રખેને તેને મારીને ટુકડેટુકડા કરી નાખે. . આ બનાવ પણ એવો છે કે જે સમજવાને માટે તથા તે ખરો છે એમ બતાવવાને માટે બહુજ કઠણ છે. હુ ફરોશી છુ એમ કહેવુ તે શું પાઉલમાં કુલીનપણું હતું? અને મુએલાંના પુનરૂત્થાનમાં તેના વિશ્વાસને લીધે તેનો ન્યાય થતો હતો, તે તદન ખરૂ છે? અને, છેલ્લે, પોતાનો બચાવ કરવાને માટે ફરોશી અને સાદુકી વચ્ચે તકરાર ઉભી કરવી તે શું વ્યાજબી હતુ?

આ સવાલોમાંના પહેલાનો જવાબ હકારમાં આપવો તે સહેલું છે. સાદુકીના સબંધમાં અને તેઓના વિશ્વાસમાં પાઉલ કહી શકે કે હું ફરોશી છુ. પુનરૂત્થાનના મત વિષે તે સાધારણ ફરોશીનો મત માનતો હતો.

મુએલાંના પુનરૂત્થાન વિષેના વિશ્વાસને લીધે તેનો ન્યાય થતો હતો એમ કેવી રીતે પાઉલ કહી શકે તે સમજવુ ઘણું કઠણ છે. આ હેવાલ ખરેખર એક ભાગે બચાવને માટે દેખાય છે, તેનું કારણ એ છે કે ખ્રીસ્તી ધર્મમાં પુનરૂત્થાનનો મત તે મધ્ય બિંદુ છે એમ પાઉલ ગણતો હતો, અને તે ખ્રીસ્તી હતો તેથી તે યહુદીઓને ધિક્કારપાત્ર લાગતો હતો તેથી તે યોગ્ય રીતે કહી શકે કે આ દુશ્મનાવટ આ ખાસ શિક્ષણને લીધે હતી, પણ આ નબળો બચાવ છે. તે માત્ર સાદુકીઓની દુશ્મનાવટ વિષે ગણી શકાય અને સાદુકીઓ પાઉલની વિરૂદ્ધ થયા હતા એવી શાહેદી એકે નથી. ઉલટું, સાફ દેખાય છે કે કાયદાના બચાવનારા તેની વિરૂદ્ધ થયા હતા, અને તેઓ ફરોશી હતા. વળી, આગળ, તે નબળો બચાવ છે, કારણકે પાઉલ કહે છે કે ફરોશીઓની માન્યતામાં વિશ્વાસને લીધે મારો ન્યાય થાય છે. પુનરૂત્થાનના મતને તે ખ્રીસ્તી ધર્મનું

મધ્ય બિંદુ બનાવે છે, અને પછી આ મત વિષે ફરોશીઓની સ્થિતિની સાથે પોતાની સ્થિતિને એક સરખી બનાવે છે. પણ એટલુ તો ચોક્કસ છે કે પાઉલની યહુદીઓ તરફની સતાવણી ફરોશીઓ અને તેના અસલના મતભેદને લીધે થઈ હતી.

છેલ્લે, પોતાને બચાવવાને માટે તેણે ફરોશી અને સાદુકીઓની વચ્ચે તકરાર ઉભી કરી તે પાઉલની રીત વિષે ઘણું કહી શકાય કે નહિ તે શક ભરેલુ છે. મુખ્ય કમાનને ધાસ્તી હતી કે તેના ટુકડેટુકડા કરી નાખવામાં આવશે, અને જો તેમ થયું હોત તો કોઇ એમ કહેત કે તેની પોતાની ભૂલને લીધે તેનો નાશ થયો. તેણે ફરોશી અને સાદુકીઓમાં વેરભાવ ઉભો કર્યો હતો, અને તેના ભડકાથી તે પોતેજ બળી મરત. પ્રેરિતોનાં કૃત્યોમાં લખેલો હેવાલ ઇતિહાસિક છે એમ જો આપણે માનીએ તો આપણે કબૂલ કરવુ જોઇએ, કે જેમ અંત્યોખમાં પીતરે ભારે ભૂલ કરી, અને તેને માટે પાઉલે તેની પાસે જાહેરમાં જવાબ માગ્યો, તેમ પાઉલે સેન્હેદ્રીન આગળ ભૂલ કરી, અને તેને માટે જો પીતર હાજર હોત, તો તેની પાસે જવાબ માગત. લુકાનીઓને પ્રેરિતે જે કહ્યુ હતું તે આ બિના દર્શાવે છે, "અમે પણ તમારા જેવા માણસો છીએ," અને આગળ જતાં ફિલિપીઓને જે કહ્યુ હતું તેમ "હજી હુ સમજ્યો છું એમ હુ પોતાને ગણતો નથી."

## ૫. યરૂશાલેમમાંથી પાઉલનું છેલ્લું ગમન.

સેન્હેદ્રીનના ફરોશીઓએ જે ઢાલ પાઉલ ઉપર ધરી તેથી તેનુ રક્ષણ થયુ નહિ. જેટલી ઝડપથી તે ધરવામાં આવી હતી તેટલીજ ઝડપથી તે પાછી લઇ લેવામાં આવી તે તદન શક્ય છે. તે ગમે તેમ હોય, પણ બીજે દિવસે પાઉલને મારી નાખવાનું એક કાવતરૂ રચવામાં આવ્યુ અને તેમાં ચાળીસ માણસો જોડાયા હતા. (પ્રે. કૃ. ૨૩; ૧૨, ૧૩.) આનુ મૂળ સેન્હેદ્રીનના સભાસદોમાંથી નિકળ્યું નહોતું, કારણકે કાવતરાંખોરોએ મુખ્ય યાજકો અને વડીલોને તેમને મદદ કરવાનુ કહ્યુ હતું, (પ્રે. કૃ. ૨૩, ૧૫.) પણ આશિયાના જે યહુદીઓએ તેને મંદિરના આંગણામાં મારી નાખવાનો પ્રયત્ન કીધા હતો, અને જેઓને તેઓના પ્રયત્નમાં હરાવવામાં આવ્યા હતા, તેઓમાથી આ મૂળ નિકળ્યું હશે. આપણે ધારીએ કે જે મદદ કાવતરાંખોરોએ માગી તે મુખ્ય યાજકો અને વડીલોએ તેમનાથી બને તેટલે સુધી આપવાનુ વચન આપ્યું હતું, કારણકે બે વર્ષ પછી મુખ્ય યાજકો અને યહુદીઓના મોટા માણસો પોતેજ પાઉલને મારી નાખવાના કાવતરામાં ભળ્યા હતા. (પ્રે. કૃ. ૨૫; ૨, ૩.)

પણ જેમ ઘણા આગલા પ્રસંગો વખતે તેમ આ વખતે પણ યહુદીઓના ગુસ્સામાંથી પાઉલ દૈવયોગે બચી ગયો. તેનો ભાણેજ જે જુવાન છોકરો હતો તેણે આ કાવતરા વિષે જાણ્યું, તેનું કારણ કદાપિ એ હોય કે તેની મા

અવિશ્વાસુ યહુદીમાંની હતી, પણ અલબત આ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. (પ્રે. કૃ. ૨૩ ; ૧૯.) શહેરમાં ચાળીસ કરતાં વધારે માણસોનુ કાવતરૂં કે જે વિષે પ્રખ્યાત ઠરાવ કરવામાં આવ્યો હતો, તે બધો એક માર્ગે સહેલાઇથી બહાર પડી જાય. જે છોકરાએ આ કાવતરા વિષે જાણ્યુ તેણે પોતાના મામાને જણાવ્યું, અને પછી કપ્તાનને જણાવ્યુ. તે દરમ્યાન પાઉલને ખાતરી થઇ કે જેમ હું પાછલા અઠવાડીઆમાં બીહિતો હતો, તેમ મારી જીંદગીનો અંત યરૂશાલેમમાં આવશે નહિ, (પ્રે. કૃ. ૨૧ ; ૧૩.) અને ખ્રીસ્તને માટે મારે રૂમમાં શાહેદી આપવાની છે. (પ્રે. કૃ. ૨૩ , ૧૧.) રાતના સ્વપ્નમાં તેને આ ખાતરી થઈ. પાઉલને કાઇસારીઆમાં લઈ જવાને માટે કપ્તાને જે એકદમ અને યથાયોગ્ય બંદોબસ્ત કીધો તે કામ બહુ પ્રસંશાપાત્ર છે. (પ્રે. કૃ. ૨૩ ; ૨૩, ૨૪.) રૂમી વતનીપણાનો તેણે પોતાના કેદીને પુરતો લાભ આપ્યો. વળાવાનું કદ, ચારસો પાયદળ અને સીત્તેર ઘોડેસ્વાર, એ ઉપરથી પાઉલને પકડવાના પ્રયત્નના જોખમની અટકળ થાય છે બેંતાળીસ માઇલ દૂર ઍન્ટીપાટ્રીસ સુધી આખો વળાવો ગયો, અને તે જગ્યાએથી પાયદળ પાછુ આવ્યુ. ઍન્ટીપાટ્રીસથી કાઇસારીઆ સુધીના છવીસ માઈલ છેટામાં તે સીત્તેર ઘોડેસ્વારોએ પાઉલનું રક્ષણ કીધું. (પ્રે. કૃ. ૨૩; ૩૨.) જે કાગળ કેદીની સાથે મોકલવામાં આવ્યો તેમાં લખેલું હતું કે તેણે મરણ યોગ્ય કે બેડીને યોગ્ય કાંઈ પણ કર્યું નથી. (પ્રે. કૃ. ૨૩ ; ૨૯.) અને તોપણ કપ્તાનને એમ લાગ્યું, કે હુ તે મુકરદમાને એકદમ રદ કરીને પાઉલને છોડી શકયો નહિ.

## ૬. કાઇસારીઆમાં બે વર્ષ.

યહુદાહના હાકેમોનું રહેવાનુ સ્થળ કાઇસારીઆ હતું, અને તે શહેર મહાન હેરોદે બાંધ્યું હતું, તથા તેને શહેનશાહ ઉપરથી નામ આપ્યુ હતું, અને તેના ભજનને માટે એક સુંદર મંદિર તેમાં હતું. જ્યારે પાઉલને કેદી તરીકે કાઇસારીઆમાં આણ્યો ત્યારે હેરોદનો મહેલ કે જે હમણાં હાકેમને રહેવાની જગ્યા હતી, તેમાં ઍન્ટોનીઅસ ફેલીકસ રહેતો હતો. તેની નિમણુક કલાદીઅસે કરી હતી, અને જોસેફસના લખવા પ્રમાણે તે બાદશાહના બારમા વર્ષમાં થઈ હતી, અને તેથી ઈ. સ. ૫૨ માં તે થઇ હતી. પહેલા આગ્રીપાની દીકરી દ્રુસીલાની સાથે તે પરણ્યો હતો, જેને તેણે એક સીમોન નામનો જાદુગર હતો તેની લુચ્ચાઇથી તેના ધણી ઍઝીઝસથી વિખુટી પાડી હતી. આ સ્ત્રી અને તેનો એકનોએક દીકરો આગ્રીપા ઈ. સ. ૭૯ માં વીસુવિઅસના ફાટવાથી મરણ પામ્યાં. ફેલીકસ ગુલામ થયો હતો, અને ટૅસીટસ કહે છે કે ગુલામીમાંથી તેને છુટો કર્યો હતો અને તે ભપકાદાર કપડાં પહેરતો હતો તોપણ તેનામાં ગુલામનો સ્વભાવ હતો. તે સ્ત્રીલંપટ અને ખૂની માણસ હતો. યહુદાહના

ગુન્હા અને અવ્યવસ્થાને માટે તેની પાસે જે ઈલાજ હતો તે ફક્ત જુલમ હતો. તેણે ઘણા લૂટારાઓને વધસ્તંભે જડયા, પણ આને લીધે રૂમ પ્રત્યે યહુદીઓની શત્રુવટ વધારે થઇ એમ દેખાયુ.

યરૂશાલેમના જે યહુદીઓ પાઉલની વિરૂદ્ધ હતા તેઓ બને તેટલી ઝડપથી કાઇસારીઆ ગયા. તેઓ પોતાનો મુકરદમો રૂમી હાકેમ આગળ લાવવાના હતા તેથી પોતાની સાથે એક કેળવાએલા વકીલને લઇ ગયા, જે તેના નામ તર્તલસ ઉપરથી જણાય છે કે ને રૂમી હતો. લુકના લખેલા તે મુકરદમાના સાર પ્રમાણે, તર્તલસે પાઉલની વિરૂદ્ધ ત્રણ તોહોમતો પસંદ કીધાં; પહેલું, યહુદીઓમાં સર્વ ઠેકાણે તેણે બળવો જગાડયો; બીજું, નાઝારીઓનો તે આગેવાન છે, અને ત્રીજુ, મંદિરને અશુદ્ધ કરવાનો તેણે પ્રયત્ન કીધો (પ્રે. કૃ. ૨૪, ૫, ૬.) અનાન્યા અને વડીલોએ તર્તલસનાં તોહોમતોને અનુમતિ આપી. પાઉલના બચાવમાં ચાર બાબતો સમાયલી છે, (પ્રે. કૃ. ૨૪, ૧૦–૨૧) પહેલુ, હું બળવાખોર છુ એ તોહોમત સાબિત થઇ શકતું નથી; બીજુ, તે કબૂલ કરે છે કે હુ નાઝારી છું, પણ તે કહે છે કે આ નિયમને વિરૂદ્ધ નથી, ત્રીજુ, કાયદેસર હું મંદિરમા ગયો હતો, અને મંદિરને અશુદ્ધ કરવાનું તોહોમત આશિયાના જે યહુદીઓ મૂકે છે તેઓએ પોતાનુ તોહોમત મૂકવાને માટે હાજર થવુ જોઇતુ હતું, અને ચોથુ, યરૂશાલેમની સભાને મારી વિરૂદ્ધ કાંઈ માલમ પડયું નથી. તર્તલસનું તોહોમત તથા પાઉલે કરેલો બચાવ લુસયસના કાગળની સાથે બરોબર મળતાં આવ્યાં, અને તેથી ફેલીકસે પાઉલને કેદમાં રાખવાનું કાંઇ પ્રયોજન જોયું નહિ. જો ખ્રીસ્તી ધર્મ વિષે તથા તેના રાજકીય મર્મ વિષે તેના પહેલા અનિશ્ચિત વિચારો હતા, તો પાઉલે પોતાના બચાવને માટે જે કહ્યું તે સાંભળીને તેને સારી માહિતી મળી હતી, અને તોપણ કોઈ અણજાણીતા કારણને લીધે તેણે ચુકાદો મુલતવી રાખ્યો. જો કે લુસયસે પોતાનો મત દર્શાવ્યો હતો તથા પાઉલને નિર્દોષ ઠરાવ્યો હતો, તોપણ તેણે એવું વચન આપ્યું કે જ્યારે લુસયસ કાઇસારીઆમાં આવશે ત્યારે હુ આ બાબતનો નિર્ણય કરીશ. (પ્રે. કૃ. ૨૩, ૨૨.) લુસયસને પૂછવા સંબધીની આ યુક્તિ યહુદીઓને કહાડી મુકવાને માટે કરી હશે, અને થોડા વખતને માટે મુકરદમો કહાડી નાખવાનું એક બહાનું હશે, અને તેથી એવું સિદ્ધ થતું નથી કે પાઉલના નિર્દોષપણાને માટે ફેલીકસ શકમાં હતો અને વધારે પ્રકાશને માટે તે રાહ જોતો હતો. લુસયસ કદી કાઇસારીઆમાં આવ્યો કે ફેલીકસે તેને લાવવાને માટે પ્રયત્ન કીધો એવું કાંઈ લખેલુ નથી. આવા અચોક્કસપણા ઉપર આધાર રાખીને યહુદીઓ કાઇસારીઆમાં લાંબા વખત સુધી રાહ જોતા રહ્યા એ અસંભવિત છે. તેઓ એટલા સતોષથી યરૂશાલેમમાં પાછા આવ્યા, કે જો પાઉલ હજી જીવતો હશે, તોપણ તે ઉપદેશ કરતો તથા મુસાની સત્તાનો નાશ

કરતો નહિ હોય. બે વર્ષ સુધી તેઓએ વધારે પ્રયત્ન કર્યો હોય એમ દેખાતું નથી. આ વખતમાં પાઉલને ઘણી છૂટ હતી. એક સુબેદાર હમેશાં તેની ચોકી કરતો હતો, પરંતુ તેના મિત્રો હરકત વગર તેની પાસે આવી શકતા હતા. (પ્રે. કૃ. ૨૪; ૨૩.) ફેલીકસે પાઉલને કેટલીકવાર બોલાવ્યો અને ખ્રીસ્તમાં વિશ્વાસ સંબંધી તેનું સાંભળ્યું અને તેની સાથે વાત કરી તે શિવાય બીજું કાંઇ આ બે વર્ષ વિષે લુક લખતો નથી. (પ્રે. કૃ. ૨૪; ૨૪-૨૭.) એક પ્રસંગ ઉપર, ફેલીકસની વહુ દ્રુસીલા હાજર હતી, અને પાઉલે હાકેમના અંતઃકરણમાં એવી અસરકારક રીતે તથા ભારથી ઉપદેશ કીધો કે તેને બીક લાગી. બાપ્તિસ્મા કરનારે જેમ હેરોદ ઍન્ટીપાસ ઉપર અસર કરી હતી અને તે ઉપર ઉપરની થઈ હતી તેની માફક આ અસર પણ ઉપર ઉપરની હતી. ન્યાયીપણા વિષે પાઉલની વાતથી ફેલીકસ કેદીની પાસેથી લાંચ લેતાં અટકયો નહિ. આગળ જતાં પાઉલ જ્યારે રૂમમાં બંદીવાન થયો ત્યારે તેણે ઉપદેશકનું કામ કર્યું હતું, તેમ કાઇસારીઆમાં બંદીવાન હતો ત્યારે કામ કર્યું કે નહિ તે વિષે કાંઇ શાહેદી નથી; ફેલીકસના મહેલમાંથી તેણે પત્રો લખ્યા કે નહિ તે વિષે પણ આપણે જાણતા નથી. વિદેશીઓ શિવાય બીજાને પાલેસ્ટાઇનમાં ઉપદેશ કરવાની તેને છૂટી મળી હતી કે કેમ તે તદન શક ભરેલુ છે, કારણકે યરૂશાલેમમાં વડા પ્રેરિતોની સભામાં તેની કબૂલાત એ હતી કે હું વિદેશીઓ પાસે જઇશ. આ પ્રમાણે કાઇસારીઆમાંનાં બે વર્ષ પાઉલની દોડ વિષે આપણા જ્ઞાનમાં લગભગ સંપૂર્ણ ખાલી જગ્યા છે એટલે કે આપણે તે વિષે કાંઇ પણ જાણતા નથી.

## પ્રશ્નો.

૧. પાઉલ તથા તેના સાથીઓનો યરૂશાલેમમાં કેવી રીતે સ્વીકાર કરવામાં આવ્યો?

૨. વિદેશી મંડળીઓ તરફથી પાઉલ તથા તેના સાથીઓ જે ભેટ લઇ ગયા, તેની કદર યરૂશાલેમની મંડળીએ કરી?

૩. પાઉલના આવી પહોંચ્યા પછી તરતજ તેણે પ્રેરિત યાકૂબની મુલાકાત કેમ લીધી?

૪. પાઉલના સંબંધમાં વડીલો શા માટે શકમદ હતા અને તેની વિરૂદ્ધ કયાં તોહોમતો હતાં?

૫. વડીલોએ પાઉલને શું કરવાને ભલામણ કરી?

૬. મંદિરમાં પાઉલ ઉપર શા માટે હુમલો કરવામાં આવ્યો?

૭. થોડા વખત પર મંદિરમાં કયું હુલ્લડ જાગ્યું હતું?

૮. મંદિરનો નકશો ધડો, અને જ્યાં રૂમી સિપાઇઓને રાખવામાં આવ્યા હતા તે જગ્યા દર્શાવો, તેમજ મંદિરના જુદા જુદા ભાગ દેખાડો.

૯. કિલ્લાનાં પગથિયાં પરનુ પાઉલનુ ભાષણ તે સંબંધીનુ સવિસ્તર વર્ણન કરો, અને તેની શી અસર થઈ?

૧૦. પ્રમુખ્ય યાજકને પાઉલે જે જવાબ આપ્યો તેમાં તે વ્યાજબી હતો?

૧૧. ફરોશીઓ તથા સાદુકીઓની વચમાં પાઉલે તકરાર ઉત્પન્ન કરાવી તેમાં તે વ્યાજબી હતો?

૧૨. ફરોશીઓ તથા સાદુકીઓના ધર્મ સંબંધી મતમાં કયો તફાવત હતો?

૧૩. પાઉલને મારી નાખવાને કયુ કાવતરૂ રચવામાં આવ્યુ, અને તે કેમ સફળ ન થયું?

૧૪. કાવતરા સંબધી પાઉલને કેવી રીતે જાણ થઇ, અને તેનુ પરિણામ શું આવ્યુ?

૧૫. કાઇસારીઆમાં પાઉલને બદીખાનામાં બે વર્ષ સુધી કેમ રાખવામાં આવ્યો?

૧૬. યરૂશાલેમના યહુદીઓએ પાઉલની વિરૂદ્ધ કયાં તોહોમતો આણ્યાં હતાં?

૧૭. કાઇસારીઆના બંદીખાનામાં પાઉલે બે વર્ષ સુધી પોતાનો વખત કેવી રીતે ગાળ્યો, એ વિષે તમે શું ધારો છો?

---

# પ્રકરણ ૧૩ મું.

## બેડીઓ પહેરીને રૂમની મુસાફરી.

### ૧. કાઇસારને અપીલ.

નેરો પાદશાહે જે નિમણુક કરી તેથી ફેલીકસની પછી પોર્કિઅસ ફેસ્તસ હાકેમ થયો, અને આ બિના ઈ. સ. ૫૮ અને ૬૦ ની વચ્ચે બની. રાજનીતિ તરીકે, પોતાના પ્રાંતના મુખ્ય શહેર યરૂશાલેમની તેણે એકદમ મુલાકાત લીધી, અને પ્રમુખ્ય યાજકોએ અને મોટા માણસોએ પાઉલને ઇનસાફને માટે યરૂશાલેમ મોકલાવવાને તેની વિનંતી કીધી. (પ્રે. કૃ. ૨૫, ૧, ૨) સાફ દેખીતું છે કે તેઓ પાઉલને ભૂલી ગયા નહોતા, પણ તેનો નાશ કરવાને તેઓ અનુકૂળ પ્રસંગની રાહ જોતા હતા. તેઓએ એવી આશા રાખી હશે કે ફેસ્તસ તેઓની વિનંતી માન્ય કરશે. તે હમણાંજ પોતાના પ્રાંતમાં પહોંચ્યો હતો, અને સ્વાભાવિક રીતે તે લોકોની મહેરબાની મેળવવા ઇચ્છતો હતો. વધારામાં, તે વિનંતી યરૂશાલેમના મુખ્ય માણસોએ કરી હતી અને ફેસ્તસને જો શાંત રીતે રાજ્ય ચલાવવાની મરજી હોય તો કદી પણ તેઓને નાખુશ કરે નહિ. દેખીતું છે કે રૂમના પાદશાહની આગળ વ્યાજબી ઇનસાફમાં પાઉલને દોષિત ઠરાવવો તેની યહુદીઓને કાંઈ આશા નહોતી, કારણકે જ્યારે તેઓએ તેને યરૂશાલેમ બદલી કરવાની ફેસ્તસને વિનંતી કીધી ત્યારે એ માટે કીધી કે તેઓ તેને રસ્તામાં મારી નાખે. (પ્રે. કૃ. ૨૫, ૩.) ફેસ્તસને શાબાશી ઘટે છે, કે આ વિનંતી માન્ય નહિ રાખવાને તેનામાં જોઇએ તેટલી દૃઢતા હતી. અલબત તે આ કાવતરા વિષે કાંઈ જાણતો નહોતો, અને પાઉલના મુકરદમાની બાબતો વિષે કાંઈ પણ જાણત નહિ. પણ તેના અધિકારને લગતું રહેઠાણ કાઈસારીઆમાં હતું, અને પાઉલ રૂમનો વતની હતો, તેથી ખુલ્લું છે કે તેના ઇનસાફની યોગ્ય જગ્યા તે હતી, અને વકીલને એમ લાગ્યું હશે કે જો બંદીવાનને યરૂશાલેમ લઈ જવામાં આવે તો બળવો થવાની બીક રહેશે. તોહોમતના વલણ અને જોમ ઉપરથી તે સહેલાઇથી જોઇ શકયો, કે પાઉલની વિરૂદ્ધ ભારે લાગણી છે, અને ખરેખર તેના વખતના યહુદી લોકોની ઝનુની વર્તણુકની તેને માહિતી હતી. તેથી તેણે મુખ્ય માણસોની માગણી નાકબૂલ રાખી, અને તેઓને ઘટતો જવાબ આપ્યો, કે તમારે કાઇસારીઆમાં આવીને પાઉલ ઉપર તોહોમત મૂકવું. (પ્રે. કૃ. ૨૫; ૪, ૫.) પાછળથી ફેસ્તસે આગ્રીપાને જે કહ્યું તે ઉપરથી જણાય છે, કે જેમ યહુદીઓએ પાઉલને યરૂશાલેમ મોકલાવવાની વિનંતી કીધી,

તે મારા વિચાર પ્રમાણે તેને તેના તોહોમતદારોને ઇનસાફ કર્યા વગર સોંપી દેવા બરોબર થાત. (પ્રે. કૃ. ૨૫, ૧૫, ૧૬.) ફેસ્તસ કાઇસારીઆમાં પાછો આવ્યો કે તરતજ તપાસ પૂરી થઈ. જેમ બે વર્ષ પહેલાં તપાસ વખતે યહુદીઓનો ભાડે કરેલો વકીલ હતો તેમ આ વખતે નહોતો, પણ તેઓએ પોતે પોતાનો મુકરદમો રજુ કીધો. જે ઘણાં અને દિલગીરી ભરેલાં તોહોમતો તેઓએ બદીવાનની ઉપર મૂકયાં, તેનુ અનુમાન પાઉલે જે જવાબ આપ્યા અને લુકના લખેલા ઉપોદ્ઘાતમાં તે ઉપરથી કરી શકાય તેણે જાહેર કીધું કે મેં યહુદીઓના નિયમ કે મંદિર કે કાઇસાર વિરૂદ્ધ પાપ કીધુ નથી, (પ્રે. કૃ. ૨૫, ૮) તેથી અમે માનીએ છીએ કે તેઓનાં તોહોમતો આ બાબતોને લગતાં હતાં, અને તેથી અર્ધાં ધાર્મિક અને અર્ધાં રાજનીતિને લગતાં હતાં. પરંતુ જે શાહેદી યહુદીઓએ આપી તે પાઉલને દોષિત ઠરાવે એવી મજબૂત નહોતી, જેમ ફેસ્તસે આગળ જતાં આગ્રીપાને કહ્યુ હતું તેમ. (પ્રે. કૃ. ૨૫, ૨૫.) ખરેખર તેણે કહ્યુ કે, કાઇસાર ઉપર લખવાને મારે કાંઈ ચોક્કસ બાબત નથી એટલે કે, જે બધાં તોહોમતો યહુદીઓએ પાઉલ ઉપર મૂકયાં હતાં, તેમાંનુ એક પણ એવુ નહોતુ કે જે બદીવાનની સાથે વરિષ્ટ અદાલતમાં મોકલવાને ફેસ્તસ રાજી હોય. (પ્રે. કૃ. ૨૫, ૨૬.) ફેસ્તસના શબ્દોના લુકના લખેલા વર્ણન પ્રમાણે તેણે તેનો મુકરદમો પહેલી વાર સાંભળ્યા પછી પાઉલને છોડી મૂકયો હોત, અને ખરેખર તેણે એમ કરવું જોઈતું હતું. રૂમના કાયદાને ઠપકાપાત્ર થાય એવુ જો કાંઈ પણ બદીવાનની વિરૂદ્ધ સાબિત થાય નહિ, તો તેને બદીવાન રાખવાને ફેસ્તસને હક નહોતો. પણ તેણે યહુદીઓને ખુશી કરવાને ઇનસાફ પાછો રાખ્યો, અને પાઉલને પૃછયુ, કે તું યરૂશાલેમમાં તારો ન્યાય કરાવવા જશે કે નહિ, એટલે કે યહુદી અદાલતમાં તેના મુકરદમાની બદલી કરવા રાજી છે કે નહિ? પહેલાં જે તેણે નાકબૂલ કીધુ હતું તેની તે હમણાં દરખાસ્ત કરે છે. તેણે જોયુ કે પાઉલની સામે કેટલો અવરોધ છે, અને યહુદીઓની મહેરબાની મેળવવાની ખાતર ઇનસાફના નિર્મળ રસ્તામાંથી ખસવાને તૈયાર દેખાયો. (પ્રે. કૃ. ૨૫, ૯.)

આવી સ્થિતિમાં પાઉલને ફક્ત એક બાબત કરવાની બાકી હતી. યરૂશાલેમ જવું તે મોત હતું. તેથી જ્યારે કાઇસારીઆમાં તે છૂટકો મેળવી શકયો નહિ, ત્યારે તેણે કાઇસારને અપીલ કરવી જોઇએ, તે પ્રમાણે તેણે એવું જાહેર કીધું કે રૂમની અદાલતમાંથી મારો મુકરદમો બદલી શકાય નહિ, તેણે યહુદીઓને કાંઇ નુકસાન કીધું છે એવું સાબિત થયું નહિ, તેથી "હું કાઇસારને અપીલ કરૂં છું" એ શબ્દો તે બોલ્યો, અને તે બોલવાને રૂમના વતની તરીકે તેને હક હતો. પાઉલની માગણી કબૂલ રાખવામાં કેમ ન આવે તે બાબતની ખાતરી કરવાને ફેસ્તસે પોતાના સલાહકારોની સાથે મસલત કીધી. તેને

એવી ખાતરી થઇ કે બંદીવાન કાઇસારને અપીલ કરી શકે, પછી ફેસ્તસ ન્યાયગાદી પર પાછો બેઠો અને કાયદેસર રૂમમાં વરિષ્ટ અદાલતમાં તેનો મુકરદમો મોકલ્યો. બંદીવાનને રાજધાનીમાં મોકલ્યો તે પહેલાં એક પ્રખ્યાત બિના બની. આગ્રીપા રાજા બીજો, જે મહાન હેરોદનો પ્રપૌત્ર હતો તે પોતાની બહેન બેરનીકે કે જેની સાથે તે નીતિ વિરૂદ્ધ રહેતો હતો, તેને લઇને કાઇસારીઆ આવ્યો. તેણે પોતાને રૂમને અર્પણ કર્યો હતો તેથી પોતાની રાજધાની કાઇસારીઆ ફિલિપીમાંથી નવા હાકેમને સલામ કરવાને આવ્યો હતો. આગ્રીપાએ ફેસ્તસને મોઢેથી પાઉલનો મુકરદમો સાંભળ્યો અને તેનું સાંભળવાની ઇચ્છા જણાવી. અલબત, ફેસ્તસે રાજાની માગણી કબૂલ રાખી, અને ખાસ ખુશીથી તે કબૂલ રાખી, કારણકે તે એવી આશા રાખતો હતો કે આગ્રીપાની આગળના ભાષણમાંથી શહેનશાહની ઉપર લખવાનુ કાંઈ ખાસ મળી આવશે. ( પ્રે. કૃ. ૨૫ ; ૨૬. ) પાઉલની શાહેદી પ્રમાણે આગ્રીપા યહુદીઓની બધી રીતભાત અને પ્રશ્નો વિષે માહિતગાર હતો, અને જોસેફસે પોતાના 'યહુદીઓનો વિગ્રહ' એ નામના પુસ્તક બાબત તેની સલાહ લીધી તે ઉપરથી આ વાત સાબિત થાય છે. આગ્રીપાની આગળ પાઉલે માફી માગી અને જેના વિષે આપણે જાણીતા થયા છીએ તેને આ વાતથી ટેકો મળે છે. કિલ્લાનાં પગથિયાં ઉપર ઉભા રહીને પાઉલે જે ભાષણ કીધું તેમાં તે પોતાની બાલ્યાવસ્થા અને કેળવણી, ખ્રીસ્તીઓની તેણે સતાવણી કીધી તે વિષે અને દમસ્ક જતાં રસ્તામાં તેનુ બદલાણ થયું તે વિષે તથા તેને વિદેશીઓમાં મોકલવામાં આવ્યો તે વિષે બોલે છે. યહુદીઓએ તેના ઉપર જે તોહોમત મૂકયુ તેની દલીલ અજાયબ જેવી છે. તેના દુશ્મનોએ જે દલીલ વિષે આગ્રહ કીધો તે દલીલ તે નથી, પણ તે તેઓના દ્વેષનું ખરૂ કારણ છે એમ પાઉલે ધાર્યું હશે. તે કહે છે કે મસીહના વચનની આશા વિષે મારા ઉપર તોહોમત મૂકવામાં આવ્યું છે, જે વચન પૂરૂં થવાની બધાં કુળ આશા રાખે છે. (પ્રે. કૃ. ૨૬ ; ૬, ૭. ) મારે માટે તે વચન ઇસુમાં પૂરૂં થયું છે કે, જેનું ખ્રીસ્તપણું તેના પુનરૂત્થાનથી સાબિત થયું છે. મારા ઉપર એ માટે તોહોમત મૂકવામાં આવ્યુ છે કારણકે ઇસુમાં ઇસ્રાએલની આશા પૂરી થએલી હુ જોઉં છું. ખરી વાત છે કે આવું તોહોમત પાઉલ ઉપર કદી મૂકવામાં આવ્યું નહોતું, પણ તેના ન્યાય વખતે જે જુદાં જુદાં તોહોમતો તેની ઉપર મૂકવામાં આવ્યાં, જેવાં કે, તે મુસાની વિરૂદ્ધ લોકોને શીખવે છે, તે પુનરૂત્થાન માનતો નથી, અને મંદિરને અશુદ્ધ કીધું છે વિગેરે આ મૂળમાંથી ફુટી નિકળ્યાં હતાં. તેણે આકાશી દર્શન જોયું તેને આજ્ઞાંકિત રહીને તેણે યહુદીઓ અને વિદેશીઓને ઇસુ તે મસીહ છે, એમ શીખવ્યું હતું, માટે યહુદીઓએ તેને પકડીને મારી નાખવાની કોશીશ કીધી હતી.

યહુદીઓના દ્વેષના કારણનું પાઉલે કરેલું આ સ્પષ્ટીકરણ છે. જે ઉપરચોટિયાં તોહોમતો તેઓએ તેના ઉપર મૂકયાં તેમાનું એકે ખરૂં કારણ નથી. ખરી વાત તો એ છે, કે તે નાઝારેથના ઇસુને ઠરાવેલા મસીહ તરીકે આગળ ધરે છે, અને તે વિશ્વાસના ફેલાવને માટે પોતાની જીદગી આપે છે. પાઉલના મુકરદમાની ખરી સ્થિતિ બદલવાને આ મારીની આશા રાખવામાં આવી નહોતી, અને એટલું તો સ્પષ્ટ હતું કે બંદીવાનની સાથે ચોખ્ખાં તોહોમતો જે રૂમ મોકલી શકાય તેવાં ફેસ્તસને મળ્યાં નહિ, ખરેખર ફેસ્તસને એટલી તો ખાતરી થઇ, કે પાઉલ ફક્ત ધર્મઝનુની છે. ઇસુના પુનરૂત્થાનની જે વાત તેણે કહી તેથી કદાપિ તે રૂમીએ એમ ધાર્યું કે તે ઘેલો છે. (પ્રે. કૃ. ૨૬ ; ૨૪.) આગ્રીપાએ તો પાઉલને નિર્દોષ જાહેર કીધો (પ્રે. કૃ. ૨૬ ; ૩૨.)

## ૨. કાઇસારીઆથી મુરા.

જે લશ્કરી ટુકડી પાઉલને રૂમ લઇ ગઈ તેમાં જુલ્યસ નામનો એક સુબેદાર હતો અને કેટલાક સિપાઇઓ હતા. (પ્રે. કૃ. ૨૭, ૩૧, ૪૨.) ઑગસ્ટન ટુકડી, કે જે કેટલાક સિપાઇઓની ટુકડીનો માનપાત્ર હોદ્દો હતો, તે ટુકડીમાંનો જુલ્યસ હતો, જે આ દાખલામાં બીજી ચાર ટુકડીઓ કાઇસારીઆમાં હતી તેનાથી જુદી હતી. વાતમાં એમ દેખાય છે, કે જુલ્યસ મોટા મનનો માણસ હતો. તે પોતાના બદીવાનનુ ઉમદાપણું જાણતો હતો, અને તેની સાથે માયાથી અને માનથી વર્તતો હતો. સુંદર બદરમાંથી વહાણ હકારવાની બાબતમાં પાઉલના કરતાં વહાણના માલિક અને ધણી ઉપર વધારે ધ્યાન આપ્યું, પણ આ તદન સ્વાભાવિક હતુ. (પ્રે. કૃ. ૨૭. ૧૧.) જ્યારે ખલાસીઓએ વહાણમાંથી નાસી છુટવાનો પ્રયત્ન કીધો ત્યારે તે પાઉલની શિખામણ પ્રમાણે ચાલ્યો, અને દોરડાં કાપી નાખવાનો તથા મછવાને દરિયામાં ઉતારવાનો પોતાના સિપાઇઓને હુકમ કીધો. (પ્રે. કૃ. ૨૭, ૩૦, ૩૨.) તે સિપાઇઓની સલાહ વિરૂદ્ધ થયો તેનુ કારણ એ હતું કે તેની પાઉલ પ્રત્યે માનની લાગણી હતી. જ્યારે વહાણ ભાગવા લાગ્યું ત્યારે તેઓએ એવી સલાહ આપી કે કેદીઓને મારી નાખવા, રખેને તેઓ નાસી જાય. (પ્રે. કૃ. ૨૭, ૪૩.)

રૂમ જતાં, પાઉલની દરિયાઈ મુસાફરીમાં તેની સાથે લુક વૈદ તથા માકેદોનિયાના થેસ્સાલોનીકાનો આરીસ્તાર્ખસ, બન્ને ઘરડા અને કસાયલા મિત્રો હતા. (પ્રે. કૃ. ૨૭; ૨ : ૨૦ ; ૪.) રામસે એવું ધારે છે કે તેઓ પાઉલના ગુલામ તરીકે ગયા હશે, પણ આ કાંઈ સાફ નથી, અને એની કાંઈ સાબિતી નથી. જ્યારે પીટસને તેના મુકરદમાને માટે રૂમ મોકલવામાં આવ્યો ત્યારે તેની વહુ એરીઆને તેના ધણી સાથે જવા દેવામાં આવી નહોતી. તે ઉપરથી એવું સાબિત થાય કે કોઈ પણ કેદી જેને રૂમ મોકલવામાં આવતો, તેની સાથે

તેના મિત્રો જે ગુલામ તરીકે જવાને રાજી હોય તેઓને તેની સાથે જવા દેવામાં આવતા હતા. રામસે એવી પણ દલીલ કરે છે કે લુક અને આરીસ્તાર્ખસ ગુલામ તરીકે ગયા હશે, તે એ ઉપરથી જણાય છે, કે પાઉલ પ્રત્યે ઘણું માન બતાવવામાં આવતું હતું, અને તે એટલે સુધી કે નોકર વગરના કંગાલ મુસાફરને પહેલા સૈકામાં કે ઓગણીસમા સૈકામાં કદી પણ મળે નહિ! તેથી ઉલટું, અમે એ મતના છીએ કે પાઉલ જેવો માણસ જુલ્યસ જેવા બધા પ્રમાણિક માણસ પાસેથી માન પામ્યા શિવાય રહેજ નહિ, અને તેને નોકર હતો કે નહિ તે વાત વિચાર કરવાને માટે બહુ નજીવી જેવી છે. અને અમને યાદ છે કે રૂમી રાજ્યના પૂર્વના પ્રાંતોના સર્વ સારા માણસો જેમકે યહુદીઓ, ગ્રીક, સીરીયન, તથા માકેદોનિયાના માણસો પાસેથી માન મેળવ્યું હતું, અને તે વખતે, તેની સેવા કરવાને ચાકરો નહોતા, પણ સાધારણ રીતે પોતાના હાથથી તે પોતાનું ગુજરાન કરતો હતો.

જ્યારે જુલ્યસ અને તેના કેદીઓ—કારણકે પાઉલ શિવાય બીજા પણ કેદીઓ હતા, તેઓ જ્યારે કાઈસારીઆ આગળથી ઉપડયા ત્યારે આદ્રામીતિયમ નામનુ વહાણ જે ઘર તરફ મુસાફરી કરતું હતું તેમાં નિકળ્યા. (પ્રે. કૃ. ૨૭; ૨.) કાઇસારીઆના બંદરમાં રૂમ જવાને માટે એકે વહાણ નહોતું, પણ તે સુબેદાર એવી આશા રાખતો હતો કે આશિયાના કિનારા ઉપરના કોઇ મોટા બંદરમાંથી વહાણ મળશે. કાઈસારીમાંથી નિકળ્યા પછી બીજે દિવસે સીદોન આગળ વહાણે લંગર કીધુ, અને ખ્રીસ્તી ભાઈઓની મુલાકાત લેવાને કિનારે જવાને પાઉલને છૂટી આપવામાં આવી. (પ્રે. કૃ. ૨૭; ૩.) તે પુતીઓલીમાં પહોંચ્યો ત્યાં સુધીમાં તેની મુસાફરીમાં તેના મિત્રોને બાદ કરતાં આ છેલ્લા માણસોને તે મળ્યો.

કીલકીના સમુદ્રમાંથી તેઓએ મુસાફરી કીધી, (પ્રે. કૃ ૨૭; ૪, ૫.) તેમાં જે બીજુ બંદર તેઓએ કીધુ તે લુકીઆમાં મુરા બંદર હતું અને કુપરસ બેટ ડાબી બાજુ ઉપર હતો. સીધે રસ્તે આ ૫૦૦ માઈલની મુસાફરી હતી. ત્યાં આલેકસાંદ્રોયાનુ એક મોટું વહાણ જે ઇટાલી જવાનું હતું તે જુલ્યસે જોયું, અને તેણે પોતાના કેદીઓને તેમાં ચઢાવ્યા. (પ્રે. કૃ. ૨૭; ૬.). તે વહાણમાં ઘઉં ઉપરાંત ૨૭૬ ઉતારૂઓ હતા તે ઉપરથી તે વહાણ કેટલું મોટું હશે તેની આપણે અટકળ કરી શકીએ. (પ્રે. કૃ. ૨૭; ૩૭, ૩૮.) ૫૦૦ ટન બોજાનું તે વહાણ હતું, અને હાલના ૧૦,૦૦૦ ટનની આગબોટોની સાથે સરખાવતાં તે ટન હલકા હતા. તોપણ પાઉલના વખતમાં ભૂમધ્ય સમુદ્રનાં વહાણ સઢથી દરિયાઈ મુસાફરી કરે એટલાં મોટાં હતાં અને ખલાસીઓ હોકાયંત્ર શિવાય ભૂમધ્ય સમુદ્ર ઓળંગવાને હિંમતવાન હતા.

## ૩. મુરાથી માલ્ટા.

આલેકસાંદ્રિયાનું વહાણ ઈટાલી જવા હંકારી ગયું, પણ ૩૨૫ માઇલની ધીમે ધીમે મુસાફરી કર્યા પછી ક્રેતેની દક્ષિણમાં સુંદર બંદરમાં તોફાની સામા પવનને લીધે તેણે આશ્રય લીધો. ઋતુ ઘણી ગઇ ત્યાં સુધી તેઓ ત્યાં રહ્યા, તેથી એમ ધારવામાં આવ્યું કે હવે સમુદ્ર ઓળંગવો તે ભયભરેલુ છે. ઉપવાસનો દિવસ વિતી ગયો હતો. (પ્રે. કૃ. ૨૭; ૯.) અને હવે ભૂમધ્ય સમુદ્રમાં સફર કરવાનું બંધ થએલુ ધારવામાં આવતુ હતું. પણ સુંદર બંદરમાં શિયાળો ગળાય એવી જગ્યા નહોતી, અને આગળ પશ્ચિમમાં ચાળીસ માઈલને છેટે એક સારૂં બંદર હતું, (પ્રે. કૃ. ૨૭, ૧૨.) તેથી કેટલીકવાર મસલત કીધા પછી ત્યાં પહોંચવાને તેઓએ નક્કી કીધુ. એવુ જણાય છે કે સુંદર બદર છોડવાની બાબતમાં પાઉલ બદીવાનને મત આપવાનો હક હતો, અને તે જણાવવાને તેને છૂટી આપવામાં આવી. (પ્રે. કૃ. ૨૭; ૯, ૧૦.) આપણે એમ ધારવાનુ છે કે પાઉલના સમુદ્રના જ્ઞાન ઉપર આ સલાહનું ધોરણ રહેલુ હતું. તેને સમુદ્ર ઉપર ઘણો અનુભવ થયો હોય એમ જણાય છે, કારણકે કરીથીઓના બીજા પત્રમાં તે લખે છે કે મારૂં વહાણ ત્રણવાર ભાગી ગયું હતું (૨ કરી. ૧૧; ૨૫.) તેનુ જે પરિણામ આવ્યું તે ઉપરથી જણાય છે કે તેની સલાહ ડહાપણ ભરેલી હતી, પરંતુ તેણે જે ભવિષ્ય કહ્યું કે જીવની હાનિ થશે, તે પૂરૂ થયુ નહિ. સુંદર બંદરમાંથી નિકળીને સમુદ્રમાં ગયા પછી તરતજ ઇશાન કોણમાંથી તોફાન આવ્યુ અને તેથી વહાણ ભાગી ગયું, અને ચૌદ દિવસ સુધી તે આમતેમ લાચાર થઇને અથડાતું ફર્યું. (પ્રે. કૃ. ૨૭; ૧૫, ૨૭, ૨૯.) ખલાસીઓ દિવસે સૂરજ અને રાત્રે તારા જોઇ શકતા નહોતા, અને તેથી તેઓ કયાં છે, અને કયાં જાય છે, તે નક્કી કરી શકયા નહિ. (પ્રે. કૃ. ૨૭; ૨૦.) તે અધકારમય અને નિરાશા ભરેલા દિવસોમાં જે એક બનાવ બન્યો તે એ હતો કે, પાઉલને સંદર્શન થયું અને તેણે આનંદના શબ્દો કહ્યા. (પ્રે. કૃ. ૨૭; ૨૧–૨૬.) એક દૂત તેને સ્વપ્નમાં દેખાયો અને તેને બેવડી ખાતરી આપી કે તારે પહોંચવાની જગ્યાએ તું પહોંચીશ, અને વહાણમાંના બીજા બધા લોકો પણ તોફાન અને સમુદ્રમાંથી બચી જશે. બે વર્ષ પહેલાં યરૂશાલેમમાં તેને જે સ્વપ્ન આવ્યું હતું તેજ આ સ્વપ્ન પાઉલની બાબતમાં હતું. (પ્રે. કૃ. ૨૩; ૧૧.) તેની સાથે મુસાફરી કરનારાઓની બાબતમાં, પાઉલે જે સુંદર બંદરમાં કહ્યું હતું, કે જીવની હાનિ થશે, તેથી ઉલટું હતું. (પ્રે. કૃ. ૨૭; ૧૦.) આ દર્શન થયા પછી બીજે દિવસે પાઉલે બધાને હિંમત રાખવા કહ્યુ. દૂતે સંદેશો કહ્યો હતો તેમ તો નહિ પણ પોતાની ખાતરી આપીને વધારામાં તેણે કહ્યું, કે

આપણે કોઈ બેટ પર જઇ ચઢીશું. તે બેટનું નામ તે જાણતો ન હોય એમ જણાય છે, પણ તેને એટલી ખાતરી થઇ હતી કે વહાણ કોઇ બંદર કરશે નહિ પણ કોઈ બેટ ઉપર આવી ચઢશે.

જે બનાવ ક્રેતે છોડયા પછી ચૌદમી રાત્રે બન્યો તે ઉપરથી જણાય છે કે જોકે પાઉલ કેદી હતો તોપણ વહાણમાં તે અગ્રેસર હતો. (પ્રે. કૃ. ૨૭; ૨૭.) આગલા વહાણમાંથી લંગર ઉતારવાને બહાને ખલાસીઓએ મછવો ઉતાર્યો હતો, અને ધક્કા મારીને વહાણને મૂકીને જતા રહેવાનો તેમનો ઈરાદો હતો. (પ્રે. કૃ. ૨૭; ૩૦.) તેઓને ખાતરી હતી કે જમીન દૂર નથી, અને તેઓ જાણતા હતા કે વહાણના કરતાં મછવામાં બેસીને કિનારે જવું તે વધારે સહિસલામતી ભરેલું છે. પાઉલે ખલાસીઓની યુક્તિ જાણી, અને તરતજ તે તેણે સુબેદારની આગળ ખુલ્લી કરી, અને તેણે મછવાનાં દોરડાં કાપી નાખવાનો અને તેને સમુદ્રમાં નાખવાનો સિપાઇઓને હુકમ કર્યો. (પ્રે. કૃ. ૨૭; ૩૨). આ પ્રમાણે એવુ દેખાય છે કે જો કે પાઉલને દૂત તરફથી ખાતરી મળી હતી, કે જીવની હાનિ થશે નહિ અને તું રૂમ પહોંચશે, તોપણ મધ્યરાતે તે ચોકી કરતો હતો અને તેને ખાતરી હતી કે જો બધાને બચાવવા હોય તો ખલાસીઓને વહાણમાં રાખવા જોઇએ. તેજ રાત્રે બીજો બનાવ બન્યો કે જે પાઉલના ગુણના સરખો હતો. તેણે વહાણ ઉપરના બધાને ખાવાની વિનંતી કીધી. તેણે એવું જાહેર કીધુ કે કોઈ પણ મરણ પામશે નહિ કે કોઇને શારીરિક હાનિ પહોંચશે નહિ. (પ્રે. કૃ. ૨૭; ૩૪.) તેણે પછી સ્તુતિ કરીને ખાવા માંડયું, ત્યારે તેનું જોઇને બીજાઓએ પણ ખોરાક ખાધો અને હિમતવાન થયા. (પ્રે. કૃ. ૨૭; ૩૫, ૩૬.) સવારે જ્યારે તેઓ વહાણને કિનારે લાવતા હતા, ત્યારે તે જમીન ઉપર અથડાયું, અને મોજાંને લીધે વહાણ ભાગવા લાગ્યું. આ કટાકટીને વખતે સિપાઇઓ કેદીઓને મારી નાખવાની તરફેણમાં હતા. જ્યારે વહાણના ટુકડા થઈ ગયા ત્યારે રખેને તેઓમાંનો કોઈ નાસી જાય તેથી તે સિપાઇઓ કેદીઓને મારી નાખવાની તરફેણમાં હતા, કારણકે જો કેદીઓ નાસી જાય તો સિપાઇઓ જવાબદાર ગણાય. તેમ છતાં જુલ્યસે સિપાઇઓની દલીલ નાકબૂલ રાખી, અને તેની પાસેથી કેદીઓ નાસી જાય તો તેનું જોખમ પોતાને માથે લીધું. (પ્રે. કૃ. ૨૭; ૪૩.) અને આ પ્રમાણે પાઉલની જીંદગી બચાવવામાં, પાઉલે વહાણ ઉપરનાં બધાંની જે સેવા કરી હતી, તેનો થોડો બદલો જુલ્યસે ભરી આપ્યો. તેના ભરોસાનો બદલો મળ્યો હોય એમ જણાય છે, કારણકે જો કે બધા એક બીજાથી છૂટા પડી ગયા અને દરેક જણ પોતાથી બને તેમ કિનારે ઉતર્યો, તોપણ જુલ્યસ પાસેથી કોઈ પણ કેદીએ નાસી જવાનો પ્રયત્ન કીધો હોય એવો હેવાલ લખેલો નથી.

## ૪. માલ્ટાથી પુતીઓલી.

મેલીટાનો ટાપુ કે જેના ઉપર વહાણ ભગ થએલા લોકો આવી ચઢયા તે આખી દુનિયાના લોકો માને છે કે માલ્ટા ટાપુ હતો. તે બેટ ૧૭½ માઇલ લાંબો તથા ૯½ માઇલ પહોળો છે, અને તે સીસીલીની દક્ષિણે આસરે ૫૮ માઇલ ઉપર આવેલો છે. અને જે જગ્યાએ વહાણ ભંગ થયું હતું તે જગ્યાની વાર્તાની જરૂરિયાતો અજાયબ જેવી રીતે મળતી આવતી દેખાય છે. કેતેના કાંઠા ઉપરથી પવનથી વહાણ હડસેલાયું અને કૌદાની તરફ હકારાયુ તે માલ્ટા તરફ બતાવે છે. (પ્રે. કૃ. ૨૭, ૧૪–૧૬.) આલેકસાંદ્રિયાનું એક વહાણ ટાપુના એક બંદરમાં શિયાળો ગાળવાને રહ્યુ હતું, તે વાત મેલીડા કરતાં માલ્ટા બતાવે છે કે સૂચવે છે, અને તેને સારાં બંદરો હતાં અને તે એકલાજ ટાપુનું નામ પાઉલના વહાણ ભગ થયાના દેખાવ વિષે વિચાર કરવા મળે છે. કારણકે આ મેલીડા ઇલીરીઆના કાંઠા ઉપર દૂર છે, અને આલેકસાંદ્રિયાથી પુતીઓલી બંદરે અને ઇટાલીની પશ્ચિમે બીજા બદરે જવાને માટે ઉપડેલા વહાણને શિયાળો ગાળવા જેવુ બંદર નથી. પરંતુ. મેલીટા અને માલ્ટાનું સરખાપણું કે તેઓ એકજ છે એ વાત આથી સાબિત થાય છે, કે એક રૂમીને માટે એમ કહ્યુ છે કે, 'મેલીટીઅનનો પહેલો' એ લેખ માલ્ટા ઉપર મળી આવે છે અને તેજ શબ્દ જ્યારે લુક પબ્લિયસ વિષે બોલે છે ત્યારે વાપરે છે. (પ્રે. કૃ. ૨૮, ૭.) પાઉલ તથા તેના સાથી—કેદીઓના વહાણનો જવાનો રસ્તો થયો ત્યાં સુધી એટલે તેઓના આવ્યા પછી આસરે ત્રણ મહિના સુધી માલ્ટામાં રહેવું પડયું, અને તે કદાપિ ફેબ્રુઆરીની શરૂઆત સુધી હતુ. (પ્રે. કૃ. ૨૭, ૯ ૨૮, ૧૧.) તે ટાપુના વતનીઓ જેઓને જગલી કહેતા હતા, કારણકે તેઓ ગ્રીક ભાષા બોલતા નહોતા, તેઓ ફિનિશી લોકોના વંશના હતા, અથવા કાર્થેજના લોકોના સગા હતા. તે ટાપુ રૂમી લોકોના કબજામાં અઢીસો વર્ષ સુધી હતો અને તે સીસીલી પ્રાંતને તાબે હતો, અને રૂમી 'મ્યુનીસીપીઅમ'ના તેને હક હતા. તે કમનસીબ લોકોનો તે વતનીઓએ સારી રીતે આવકાર કીધો અને વરસાદ તથા ટાઢથી તેઓનું રક્ષણ કરવાને દેવતા સળગાવ્યો. (પ્રે. કૃ. ૨૮; ૨.) પછી રૂમી ન્યાયાધીશ જે આ ટાપુ ઉપર સૌથી મોટો અમલદાર હતો તેણે આ ટોળીને ત્રણ દિવસ સુધી મેમાન રાખી, અને જ્યારે વસંત ઋતુમાં તેઓ નિકળ્યા ત્યારે વહાણની મુસાફરીમાં જેવી ચીજોની જરૂર હતી તેવી ચીજો આપી. (પ્રે. કૃ. ૨૮; ૧૦.) પબ્લિયસનો બાપ જે ભારે માંદો હતો તેને તથા બીજા લોકો જે જુદા જુદા રોગથી પીડાતા હતા તેમને સાજા કરીને પબ્લિયસ અને બધા લોકોની માયાનો બદલો પાઉલે વાળ્યો. (પ્રે. કૃ. ૨૮, ૮, ૯.) પબ્લિયસના બાપને સાજો કરતી વખતે જેમ ઇસુ પોતાના ચમત્કાર વખતે પ્રાર્થના કરતો હતો તેમ પાઉલે પ્રાર્થના કરી, અને જેમ પ્રભુ કેટલીક વખત

દરદી ઉપર હાથ મૂકતો હતો તેમ તેના ઉપર પોતાના હાથ મૂકયા. પબ્લિયસની બાબતમાં જે કરવામાં આવ્યું હતું, તે બીજી બાબતોમાં પણ કરવામાં આવ્યું હતું, એમ આપણે ધારીએ, એટલે કે પાઉલની પ્રાર્થનાના જવાબ દ્વારે જે સામર્થ્ય તેને આપવામાં આવ્યું હતું તેથી તેણે સાજાં કીધાં. આપણે એમ પણ ધારવું જોઇએ કે આ બધાંની બાબતોમાં, જેમ ઇસુએ લોકોને સાજાં કીધાં ત્યારે તેઓમાં વિશ્વાસ હતો, તેમ આ વખતે પણ પરમેશ્વર તથા ઇસુ ખ્રીસ્તના સેવક તરિકે પાઉલ ઉપર વિશ્વાસ હતો.

પાઉલના હાથ ઉપર સાપ ચઢયો તે વાત પુરેપુરી ભરોસા લાયક છે. (પ્રે. કૃ. ૨૮; ૩–૬.) હાલમાં તે ટાપુ ઉપર સાપ મળતા નથી તેથી એવું સાબિત થતું નથી કે આજથી અઢારસો વર્ષ ઉપર ત્યાં મળતા નહિ હોય. જ્યારે પાઉલના હાથ ઉપર જંગલી લોકોએ સાપ જોયો ત્યારે તેઓએ જે મત આપ્યો, અને જ્યારે તેઓએ જોયું કે તેને કાંઈ ઇજા થઈ નથી ત્યારે જે મત આપ્યો તે તદન સ્વાભાવિક હતો. પાઉલ કેદી હતો અને જ્યારે લોકોએ તેના હાથ ઉપર સાપ જોયો ત્યારે તેઓએ સહેલથી એમ ધાર્યું, કે કોઈ ગુન્હાને માટે તેને યોગ્ય સજા થાય છે. જ્યારે તેણે સાપને ઝટકી નાખ્યો અને તેને કાંઈ ઇજા થઈ નહિ, ત્યારે, જ્યારે પાઉલ અને બાર્નાબાસે લંગડાને સાજો કીધો હતો ત્યારે લુકાનીઓએ કહ્યું હતું તેમ આ લોકો પણ કહેવા લાગ્યા. તેઓએ કહ્યું કે, તે દેવ છે. તે બનાવ ચમત્કારિક દેખાયો અને ચમત્કાર ઉપરથી તે જગલી લોકોનો એવો મત હતો કે તેનો કરનાર દેવ હશે.

આ વાર્ત્તા પણ પાઉલના વિશેષ ગુણ લક્ષણ વિષેની છે. જેમ દેવતા સળગાવવાને માટે લાકડાં ભેગાં કરવામાં તે ઉદ્યોગી હતો તેમ બીજાની સગવડને માટે કામ કરવું તે તેનો ગુણ હતો. અને પછી સાપના કરડવાને લીધે તેણે કાંઈ મહેનત કરી નહિ પણ તેને દેવતામાં ઝટકી નાંખ્યો, તે પણ પાઉલના જેવુ હતું. (પાઉલની રીતને મળતું.) આના જેવાં બીજાં ઘણાં મોટાં સંકટોમાં તે હતો પણ પ્રભુએ તેને બચાવ્યો હતો. અને વધારામાં તેને દૂત તરફથી ખાતરી મળી હતી કે તેણે રૂમમાં શાહેદી આપવી જોઇએ; તેથી તેને સાપની બિહીક નહોતી. તેને કેમ ઇજા થઈ નહિ, અને તેનો બચાવ અસાધારણ હતો કે કેમ તે કોઈ કહી શકે નહિ.

જે વહાણ માલ્ટાથી કેદીઓને લઈ ગયું તે આલેકસાંદ્રિયાનું હતું, અને તે જે વહાણ ભાગી ગયું હતું તેના જેવું હતું, પણ ટાપુના એક બંદરમાં તેણે શિયાળો ગાળ્યો હતો. ( પ્રે. કૃ. ૨૮; ૧૧. ) સાથરેકયુઝનું લશ્કરી સંસ્થાન જે માલ્ટાથી ૯૦ માઇલને છેટે સીસીલીમાં હતું, તેમાં તેણે લંગર કર્યું અને ફરીથી ઈટાલીમાં રેગીઅમ જે લુકાનીઆ અને બ્રીટીઅમની રાજધાની હતું અને ૬૩ માઇલ દૂર હતું ત્યાં આગળ લંગર કર્યું. ત્યાંથી બીજે દિવસે રીજીયમથી ૨૧૨ માઇલને છેટે જે પુતીઓલી છે ત્યાં સારા પવનને લીધે આવી પહોંચ્યા.

## ૫. પુતીઓલીથી રૂમ.

પુતીઓલી જે દક્ષિણ ઇટાલીનું મુખ્ય બંદર હતું, અને જેમાં ઑગસ્ટસની પૂજાને માટે પહેલું મંદિર બાંધવામાં આવ્યું હતું, ત્યાં પાઉલ અને તેના સાથીઓ ખ્રીસ્તી ભાઇઓની હાજરીથી તાજા થયા. (પ્રે. કૃ. ૨૮, ૧૪.) અને તેઓની માગણીથી તેઓ એક અઠવાડિયું ત્યાં રહ્યા. દેખીતી રીતે જુલ્યસને પોતાના કેદીની ઇચ્છાઓને માટે માન હતું, અને ખરેખર પાછલા શિયાળાના અનુભવ પછી તેને બરોબર અસર થઈ હશે, અને રાજકીય બાબત બાદ કરતાં તે પાઉલ ઉપર આધાર રાખતો હતો પણ પાઉલ તેના ઉપર રાખતો નહોતો. દરેક બાબતમાં તે તેના ઉપર ઉપકાર કરવાને રાજી હતો અને આ પુતીઓલીમાં મુલાકાતથી સાબિત થાય છે.

પુતીઓલીમાં લાંબા વખતથી યહુદીઓનું સંસ્થાન હતુ, કદાપિ તેનું કારણ એ હશે કે તે આબાદ બંદર હતું, પણ ત્યાં મંડળી સ્થાપવા વિષે કાંઈ જાણવામાં આવ્યું નથી. એવું માનવામાં આવે છે કે ભાઇઓએ પાઉલ વિષે સાંભળ્યુ હતું, અને તેથી તેઓએ એવી ઇચ્છા બતાવી કે તેઓની સાથે તે થોડા દિવસ રહે. એમ પણ માનવામાં આવે છે કે તેઓની વિનતી ફક્ત એ વાત ઉપર આધાર રાખતી હતી કે તે ખ્રીસ્તી હતો અને કેદી હતો

પુતીઓલીમાંથી (પ્રાચીન ડીસરચીયા) જુલ્યસ અને તેના કેદીઓ બાકીના ૧૨૯ માઇલ જમીનમાર્ગે ગયા, અને તે રસ્તો પૂર્વમાંથી જે મુસાફરો રૂમ જવાના હોય તેઓનો સાધારણ રસ્તો હતો. જોસેફસ ઓછામાં ઓછા ત્રણ દાખલા આપે છે, અને તેમાં જે યહુદીઓ પાલેસ્ટાઇનમાંથી રૂમની મુસાફરી કરતા હતા, તેઓ પુતીઓલી આગળ વહાણમાંથી ઉતરી પડતા. પુતીઓલીમાં જે અઠવાડિયુ તેણે ગાળ્યું તેમાં પાઉલને તે જગ્યાએ જે ઉત્તેજન મળ્યુ, તેના કરતાં બીજુ ઉત્તેજન મળ્યું, કારણકે તેના આવવા વિષે રૂમ ખબર મોકલવામાં આવી, અને અમુક ખ્રીસ્તી શિષ્યો તેને આવકાર આપવાને રસ્તા ઉપર આવ્યા. એક ટોળી એપીઅસના બજાર સુધી ૪૦ માઇલ મુસાફરી કરીને આવી, અને બીજી ટોળી રૂમથી ૩૦ માઇલ છેટે ત્રણ ધર્મશાળા આગળ તેની રાહ જોતી ઉભી રહી. તેના રૂમમાં આવવા માટે આ શુભ શુકન હતા. અને પાઉલે પરમેશ્વરનો ઉપકાર માન્યો તથા હિંમત પકડી. (પ્રે. કૃ. ૨૮ ; ૧૫.) યરૂશાલેમમાં જ્યાં તેની જીંદગીને માટે તેનો મુકરદમો ચાલ્યો હતો, ત્યાં યહુદી મંડળી તરફથી પાઉલને છોડાવવાને કે તેને દિલાસો દેવાને કાંઇ પ્રયત્ન કરવામાં આવ્યો નહોતો ; પણ હમણાં આ ભાઈઓ જેઓ મુખ્યત્વે કરીને વિદેશીઓ હતા, અને તેઓના ઉપર બે વર્ષ ઉપર તેણે પત્રો લખ્યા હતા, તેઓની તરફથી જો કે તે કેદી તરીકે ભારે ગુન્હાને માટે તેનો

ઇનસાફ કરાવવાને માટે આવ્યો હતો, તે પણ તેઓની તરફથી ભારે દિલસોજીની નિશાની પામ્યો.

આ રૂમી મંડળી પાઉલને અજાણી નહોતી, અને એમ પણ ધારવામાં આવે છે કે જે લોકો તેને આવકાર આપવાને ત્રણ ધર્મશાળા અને એપીઅસના બજાર સુધી આવ્યા હતા, તેઓમાંના કેટલાએકને તેના મોટા પૂર્વના ક્ષેત્રમાં અહીં તહીં જોયા હતા. કારણકે રૂમીઓના પત્રનો સોળમો અધ્યાય જેમાં નામની મોટી ટીપ છે, તે હુ ધારૂ છુ કે કાગળના એક ભાગ તરિકે ગણવો જોઇએ, અને એફેસીઓની મંડળીની ઉપર જેમ જુદો કાગળ લખ્યો, અને જે ભૂલથી રૂમીઓના પત્રની સાથે સેળભેળ થઈ ગયો તેમ ગણવો જોઇએ નહિ. રૂમીઓના પત્રનો આ અધ્યાય નથી એમ જેઓ ધારે છે તેઓની મુખ્ય દલીલ એ છે કે, જેઓને પાઉલ સલામ લખે છે, તેઓને તે રૂમમાં ઓળખતો હોત નહિ, અને વધારામાં રૂમીઓના પત્રના સોળમા અધ્યાયમાં જેઓને તે કુશળતા કહે છે તે માણસોની સ્થિતિ જેટલી બારીકાઇથી તે જાણતો હતો તેટલી તે જાણત નહિ. પણ આ દલીલ નથી પરંતુ માન્યતા, ને ફક્ત એક મત છે, અને પાઉલના વખતથી તે લખાણની શાહેદી છે.

રાજધાનીમાં પાઉલ સત્તાવીસ માણસોને ઓળખતો નહોતો એમ કહેવું તે જે સાફ રીતે સાબિત ન થઈ શકે તેની બરોબર છે, અને જેમ એકને અસંભવિત લાગે તેમ બીજાને પણ લાગે. કેમકે ખચીત કેટલાકને એમ સંભવિત લાગે છે, કે સૌથી મોટા મિશનેરી સૈકામાં સૌથી મોટો મિશનેરી કે જેણે ત્રીસ વર્ષ સુધી મોટી મુસાફરીઓ કીધી હતી, અને ગ્રીસ, માકેદોનિયા, અને આશિયા માઇનરમાં સેંકડો લોકોની સાથે જેને ઓળખાણ થઈ હતી, અને રૂમમાં સત્તાવીસ ખ્રીસ્તીઓનાં નામ જાણ્યાં હતાં, અને તેઓમાંના ઘણાની સ્થિતિ વિષે પણ તે જાણતો હતો. તે જ્યારે મોટા રાજધાનીના શહેર અને પ્રાંતોનાં શહેરોની વચ્ચે જે સબંધ હતો તે વિષે આપણે વિચાર કરીએ છીએ ત્યારે તે સંભવિત લાગે છે. પરંતુ આ મતની બાબત છે, અને મત ઇતિહાસના સવાલોનો નિર્ણય કરતો નથી, પણ જેઓ તે મત ધરાવે છે તેઓને માટે તે નિર્ણય કરે છે. એમ કહેવામાં આવે છે કે જ્યારે કરીંથીઓને પત્ર લખવામાં આવ્યો, ત્યારે આકુલા તથા પ્રિસ્કીલા એફેસસમાં રહેતાં હતાં. (૧ કરી. ૧૬. ૧૯.) અને રૂમીઓની મંડળીને પત્ર લખવામાં આવ્યો તે પહેલાં તેઓ રૂમમાં ગયાં હોય તે અસંભવિત છે. એ વાત ખરી છે કે જ્યારે પાઉલે કરીંથીઓને પત્ર લખ્યો ત્યારે તેઓ એફેસસમાં રહેતાં હતાં, એ વાત પણ ખરી છે કે ત્રણ વર્ષ પહેલાં તેઓ કરીંથમાં રહેતાં હતાં, (પ્રે. કૃ. ૧૮; ૨.) અને તે કરતાં પણ પહેલાં તેઓ રૂમમાં રહેતાં હતાં, અને કરીંથમાં થોડો વખત રહ્યા બાદ એફેસસમાં થોડો વખત રહીને તેઓ ગયાં હોય તે કાંઈ અજાયબ જેવું

નથી. રૂમી. ૧૬; ૫મી કલમમાં એપાઇનેતસને કુશળતા કહેલી છે, તે ખ્રીસ્તમાં આશિયામાં પ્રથમ ફળ હતું. અને એમ કહેવામાં આવે છે કે તે ઘણું કરીને એફેસસમાં હતો, અને રૂમમાં નહિ. અલબત, આશિયાનો ખ્રીસ્તી થએલો માણુસ રૂમના કરતાં આશિયામાં રહે તે વધારે સંભવિત છે, અને તેમ છતાં પણુ કોઇ અમુક ખ્રીસ્તી માણુસ રૂમ ગયો હતો એમ ધારવું તે પણુ અસંભવિત નથી. લોકો એફેસસમાંથી વખતો વખત રૂમમાં જતા હતા. એપાઇનેતસ કેમ ગયો નહિ હોય? આંદ્રોનીકસ અને જુનીઆસને પાઉલના સાથી–કેદીઓ તરિકે કુશળતા કહેવામાં આવે છે, તે વાત ખાસ કરીને એફેસસને બતાવતી કે સૂચવતી નથી. (રૂમી. ૧૬; ૭.) કારણુકે પાઉલ કદી પણુ એફેસસમાં કેદમાં હતો તે જાણુવામાં આવ્યુ નથી. રૂમીઓના સોળમા અધ્યાયના માણુસોનાં નામ અને તેઓની સ્થિતિમાં એક નામ એવુ નથી કે જે રૂમના કરતાં એફેસસ વધારે સૂચવે છે. રૂમમાં આરીસ્તબુલસ અને નારકીસસ વિષે આપણે જાણીએ છીએ, કે જેઓના ગુલામો કદાપિ હાલ છૂટા કરેલા હતા, તેઓને પાઉલ કુશળતા લખે છે. (રૂમી. ૧૬, ૧૦, ૧૧) અને લગભગ આઠ માણુસોનાં નામ રૂમી લેખોમાં માલમ પડે છે.

હજી એક બાબત જેનો ખુલાસો થયો નથી અને દેખીતી એમ લાગે છે કે તેનો ખુલાસો થઈ શકે નહિ, કે ફેબીને માટે એક ભલામણુપત્ર એફેસસમાં લઇ જવાનો હતો, તે રૂમીઓના પત્રની સાથે સેળભેળ થઈ ગયો હોય. વિઝસેકર એમ ધારે છે કે તે સહેલથી બને, કારણુકે તે કાગળો એકજ જગ્યાએ અને કદાપિ એકજ લહીઆએ લખ્યા હતા. પણુ આ હેવાલથી તે બાબતની મુસ્કેલી ઉપર જરા પણુ પ્રકાશ પડતો નથી. રૂમીઓના સોળમા અધ્યાયમાં જે સત્તાવીસ માણુસોને કુશળતા કહેવામાં આવી છે, તેઓ જો રૂમમાં હોત નહિ, તો કરીંથમાં આ લહીઆની ભૂલ ત્યાંની મંડળી કેમ સહન કરત? તેઓ ખરેખર જાણુત કે આ ભૂલ થઇ છે, અને તેઓ સ્વાભાવિક રીતે તેને સુધારત, અને આ પ્રમાણે પત્રની જે નકલ રૂમમાં વહેંચવામાં આવત તો તે સોળમા અધ્યાય વગરની હોત. પણુ આવા વાકયની કાંઇ શાહેદી નથી. તેથી હું એમ કબૂલ રાખું છું કે રૂમીઓનો સોળમો અધ્યાય, રૂમીઓના અસલ પત્રનો ભાગ છે, અને તે પ્રમાણે જ્યારે પાઉલ પુતીઓલીમાંથી રાજધાનીમાં ગયો અને એપીઅસના બજાર આગળ તથા ત્રણુ ધર્મશાળા આગળ ખ્રીસ્તીઓનાં ટોળાં તેને મળ્યાં, ત્યારે આપણે એમ ધારીએ કે તેઓમાં કેટલાંક જેવાં કે, આકુલા તથા પ્રિસ્કીલા, આંદ્રોનીકસ તથા જુનીઆસ, એપાઇનેતસ અને રૂફસને પાઉલ ઓળખતો હતો. અને જ્યારે તે મોટું શહેર તેને નવું તથા અજાણ્યું લાગતું હતું ત્યારે તે શહેરમાં થોડાક ખ્રીસ્તી લોકો હતા, કે જેઓ વિષે તેણે સાંભળ્યું હતું અને તેને એમ લાગતું હતું કે તેઓ મારા મિત્રો છે.

## પ્રશ્નો.

૧. પોર્કિઅસ ફેસ્તસ કોણ હતો?

૨. હું રૂમી શહેરનો વતની તથા હકદાર છું, ને કાઈસારને અપીલ કરૂં છું, એવું કયા સંજોગો પરથી પાઉલને કહેવું પડયું?

૩. ૨ જો આગ્રીપા રાજા કોણ હતો, અને પાઉલ સંબંધી તેનો શો મત હતો?

૪. રૂમ ભણી પાઉલની મુસાફરીનો નકશો દોરો.

૫. રૂમ ભણી પાઉલની મુસાફરી વખતે કઈ પ્રખ્યાત બિનાઓ બની?

૬. પાઉલે કાઇસારીઆથી રૂમ સુધી જે મુસાફરી કરી તેનું અંતર કેટલું છે?

૭. પાઉલના હાથ પર જે સર્પ વળગ્યો હતો તે બિના બોલો.

૮. રૂમમાં ખ્રીસ્તી ધર્મ પ્રથમ કેવી રીતે આવ્યો હશે?

૯. વિદેશીઓમાં પાઉલના કામ સંબધી રૂમના ખ્રીસ્તીઓએ કેવી રીતે જાણ્યું?

૧૦. રૂમના ખ્રીસ્તીઓ તરફથી પાઉલનો કેવી રીતે સ્વીકાર કરવામાં આવ્યો?

# પ્રકરણ ૧૪ મું.

## નીરોની અદાલતમાં.

### ૧. પાઉલનું રૂમી કેદીપણાનું લક્ષણ.

જુલ્યસે પાઉલને કોને સોંપ્યો અથવા તેનો મુકરદમો ચાલ્યો ત્યાં સુધી તેને ક્યાં રાખ્યો હતો તે વિષે આપણે જાણતા નથી. પ્રેરિતોનાં કૃત્ય ૨૮ ; ૧૬ માંથી સુધારેલી આવૃત્તિમાં ગ્રીક શબ્દ "સ્ટ્રેટૉપૅડાર્ક" પડતો મૂકેલો છે. રામસે જે હજી સુધી આ શબ્દ રાખે છે તે "પ્રિન્સેપ્સ પીરીગ્રીનોરમ" વિષે ધારે છે, એટલે કે પરદેશી સૈનિકોનો કમાન, જે પરદેશી સિપાઇઓની રહેવાની જગ્યામાં, કીલિયન પર્વત ઉપર રહેતો હતો. પણ મારકવૉર્ટના ધારવા પ્રમાણે "પ્રિન્સેપ્સ પીરીગ્રીનોરમ," પ્રાંતોમાંથી રૂમમાં મોકલાએલા સિપાઇઓનો અમલદાર હતો, અને તેથી તેને કેદી સોંપવામાં આવતો નહોતો. જ્યારે પાઉલે ફિલિપીઓને પત્ર લખ્યો ત્યારે વીમીનલ દરવાજા આગળ જે પ્રીટોરીઆની છાવણી હતી તે વિષે લખ્યું. (ફિલિ ૧; ૧૩ ) લશ્કરના સરદાર તરિકેના "શહેનશાહનાં પરાં" એ અર્થ પ્રીટોરીઅમ શબ્દ બતાવતો હતો, અને "શહેનશાહનો રક્ષક" એ અર્થ પણ બતાવતો હતો, પરંતુ મૉમસેનના કહેવા પ્રમાણે તે શબ્દ કદી પણ શહેનશાહના રૂમના મહેલને લગાડવામાં આવતો નહોતો. તેથી જો પાઉલને પ્રીટોરીઅમમાં થોડા વખત સુધી રાખ્યો હતો તો શહેરની પૂર્વે સિપાઇઓને રહેવાની જે મોટી જગ્યા હતી, અને જ્યાં તીબેરીઅસના વખતથી પ્રીટોરીઅનોની નવ ટુકડી રાખવામાં આવતી હતી તે વિષે વિચાર કરવાનો છે.

લુકની વાત ઉપરથી એવો ભાસ પડે છે કે પાઉલે તે બે વર્ષ ખાનગી ઘરમાં ગાળ્યાં. તે ઘર તેણે ભાડે લીધું હતું અને તેને પોતાનું તે ગણતો હતો. (પ્રે. કૃ. ૨૮; ૩૦.) લુક પ્રેરિતોનાં કૃત્ય ૨૮, ૧૬ માં લખે છે, કે જે સિપાઇ પાઉલની ચોકી કરતો હતો તેની સાથે તેના ઘરમાં એકલો રહેવા દીધો હતો તે આ ઘર હશે એમ આપણે ધારવાનું છે. જ્યારે પાઉલે ફિલિપીઓને પત્ર લખ્યો ત્યારે જો તે પ્રીટોરીઅનોની લશ્કરની ટુકડીને રહેવાની જગ્યામાં હતો, તો સાફ દેખીતું છે કે તે પોતાના ભાડાના ઘરમાં નહોતો. પણ ફિલિ. ૧ ; ૧૩ ઉપરથી એમ માનવાનું નથી કે પાઉલ પ્રીટોરીઅન છાવણીમાં હતો. તે કહે છે કે તેની બેડીઓ ત્યાં માલમ પડી, અને બાકીના બીજા બધાને પણ માલમ પડી. જે લોકો તેની મુલાકાત લેતા તેઓની મારફતે જેમ શહેરના બીજા ભાગમાં તેની બેડીઓ વિષે માલમ પડયું, તેજ પ્રમાણે તે બે વર્ષ દરમ્યાન જે સિપાઇઓએ તેની ચોકી કરી તેઓની મારફતે તેની બેડીઓ વિષે માલમ પડયું.

એક સિપાઇ પાઉલની જાથુ ચોકી કરતો હતો, અને તેની સાથે એક સાંકળથી તેને બાંધતા હતા. ( પ્રે. કૃ. ૨૮ ; ૨૦. ફિલિ. ૧ ; ૧૩. ફીલે. ૧ ; ૯, ૧૦, ૧૩. કલો. ૪; ૩, ૧૮. એફે. ૩ ; ૧ : ૪; ૧ : ૬ ; ૨૦.) આ ચોકી શિવાય પાઉલની સ્વતંત્રતા સંપૂર્ણ હતી. તે ઉપદેશ કરતો અને લખતો અને જે કોઇ તેને મળવા આવે તેની મુલાકાત લેતો.

## ૨. રૂમમાં સુવાર્ત્તા ફેલાવવાની મહેનત.

પાઉલના રૂમમાં આવ્યા પછી ત્રીજે કે ચોથે દિવસે રૂમના મુખ્ય યહુદીઓની સભા ભરવામાં આવી. (પ્રે. કૃ. ૨૮; ૧૭.) એવો સંભવ છે કે તેને રહેવાને માટે સગવડભરેલુ ઘર મળે તેને માટે તેને વખત જોઇતો હતો, અને મુખ્ય યહુદીઓની સાથે પત્રવ્યવહાર ચલાવવાને અને તેઓને પોતાને ઘેર નહોતરવાને માટે પણ તેને વખતની જરૂર હતી. તેથી બની શકે તેટલી વહેલી આ સભા ભરવામાં આવી. પોતાની સ્થિતિ વિષે ખુલાસો કરવાના હેતુથી પાઉલે આ સભા ભરી. ( પ્રે. કૃ. ૨૮; ૨૦. ) પોતાના દેશી ભાઇઓની દિલસોજી મેળવવાની તેની સ્વાભાવિક ઇચ્છા હતી, અને પાલેસ્ટાઇનમાંથી જેમ બને તેમ જલદી જૂઠી ખબર આવશે એવી પણ તે આશા રાખતો હતો. એવો પણ સંભવ છે કે રૂમમાં યહુદીઓની રહેવાની જગ્યામાં પાઉલનું નામ મશહુર હતું, નહિ તો મુખ્ય માણસો એક કેદીના નહોતરાને માન આપીને એકદમ આવે તે અજાયબ જેવું છે. ખરી વાત છે કે યહુદીઓએ કહ્યું કે અમારા ઉપર યહુદાહથી પાઉલ વિષે કાગળો આવ્યા નથી, અને તેઓએ કહ્યું કે ભાઇઓમાંના કોઇએ તેને વિષે જૂઠી ખબર લખી નથી કે તેને વિષે ભુંડું બોલ્યા નથી, પરંતુ આ હેવાલનો સાધારણ રીતે થોડા વખત ઉપર બનેલા બનાવથી અંત આવે છે ( પ્રે. કૃ ૨૮ ; ૩૧. ) તેઓ એવુ બતાવતા નથી કે યહુદીઓએ પાઉલ વિષે કદી પણ સાંભળ્યું હતું.

પાઉલ અને રૂમના યહુદીઓ વચ્ચેની પહેલી સભા તે પોતીકી હતી, પણ આને લીધે બીજી સભા થઇ અને તેમાં પાઉલે તારણનો સંદેશો કહી બતાવ્યો. જે નવા પંથની વિરૂદ્ધ લોકો બધે બોલતા હતા, તે વિષે બોલવાની તેઓએ પાઉલને વિનંતી કરી. (પ્રે. કૃ. ૨૮ ; ૨૨.) આ ભાષાથી એવો અર્થ નિકળે છે કે તેઓને પહેલાં તે વિષે કાંઇ જ્ઞાન નહોતું. જો આમાં તેઓએ સાચું કહ્યું હોય, તો આપણે એમ પણ ધારવું જોઇએ કે તેઓ રૂમમાં ખ્રીસ્તી મંડળીથી તદન અલગ રહ્યા હતા. એમ માનવું પણ સહેલું છે કે કલાદીઅસના હુકમથી થએલા થોડા વખત ઉપરના અનુભવથી વિશ્વાસુ અને અવિશ્વાસુ યહુદીઓ નવા પંથ વિષે વાત કરવાને બહુજ સાવચેત રહેતા હતા. શહેરમાં રહેવાનું તેઓને માટે મુસ્કેલ હતું, તેથી જે સભાઓમાં બળવો થાય કે શાંતિમાં ભંગ થાય તેવી સભાઓથી તેઓ દૂર રહેતા હતા.

બીજી સભામાં ઘણા યહુદીઓ હાજર હતા, અને પાઉલે આખો દિવસ વાત કરી. (પ્રે. કૃ. ૨૮; ૨૩.) જે ગંભીર ચેતવણી આપીને પાઉલે પોતાનું ભાષણ સમાપ્ત કીધું, તે ઉપરથી આપણે અનુમાન કરી શકીએ છીએ કે જેમ બીજી જગ્યાએ તેમ ત્યાં પણ ઘણા યહુદીઓએ તેના સંદેશાનો અંગીકાર કીધો નહિ.

રૂમમાં પાઉલના વિદેશીઓમાં કામ કરવાની બાબતમાં આપણે પ્રેરિતોનાં કૃત્ય અને પત્રોમાં છુટાછવાયા દાખલા ઉપરથી બહુ જુજ જાણી શકીએ છીએ. પાઉલના પત્રો ઉપરથી એ છાપ પડે છે કે તેના કામથી સુવાર્ત્તાને ઘણી મદદ મળી. લુક લખે છે કે પાઉલ હિંમતથી ભાષણ કરતો. (પ્રે. કૃ. ૨૮; ૩૧.) અને પાઉલ પોતાના મિત્રો જે આશિયામાં હતા તેઓની વિનંતી કરે છે કે, તમે મારે માટે પ્રાર્થના કરજો કે, જેટલી હિંમતથી બોલવું જોઇએ તેટલી હિંમતથી હું બોલી શકું. (એફે. ૬; ૨૦.) ખ્રીસ્તીનાં હથિયાર વિષે જે પાનામાં લખેલું છે તે ફતેહમંદ પાનું આ માગણી કર્યાં પછી પૂરૂં થાય છે, અને આપણે સહેલાઇથી ધારી શકીએ કે, જ્યારે પાઉલ કામ કરતો હતો ત્યારે લખેલું હતું, અને જ્યારે તે કામ કરતો નહોતો અથવા પોતાના કામમાં ફતેહમંદ થતો નહોતો ત્યારે લખેલુ નહોતું. પાઉલ ફિલિપીઓને લખે છે કે, રૂમમાં મારૂં કેદી થવું, મારી સ્થિતિ અને અનુભવ, તે બધાંએ સુવાર્ત્તાના પ્રસારને માટે કામ કર્યું છે. (ફિલિ. ૧; ૧૨.) અને આ પ્રસાર વિષે ખાસ કરીને લખી બતાવેલું છે. પ્રીટોરીઅનોની લશ્કરની રહેવાની જગ્યામાં તથા બીજે એમ માલમ પડયું કે તે ખ્રીસ્તને લીધે કેદમાં પડયો છે. (ફિલિ. ૧; ૧૪.) ઘણાને ખાતરી થઈ કે કોઈ ગુન્હાને માટે પાઉલ કેદમાં પડયો નહોતો, પણ તેના ધર્મને લીધે, તથા ખ્રીસ્તની સુવાર્ત્તા પ્રગટ કરવાના તેના આવેશને લીધે તે આ સ્થિતિમાં આવી પડયો હતો.

આગળ પાઉલ કહે છે કે મારા અનુભવથી શહેરના ઘણા ઉપદેશકોને બીક શિવાય બોલવાની હિમત આવી હતી. (ફિલિ. ૧; ૧૫–૧૮.) પાઉલને આશ્રય આપવામાં આવ્યો હતો તેથી તેઓ હિમતવાન થયા હતા. વળી, અમુક ભાઇઓ જેઓ પાઉલની વિરૂદ્ધ હતા તેઓ પણ તેની ફતેહમંદીથી નવેસર કામ કરવા ઉશ્કેરાયા. પાઉલને તસ્દી આપવાના વિચારથી તેઓ પોતાની રીતે આવેશથી ખ્રીસ્તને પ્રગટ કરવા લાગ્યા. સાફ દેખીતું છે કે તેઓનો સુવાર્ત્તા સંબંધી એવો મત હતો, કે જો લોકો માને કે તે મત ખરો છે, તો પાઉલને દિલગીરી ઉત્પન્ન થાય. એવો સંભવ છે કે તેઓ યહુદાની ટોળીના હતા, તે માણુસો ખ્રીસ્તને પ્રગટ કરતા હતા પણ મુસાને પણ પ્રગટ કરતા અને કહેતા કે તારણ પામવાને માટે સુનતની જરૂર છે.

પાઉલની અસર સંબંધીની આ દલીલો એવુ સૂચવે છે, કે જો તેણે બેડીઓ પહેરી હતી, તોપણ પરમેશ્વરનું વચન જે તે પ્રગટ કરતો હતો તે બંધન નહોતું. કલોસીઓના પત્રમાં તે સુવાર્તા વિષે લખે છે કે તે ફળ આપનાર છે. (કલો. ૧; ૬.) અને આખી દુનિયામાં વધનારૂં છે, અને તેમાં સાધારણ રીતે રૂમનો પણ સમાવેશ થાય છે. તેજ પત્રમાં તે લખે છે કે પરમેશ્વર મારામાં પરાક્રમથી આવેશ ઉત્પન્ન કરે છે, અને પોતા વિષે લખે છે કે હું ખૂબ મહેનત કરૂં છું. રૂમમાં છુટક એક માણસના બદલાણ વિષે કાંઇ જાણવામાં આવ્યું નથી. ઓનેસીમસ, (ફીલેમો. ૧૦.) ફીલેમોનનો ગુલામ, રૂમમાં પાઉલથી બદલાએલા માણસો મધ્યે હતો, કદાપિ ઈસુ–યુસ્તસ પણ હતો. (કલો. ૪; ૧૧.) કાઇસારના ઘરનાં પાઉલથી બદલાયાં હોય કે ન બદલાયાં હોય. (ફિલિ. ૪; ૨૨.) પાઉલના રૂમના કામમાં તેના જુના મિત્રોએ તથા સાથી-કામદારોએ મદદ કરી હતી, અને વળી બહારગામથી તેને જરૂરની મદદ મળી હતી. આગળ બતાવ્યા પ્રમાણે, લુક અને આરીસ્તાર્ખસ તેની સાથે હતા. બીજા જેઓ તેની સાથે રૂમમાં લાંબા વખત સુધી કે થોડા વખત સુધી રહ્યા હતા તેઓ તુખીકસ, (કલો. ૪; ૭.) માર્ક, (કલો. ૪; ૧૦.) તથા તીમોથી હતા. (કલો. ૧; ૧. ફિલિ. ૧, ૧.) એપાફ્રાદીતસના હાથથી ફિલિપીની મંડળીમાંથી દૈહિક મદદ તેને મળી હતી. (ફિલિ. ૪; ૧૦, ૧૮.) અને એફેસસના ઓનેસીફરસે તેને દૈહિક કે આત્મિક ભેટથી તાજો કીધો હતો, અથવા, બન્નેથી તાજો કીધો હતો તે લખેલું નથી. (૨ તીમો. ૧; ૧૬.) જેમ પાઉલે કરીંથ, એફેસસ, અને બીજી જગ્યાએ પોતાના ગુજરાનને માટે કામ કર્યું હતું, તેમ રૂમમાં પોતાને હાથે કામ કર્યું હતું તે વિષે કાંઇ લખેલું નથી. વળી તેજ વખતે તે મોટું સગવડવાળું ઘર ભાડે રાખવાને શક્તિવાન હતો, અને તે ઘર એટલું મોટું હતું કે તેમાં ઘણા યહુદીઓ આવતા હતા. (પ્રે. કૃ. ૨૮; ૨૩.) આ બિનાઓ સાથે લઇએ તો તે એવું સૂચવે છે કે પાઉલને કોઇ નવી રીતે જરૂરની ચીજો મળતી હતી, પણ તે કેવી રીતે મળતી હતી તે વિષે અટકળ કરવી તે અમથું છે.

## ૩. તપાસણી.

પાઉલના મુકરદમામાં "કાયદાનો વિલંબ" એનાં કારણો વિષે જાણવામાં આવ્યું નથી. ફેસ્તસ કે જેણે કબૂલ કર્યું કે મારા ઉપરી ઉપર કાંઇ ખાસ લખવા જેવું નથી. (પ્રે. કૃ. ૨૫; ૨૬.) તેના કાગળ ઉપરથી આ બાબત અંધારામાં રહે છે. પ્રતિપક્ષના માણસો આવે ત્યાં સુધીની મુદત પડી, અને શાહેદીઓ મેળવવાને માટે ઘણો વખત લાગે એ પણ સંભવિત છે. કાઇસારીઆમાં તેઓની બિના ફતેહમંદીને લીધે રૂમમાં તેઓ સારી શાહેદી વિના નહિ આવવાને સાવચેત થયા હતા. વળી પાઉલ પોતાના ઉપર

તોહોમત મૂકનારાઓથી ઘણે દૂર હતો અને વળી કેદી હતો, તેથી તેઓ બીજી બાબતમાં જેટલી ત્વરાથી મુકરદમો ચલાવે તેટલી ત્વરાથી ચલાવે નહિ. પાઉલની તપાસણી ઇસુની તપાસણી કરતાં બહુજ ઉલટી છે. બીજાની બાબતમાં ઘણી વિગતવાર વાતો લખેલી છે, ત્યારે પહેલા વિષે કાંઇ પણ લખેલું નથી. પાઉલે કાઇસારને અપીલ કરી હતી, પણ નીરોની પોતાની આગળ તેનો મુકરદમો ચાલ્યો હતો કે નહિ તે તદન શંકા ભરેલુ છે. ઘણા મુકરદમા હોવાને લીધે કદાપિ તેનો મુકરદમો શહેનશાહના કોઇ પ્રતિનિધિને સોંપવામાં આવ્યો હતો. જ્યારે પાઉલનો મુકરદમો ચાલતો હતો ત્યારે કયા ફરિયાદીઓ આવ્યા, તેઓએ તે કેદીની વિરૂદ્ધ કેવાં તોહોમતો મૂકયાં, અને પાઉલે પોતાનો કેવી રીતે બચાવ કર્યો, તે વિષે આપણા જાણવામાં નથી. એક વાત જે નક્કી છે તે એ કે પાઉલને છોડી મૂકવામા આવ્યો. ફેલીકસ, ફેસ્તસ, અને આગ્રીપા રાજાએ તેનું સાંભળ્યુ હતું, તે ઉપરથી આપણે ધારી શકીએ કે તે રૂમમાં છૂટી જવાનો હતો. પાઉલની ખાતરી આ હતી કે મારો છૂટકારો થવો જોઇએ, તે પણ એક દલીલ છે, તેની તપાસણીને અંતે તે છૂટી ગયો. જ્યારે તેણે ફીલેમોન અને ફિલિપીઓને પત્રો લખ્યા, ત્યારે તેનો મુકરદમો નજીક હતો, અને તેને ખાતરી હતી કે હુ છૂટી જઇશ. (ફીલે. ૨૨. ફિલિ. ૨, ૨૪: ૧, ૨૫.) હવે જે બિનાઓ બનતી હતી તે વિષે કાંઈક જાણી શકે એવી સ્થિતિમાં તે હતો. તે રૂમમાં લાંબા વખતથી રહેતો હતો, અને કાઈસારના ઘરમાં ખ્રીસ્તી ભાઇઓ હતા. જો તેને ખાતરી હતી કે હું છૂટી જઇશ, તો તેની ખાતરીનાં મજબૂત કારણો હોવાં જોઇએ. ધર્મોપદેશકના પત્રોના ખરાપણાને માટે અદરની શાહેદી, પ્રેરિતોનાં કૃત્યો તથા તેના પોતાના પત્રોમાં પાઉલના જીવનચરિત્રમાં તેઓને માટે જગ્યા નથી, ત પણ એક દલીલ છે કે, તેની તપાસણીને અંતે તે છૂટી ગયો. આ પત્રોના ખરાપણાને માટે અહી શાહેદી આપી શકાય નહિ. તે બહારથી અને અદરથી છે. બીજી શાહેદી ઘણી છે. ભાષા, શિક્ષણ, અને અક્ષરોની સ્થિતિ વિષે કેટલીક મુસ્કેલીઓ છે, પણ તેઓ ખરા નથી એવુ જે મુસ્કેલીઓથી સિદ્ધ થાય છે તે મુસ્કેલીઓ જેવી મને તે લાગતી નથી. છેલ્લે, રૂમના કલેમેંટનો હેવાલ, જે પહેલા સૈકાના છેલ્લા દાયકાનો છે, કે પાઉલ પોતાના મિશનેરી કામને માટે પશ્ચિમના છેડા સુધી ગયો હતો તે પણ એક દલીલ છે, કે તેની તપાસણીને અંતે તે છૂટી ગયો. કલેમેંટે રૂમમાંથી લખ્યું હતું, અને તેની મતલબ એવી નહોતી કે આ પશ્ચિમનો છેડો હતો; પશ્ચિમની હદ તે આટલાંટિક મહાસાગર કે સ્પેઇન હતી.

પાઉલના છૂટકારાને માટે આ ખરી શાહેદી વિરૂદ્ધ એકે ઇતિહાસિક સાબિતી નથી કે તેને ૬૨ કે ૬૩ ની સાલમાં મારી નાખવામાં આવ્યો હતો.

## પ્રશ્નો.

૧. પાઉલના રૂમી બંધનની પદ્ધતિ શી હતી?

૨. જ્યારે પાઉલને સિપાઈની ચોકીમાંથી તદન મુક્ત કરવામાં આવ્યો ત્યારે તેણે પોતાનો વખત કેવી રીતે ગાળ્યો?

૩. પોતાના આવ્યા પછી ત્રીજે કે ચોથે દિવસે પાઉલે રૂમના યહુદીઓને શા માટે એકત્ર કર્યાં હતા?

૪. રૂમમાં વિદેશીઓ માટે પાઉલે કયું કામ કર્યું?

૫. રૂમમાં પાઉલના કામમાં તેને કોણે મદદ કરી?

૬. રૂમમાં પાઉલની તપાસને કયા કારણને માટે વાર લાગી?

૭. પાઉલ તથા ઇસુની તપાસમાં કયો મજબૂત મુકાબલો છે?

૮. તપાસનું પરિણામ શું આવ્યું?

---

# પ્રકરણ ૧૫ મું.

## પાઉલની જીંદગીનું છેવટ.

### ૧. રૂમથી પૂર્વ તરફ મુસાફરી.

પાઉલની જીંદગીનો અન્ત, યાકૂબ શિવાય સઘળા પ્રેરિતોની માફક, આપણાથી લગભગ બધો ઢંકાએલો છે. નીરોના દરબારમાંથી તેના છૂટકારા પછીના તેના વૃત્તાંત વિષે નવા કરારની તવારીખ, ધર્મોપદેશકના પત્રોમાં મળી આવે છે. આમાં દંતકથા જેવી માહિતી ઉમેરી શકાય કે જેને પહેલા સૈકામાં સારાં મૂળ છે. ધર્મોપદેશકના પત્રોના લાગુકરણ, પૂર્વમાં તેણે જે મુસાફરી કરી તે નીચે પ્રમાણે છે. પાઉલે માકેદોનિયામાં મુસાફરી કરી તે વિષે લખે છે, અને તે પહેલાં તેણે તીમોથીને એફેસસમાં રહેવાને માટે આગ્રહ કર્યો હતો. (૧ તીમો. ૧, ૩.) આ ઉપરથી એવુ માલમ પડે છે કે તે પોતે એફેસસમાં ગયો હતો, અને ત્યાંથી તે માકેદોનિયામાં મુસાફરી કરતો હતો. તે એફેસસમાં જલદી પાછા આવવાની આશા રાખતો હતો. (૧ તીમો. ૩, ૧૪ ૪; ૧૩.) એફેસસમાં તેની આ મુલાકાત વખતે ઓનેસીફરસે પાઉલની સેવા કરી હતી. (૨ તીમો. ૧; ૧૮.) તેણે જે સેવા કરી હતી તે તીમોથી બરોબર જાણતો હતો એમ પાઉલ લખે છે. જ્યારે પાઉલ થોડાં વર્ષ પહેલાં એફેસસમાં કામ કરતો હતો ત્યારે જે સેવા તેણે કરી હતી તેના કરતાં આ સેવા થોડા વખત ઉપર કરેલી હતી એમ ધારવુ તે સહેલુ છે. અને આગળ, જો પ્રેરિતોનાં કૃત્યોમાં લુકની લખેલી વાતના સમયમા ઓનેસીફરસ પાઉલનો મુખ્ય મદદગાર હતો, તો તેના વિષે ત્યાં કાંઈ લખેલુ હોય એવી આપણે આશા રાખીએ. મીલેતસમાં પાઉલના થોભવા વિષે ધર્મોપદેશકના પત્રોમાં એક વાત લખેલી છે કે, જે પ્રેરિતોનાં કૃત્યોમાં લખેલી મુલાકાતને મળતી આવતી નથી. (પ્રે. કૃ. ૨૦; ૧૭.) પાઉલ તીમોથી ઉપર લખે છે કે, મેં ત્રોફીમસને મીલેતસમાં માંદો મૂકયો. (૨ તીમો. ૪, ૨૦) ત્રોફીમસ એફેસસથી આવ્યો, અને જ્યારે યરૂશાલેમ જતાં પાઉલે મીલેતસની મુલાકાત લીધી ત્યારે ત્રોફીમસને પાછળ માંદો મૂકયો નહોતો. તે પાઉલની સાથે યરૂશાલેમ ગયો હતો અને તેની સાથે શહેરમાં દેખાયો હતો. (પ્રે. કૃ. ૨૧; ૨૯.) તેથી બીજા તીમોથીમાં લખેલી વાત, પાઉલની મીલેતસમાં બીજી મુલાકાત વિષે સૂચવે છે, અને તે રૂમમાં કેદ રહ્યા પછી થઈ હશે.

વળી, ત્રોઆસમાં પાઉલની થોડા વખત ઉપરની મુલાકાત વિષે ધર્મોપદેશકના પત્રોમાં લખેલું છે. (૨ તીમો. ૪; ૧૩.) રૂમમાંથી તીમોથી ઉપર

લખતાં તે ત્રોઆસમાં પોતાનો ડગલો કોઇ કારપસ નામના માણસ પાસે મૂકયો હતો, તે વિષે લખે છે. પરંતુ ત્રોઆસમાં છેલ્લી મુલાકાત કે જેને વિષે આપણે જાણીએ છીએ તે તેણે મડળીઓના અર્પણથી કરીંથથી યરૂશાલેમમાં જતાં કરી હતી. ( પ્રે. કૃ. ૨૦ ; ૬. ) તીમોથીને બીજો પત્ર લખાયો તે પહેલાં ચાર વર્ષ ઉપર આ મુસાફરી તેણે કરી હતી. હવે, ચાર વર્ષ પહેલાં ત્રોઆસમાં જે ડગલો મૂકયો હતો, તેને માટે તીમોથીને પાઉલ લખતો હોય એવો સંભવ નથી. વધારે સંભવિત એ છે કે થોડા વખત ઉપર તે ત્રોઆસમાં ગયો હતો, અને પોતાની નિકળવાની ઉતાવળમાં, કે બીજા કોઈ અણજાણીતા કારણને લીધે તેણે કારપસના ઘરમાં ડગલો રહેવા દીધો. હમણાં શિયાળો પાસે આવતો હતો તેથી તે મગાવે છે. ( ૨ તીમો. ૪ , ૨૧. ) ત્રોઆસમાં છેલ્લી મુલાકાત વખતે પાઉલે પોતાનો ડગલો ત્યાં મૂકયો નહોતો તે પણ આ વાતથી સાબિત થાય છે, કે જે વાત પ્રેરિતોનાં કૃત્યોમાં લખેલી છે, કારણકે તેણે બે વર્ષ રૂમમાં ગાળ્યાં હતાં, અને જો તેને શિયાળાને માટેજ તે ડગલો જોઇતો હોત, તો કદાપિ તે પહેલાં મંગાવી લેત.

રૂમમાં કેદ રહ્યા પછી તેની આ પૂર્વની મુસાફરીમાં પાઉલે કરીથની પણ મુલાકાત લીધી હોય એમ જણાય છે. ( ૨ તીમો. ૪ ; ૨૦. ) કેમકે મીલેતસના સંબંધમાં તે તરતજ કરીથ વિષે લખે છે, અને કહે છે કે ઇરેસ્તસ ત્યાં રહ્યો અને હુ આગળ ગયો. આ બન્ને જગ્યાની મુલાકાત એકજ મુસાફરીમાં લેવાઇ હતી, અને જો પ્રેરિતોનાં કૃત્યોમાં મીલેતસની મુલાકાત વિષે લખેલું નથી, તો તેજ પ્રમાણે કરીંથની આ ખાસ મુલાકાત વિષે પણ લખેલુ નથી. વળી તીતસને પત્રમાં પાઉલની ક્રેતે ટાપુમાં મુલાકાત વિષે ધારવામાં આવે છે, ( તીત. ૧ ; ૫. ) પણ પ્રેરિતોનાં કૃત્યોમાં પાઉલનું જે જીવનચરિત્ર લખેલું છે, તે ભાગમાં આને માટે કાંઈ જગ્યા નથી. ખરી વાત છે કે જે વહાણમાં પાઉલ કેદી તરીકે ગયો હતો તે વહાણે લાસાયા શહેરની નજીક ક્રેતે ટાપુના કિનારા ઉપર, સુંદર બંદર આગળ લંગર કર્યું હતું. ( પ્રે. કૃ. ૨૭; ૮. ) પણ અલબત, આ મુલાકાત વિષે વિચાર કરવો તે અશકય છે, કારણકે જ્યારે પાઉલે તે વખતે ક્રેતે છોડયું ત્યારે તે રૂમ જતો હતો, અને જ્યારે તેણે તીતસને ક્રેતેમાં મૂકયો ત્યારે તે આવતો શિયાળો નિકોપોલીસમાં ગાળવાની આશા રાખતો હતો. ( તીત. ૩ ; ૧૨. ) પાઉલ બે વખત માકેદોનિયામાં ગયો હતો, પણ માકેદોનિયાની આ મુસાફરી પહેલાં ક્રેતેમાં મુસાફરી કરવી તે અશકય છે. ( પ્રે. કૃ. ૧૬ ; ૧૧ : ૨૦ ; ૧. ) તેથી ઐતિહાસિક એમ હોય કે એક વખત પાઉલ ક્રેતેમાં ગયો હતો, અને ત્યાંથી જતાં તીતસને ત્યાં રાખ્યો હતો, તે રૂમમાં કેદ રહ્યા પછી તેણે આ મુસાફરી કરી હશે.

નિકોપોલીસમાં શિયાળો ગાળવાનો પાઉલ વિચાર કરતો હતો, અને શિયાળા પહેલાં રૂમમાં તેનો ડગલો લઇને આવવાને તીમોથીને આગ્રહ કરતો હતો, કારણકે ઠંડી હવાને માટે તેણે તૈયારી કરી નહોતી, તે ઉપરથી સ્વાભાવિક રીતે ધારી શકીએ, કે તેનો વિચાર સિદ્ધ થયો નહોતો, અને તેને આખાયા કે માકેદોનિયામાંથી પકડીને રૂમમાં લઇ ગયા હશે

રૂમમાં પોતાના કેદીપણા વિષે પાઉલે જે બે પત્રો લખ્યા તે ઉપરથી બે બાબતો ધર્મોપદેશકના પત્રોના ઉપોદ્ઘાતમાં ઉમેરી શકાય. તેણે ફિલિપીઓને લખ્યું હતું કે હું જલદી તમારી પાસે આવવાની આશા રાખું છુ, (ફિલિ. ૨ ; ૨૪.) અને તેણે ફીલેમોન ઉપર પોતાના ઉતારાની જગ્યા તૈયાર કરવા માટે લખ્યું હતું. (ફીલે. ૨૨.) આ કાગળો લખ્યા પછી થોડા વખતમાં પાઉલને છુટો કરવામાં આવ્યો હોય, તો ફિલિપી અને કલોસીની મુલાકાત લેવાનો પોતાનો વિચાર તેણે પૂરો કર્યો હોય.

પાઉલના પહેલા રૂમના કેદીપણા પછીની પૂર્વની મુસાફરીનો આવો ઉપોદ્ઘાત છે. તેના લાંબા વખત સુધી થોભવાને કોઇ પણ સૂચના લાગુ પડતી નથી. હુમનાય અને આલેકસાંદરને કેળવણી આપવાને પાઉલ એફેસસમાં લાંબા વખત સુધી રહ્યો હતો. (૧ તીમો. ૧ ; ૨૦.) પણ તીમોથીને જે શિક્ષણ આપવાને તે ચહાતો હતો તે આપી શકે તેટલા લાંબા વખત સુધી રહ્યો નહોતો. ક્રેતેમાંની મંડળીઓ કે જેઓની ઉપર તીતસને પાઉલના હુકમથી વડીલો ઠરાવવાના હતા તે મંડળીઓ પાઉલે સ્થાપી હતી, એવું ધારવુ તે સ્વાભાવિક છે પણ જરૂરનું નથી. પાઉલનો ઉદ્દેશ એવો હતો, કે કોઇના પાયા ઉપર બાંધવુ નહિ; પરંતુ જો ક્રેતેમાંની મંડળીઓ તીતસે સ્થાપી હોત, કે પાઉલના કોઇ બીજા શિષ્યે સ્થાપી હોત, તો આપણે કહી શકતા નથી કે તેણે તેઓને માટે કોઇ પણ જવાબદારી ધારણ કરવાને ના પાડી હોત.

## ૨. પાઉલ બીજીવાર કેદમાં અને તેનું મરણ.

પાઉલને કયાં કારણોને લીધે બીજીવાર પકડયો, તથા તેને કયાં પકડયો પૂર્વમાં કે પશ્ચિમમાં, તે આપણે જાણતા નથી. તેના છૂટા થયા પછી જો તે પૂર્વગમ ગયો હોય, જ્યાં તે જવાની આશા રાખતો હતો, તો સ્પેઇનની મુસાફરી જો પૂરી થઇ હોય તો પછીથી થઇ હશે; પણ મુસાફરીના અનુક્રમ વિષે આપણને પાકી ખબર નથી. આપણે એટલું જાણીએ છીએ કે પાઉલની ઉપરનું તોહોમત એવા પ્રકારનું હતું કે તેનો પ્રથમ ભાગ તેની તરફેણમાં પસાર થયો, અને તેથી સાદું તોહોમત એ હતું કે તે ખ્રીસ્તી છે. (૨ તીમો. ૪; ૧૬, ૧૭.)

બીજીવાર તે કેદ કરાયો તે પહેલાના કરતાં તદન જુદું હતું. આ પ્રમાણે જણાય છે કે તેના મિત્રો અને સાથી-કામદારો તેને મૂકીને નાસી ગયા, અને પહેલીવાર જ્યારે તે કેદ કરાયો ત્યારે તેઓ તેની સાથે ગયા. તે ફુગેલસ અને હેરમોગેનેસનાં નામ લખે છે કે જેઓ આશિયામાંથી બીજાની સાથે તેની પાસેથી જતા રહ્યા. (૨ તીમો. ૧; ૧૫.) દેમાસે તેને તજી દીધો. (૨ તીમો. ૪; ૧૦.) તેના પહેલા બચાવ વખતે કોઇએ તેનો ભાગ લીધો નહિ. (૨ તીમો. ૪; ૧૬) ફક્ત લુક એકલો તેની સાથે રહ્યો. (૨ તીમો. ૪; ૧૧.) રૂમના ખ્રીસ્તીઓએ તેને તદન તજી દીધો નહિ, કારણકે તેના પહેલા બચાવ પછી જે શાંતિ થઈ તેમાં જ્યારે તે તીમોથી ઉપર લખતો હતો ત્યારે તેઓએ તેની મુલાકાત લીધી, અને તેને કાગળમાં સલામ મોકલી. (૨ તીમો. ૪; ૨૧.) આટલા બધા લોકો તેની પાસેથી જતા રહ્યા તે ઉપરથી સાફ જણાય છે, કે તે અત્યંત દુઃખમાં હતો. તેના પહેલીવારના કેદીપણાના કરતાં તેના શરીરની સ્થિતિ પણ જુદી હોય એમ જણાય છે. તે વખતે તે ઘર ભાડે રાખવાને શકિતવાન હતો; હમણાં હજાર માઇલ છેટેથી શિયાળાને માટે પોતાનો ડગલો મંગાવે છે. તેના કેદીપણામાં જાણે અસગવડ અને દુઃખ હોય તેમ તે વારંવાર સંકટ વિષે બોલે છે. (૨ તીમો. ૧, ૮, ૧૨, ૧૬. ૨, ૩, ૯, ૧૦, ૧૧, ૧૨.)

વધારામાં, આ બીજીવારના બંદીવાનપણામાં પોતાનુ જરૂર મરણ થશે એમ પાઉલ ધારે છે, ત્યારે પહેલી વખતે તેને ખાતરી હતી કે તે છૂટી જશે. હવે પોતાની દોડ પૂરી થઇ છે એમ તે લખે છે. (૨ તીમો. ૪; ૭.) તેણે પોતાનું અર્પણ કર્યું છે, અને ન્યાયીપણાનો મુગટ પાસે દેખાય છે. (૨ તીમો. ૪; ૬, ૮.) દેહાંત શિક્ષા થોડા વખત સુધી મુલતવી રાખી છે, અને કદાપિ તે થોડાં અઠવાડિયાં કે મહિના સુધી મુલતવી રાખવામાં આવે, (૨ તીમો. ૪; ૧૩, ૨૧.) પરંતુ તેનો અંત નજરે પડે છે અને તેના જવાનો વખત નજીક છે. તીમોથીને કુશળતા કરવાને તથા જે કિમતી પુસ્તકો લાવવાને તેણે તીમોથીને વિનંતી કરી હતી, તે વાંચવાને પાઉલ જીવ્યો કે નહિ તે નક્કી કહી શકાય નહિ. તેની છેલ્લી તપાસણીના વખત કે સ્થિતિ વિષે કાંઈ પણ જાણવામાં આવ્યું નથી.

પાઉલના મરણ વિષે પહેલાંની તથા ભરોસો રાખવા લાયક દંતકથા એવી છે, કે તેણે ધર્મને માટે પોતાનો પ્રાણ આપ્યો, અને નીરો પાદશાહના રાજ્યમાં રૂમમાં મરણ પામ્યો. આ ઉપરાંત બીજું કાંઈ આપણે જાણતા નથી. રૂમનો કલેમેંટ, જે પીતર તથા પાઉલ વિષે લખે છે કે તેઓ મારા પોતાના વંશના છે, તે શાહેદી આપે છે, કે અધિકારીઓના હુકમથી પાઉલને ધર્મને માટે મારી નાખવામાં આવ્યો. તેણે રૂમમાં ધર્મને માટે પોતાનો પ્રાણ આપ્યો એમ આથી જણાય છે, પણ કઈ સાલમાં તેનું મરણ થયું તે જણાતું નથી. કલેમેંટ પછી એક સૈકે, કાયસ, જે રૂમમાં વડીલ હતો તે પાઉલના તે શહેરમાં મરણ પામવા

વિષે શાહેદી આપે છે, અને વધારામાં કહે છે કે તેને "ઑસ્ટીઅન વે" ઉપર મારી નાખવામાં આવ્યો હતો. ત્રીજા સૈકાની શરૂઆતમાં યુસેબીઅસ કહે છે કે, નીરોના વખતમાં પાઉલનો શીરચ્છેદ કર્યો હતો.

આ પહેલી દંતકથા કે રૂમમાં નીરોના વખતમાં પાઉલે ધર્મને માટે પોતાનો પ્રાણ આપ્યો, તે એકલી દંતકથા તેના મરણ વિષેની છે, અને તીમોથીને બીજા પત્ર ઉપરથી આપણે જે ધારી શકીએ તેને તે મજબૂતી આપે છે.

આ પ્રમાણે પાઉલનુ જીવનચરિત્ર આપણી નજરથી ઢંકાએલું છે, પરંતુ જે સેવા તેણે પરમેશ્વરને માટે તથા માણસજાતને માટે કરી, તે કીર્ત્તિને એક પણ વાદળ ઝાંખી પાડી શકતું નથી કે કદી પણ ઝાંખી પાડી શકશે નહિ.

## પ્રશ્નો.

૧. ૧ તીમોથી ૧ ; ૩ માં કઇ મુસાફરી સંબંધી પાઉલ બોલે છે?

૨. એફેસસ સંબંધી પાઉલની શી આશા હતી? જુઓ ૧ તીમો. ૩ ; ૧૪.

૩. પાઉલે પોતાનો ડગલો મંગાવ્યો, એ રૂમી કેદ પછીની પૂર્વ તરફની તેની મુસાફરીના વિષય પર કયો પ્રકાશ નાખે છે?

૪. રૂમી કેદ પછી પૂર્વ તરફ મિશનેરી મુસાફરી તેણે કરી, એને બીજી કઇ બિનાઓ દર્શાવે છે?

૫. બીજી વારની કેદ વખતે પાઉલ પર જે તોહોમત મૂકવામાં આવ્યું હતું, તેનું રૂપ કેવું હતું?

૬. પાઉલના કયા આગલા મિત્રોએ તેને હાલમાં તજી દીધો? જુઓ ૨ તીમો. ૧ ; ૧૫ : ૪ ; ૧૦.

૭. પાઉલની સાથે એકલો કોણ રહ્યો? જુઓ ૨ તીમો. ૪ ; ૧૧.

૮. પાઉલના આગલા ઘણા મિત્રોએ તેનો ત્યાગ કીધો—એ શું દર્શાવે છે?

૯. શું રૂમી ખ્રીસ્તીઓએ પાઉલનો સમૂળગો ત્યાગ કીધો? ૨ તીમો. ૪ ; ૨૧.

૧૦ આ કેદમાં તેની શારીરિક હાલત કેવી હતી, પહેલી કેદમાંના કરતાં જુદી હતી? જુઓ ૨ તીમો. ૧ ; ૮, ૧૨, ૧૬ અને ૨ તીમો. ૨ ; ૩, ૯, ૧૧, ૧૨.

૧૧. બીજી કેદમાંથી પાઉલને છૂટકો મળશે એવી આશા તેને હતી? જુઓ ૨ તીમો. ૪; ૭.

૧૨. છેવટની તપાસની બિના તથા વખતના સંબંધમાં શું જાણવામાં આવ્યું છે?

૧૩. પાઉલના મરણ સંબંધી આપણને કયું જ્ઞાન છે?

સમાપ્ત.